ભગવાન કરુણા સાગરો વિજયતે

# સકત પરમ પ્રકાશ મણિભાષ્ય



## ભગવાન કરુણા સાગરનું પ્રાગટ્ય


: પ્રકાશક :

મહંત શ્રી સરજ્યુદાસજી ગુરુશ્રી મોહનદાસજી

ડુંભાલ પાટીયા, સુરત



॥ ભગવાન કરૂણાસાગરો વિજયતે ॥

# સક્ત પરમ પ્રકાશ મણિભાષ્ય

: સ્વ રચિત :

પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર

: સંયોજક :

પરમ હંસ સુખાનંદજી - વડોદરા

: સંકલન :

સંતશ્રી નૌતમદાસજી ગુરૂશ્રી સરજ્યુદાસજી

: પ્રકાશક અને સટીક ભાષાંતર :

મહંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી, સુરત


: પ્રકાશન :

મહંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

સંતશ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

ભગવાન કરૂણાસાગરનું મંદિર

કરૂણેશ નગર સોસાયટી, કુંભાલ પાટીયા, સુરત

છપામણી (ખર્ચ) કિંમત : ૧૮૦-૦૦

વેચાણ કિંમત : ૭૦-૦૦

(પોસ્ટ ખર્ચ અલગ)

# સમર્પણ



**સહાદર સમર્પણ પ્રેમ - પુષ્પ**

હમારા ગુરૂવર્ય મહાન સકર્તા અદ્વૈત લક્ષ સિદ્ધાંતના પ્રાજ્ઞ
અનુભવિ અને પ્રખર તત્ત્વજ્ઞાની શ્રી મોહનદાસજી
મહારાજના આશીર્વાદથી પ્રાપ્ત થયેલું
અગાધ અનુભવ વૃક્ષનું એક ગ્રંથરૂપી
પ્રેમ પુષ્પ અનેક વાર નમસ્કાર
કરીને તેમના પરમ પવિત્ર
ચરણ કમળમાં
સમર્પણ
કરીએ છીએ.

*લિ.*

આપના ચરણ રજના અભિલાષી
મહંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી
સંતશ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી
ભગવાન કરૂણાસાગરનું મંદિર
કરૂણેશ નગર સોસાયટી, કુંભાલ પાટીયા, સુરત

મહાન સમર્થ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરને મારી અતી નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કે તેઓ સંસાર ભરનાં સર્વ અંશોને સત્યજ્ઞાન આપે.

# ઉપસંહાર

## પરમગુરુ પરત્વે વિરહી અંશની પ્રાર્થના

હે કૃપાનિધિ ! અમારા કયા અવગુણે આપ અમોને છોડીને ચાલ્યા ગયા છો ! અમો શું કરીએ કે આપને પામી શકાય ! શું અન્નજળનો ત્યાગ કરીએ તો આપ મળશો ! અગર આંખો બંધ કરી ગગનમાં પ્રવેશ કરીએ તો આપ મળશો ! આપના પદપ્રાપ્તિના વિરહમાં સર્વ જ્ઞાનને વિસરી શુદ્ધ-બુદ્ધિને ભૂલી જઈ ચિતભ્રમ થઈ જાઉં તો આપ મને મળશો ! મન અચેત કરી દઉં. શ્વાસને બ્રહ્મરંધ્રમાં ચઢાવી દઉં, સર્વ નાડીને સંકીર્ણ કરી દઉં તો મને આપ મળશો ! અરે ! ઓ દીનાનાથ ! હું કર્તા કહીને આપનો પોકાર કરૂં છું તો પણ કયા અવગુણે મને આપનો મેળાપ થતો નથી ! હે પતિતપાવન ! પારાવાર પસ્તાવો થાય છે અહો હે ગુરૂદેવ ! હું આપને કેવી રીતે પામી શકું ! હે અધમ ઉદ્ધારક ! મારું હૃદય રડે છે. આંખ રડે છે અંતઃકરણ રડે છે અને રોમે રોમ રડી રહ્યાં છે, અને આપ દીનબંધુની શોધ પાછળ સર્વાંગ શરીર તરફડે છે. આપ જેવા સમર્થ સદ્ગુરુ મળવા છતાં અમૂલ્ય મુદ્દો પ્રાપ્ત ન કર્યો, એથી મનમાં અધિકાધિક અપાર પશ્ચાત્તાપ થાય છે. અરે ! આપની મહત્તા ઓળખી નહિ. હવે અમારો કયા રસ્તે ઉદ્ધાર થશે ! હે પતિત પાવન ગરીબ નવાજ ! અમારાં અઘોર પાપનો નાશ કરી સદાય આપના પવિત્ર ચરણ કમળમાં આશ્રય મળે એવી સદ્બુદ્ધિ આપો ! હે દયાના સાગર ! આપ કર્તા હોઈ અવિકારી અવિગત ગતિવાળા છો, પરંતુ અમારી મંદ ગતિને લીધે જ અમે આપની પરમ ગતિને ઓળખી શક્યા નથી ? હે સ્વામી અમારી અલ્પ મતિ ટાળો અને કરૂણા કરીને શરણમાં રાખો ! હે પરમ કૃપાળુ ! હમો મલિન મતિના અવગુણથી ભરેલા, પામર અને નિષિદ્ધ વાસનાથી ભરેલા છીએ, છતાં હે ગુરૂદેવ ! અમારા અવગુણ તરફ જોશો નહિ, પણ આ દાસને શરણે રાખી સુમતિનું સિંચન કરો ? આપ સદ્ગુરૂ છો, દાતાર છો, કર્તા છો અને ચૌદલોકને ઉપજાવનાર તેમજ સંહારનાર છો એમ અનુભવપૂર્વક જાણી સમજીને આપને શરણે આવ્યો છું, તો આપના ચરણકમળમાં આશ્રય આપી અભયદાન આપો.

### પરમગુરુનો જવાબ

હે મારા સંત સજ્જન તથા ભગવતિજનો ! જો તમારે મને પાસે ને પાસે રાખવો હોય તો મેં જે સ્વાચાર પત્રિકા ગ્રંથમાં જે વચનામૃતો કહ્યાં છે તે મુજબ ચાલશો, અને તદ્નુસાર વર્તન કરશો ! તો તમારાં સઘળાં મનવંછીત કાર્યો પાર પાડીશ અને તમારા હૃદયમાં કૈવલજ્ઞાનનો ઉદય થશે, જેથી તમારૂં કલ્યાણ થતાં વાર લાગશે નહિ. હું નીજ સકર્તા સતકેવલનો પરમ વિશેષ અંશ છું. જેથી જ ઉપર પ્રમાણેની બીના કહી છે. મારા શરણમાં આવનાર સંત ભગવતિજનોએ જપ, તપ, તીર્થ, વૃત્ત અને અન્ય કોઈ પણ પ્રકારનાં કર્મ કરવાની જરૂરિયાત રહેશે નહિ. કારણ કે ઉપર જણાવેલી બાબતો સજ્જનો ગુરૂવચનોનું પાલન કરશે તો તેને મારા મૂળ સ્વરૂપનો અનુભવ થશે. અને ભવપારંગત થતાં વાર લાગશે નહિ. એ જ પરમગુરૂનો હુકમ છે.

લિ. પ્રકાશક

# સક્રત પરમ પ્રકાશમણિભાષ્ય ભાગ ૧

## પ્રસ્તાવના

મહાન સમર્થ પરમ શ્રેષ્ઠ પરમ વિશેષ પરમગુરૂ ભગવાન કરૂણાસાગરની અસીમ અનહદ કૃપાથી "સક્રત પરમ પ્રકાશમણિ ભાષ્ય" નામના ગ્રંથની પ્રસ્તાવના લખવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો. એ મારા અહોભાગ્ય છે જેથી હું તે પ્રસ્તાવના લખવાનો આરંભ કરૂં છું.

મૂળભૂત ગ્રંથનું નામ સક્રત પરમ પ્રકાશ મણિ ભાષ્ય છે, સદર ગ્રંથમાં પરમગુરૂએ પોતે કર્તાને લગાડવામાં આવતાં પંચવિશેષણોનો અર્થ સ્પષ્ટ કરેલો છે. તે પંચવિશેષણ પૈકી સક્રત નામનું એક વિશેષણ કર્તાને સંબોધી લગાડવામાં આવે છે. સદર સક્રતનો અર્થ જોતાં ખરું નામ હાલ પ્રચલિત ભાષાને અનુસરી સ્વકર્તા એમ નીકળે છે. આ સ્વકર્તાનો અર્થ પણ પોતે જ કૃતના કર્તા છે એવો થાય છે, અને પરમગુરૂએ પણ સક્રત શબ્દની વ્યાખ્યા એ જ પ્રમાણે કરેલી છે. અને બીજાં અનેક પુસ્તકોમાં પણ એ જ અર્થમાં સક્રત શબ્દ વાપરેલો છે, આ ઉપરથી અને એ જ ન્યાયે સકર્તા શબ્દ શુદ્ધ છે એમ સમજી સક્રતભાસ એવું નામ લખ્યું નથી, પણ તેની જગ્યાએ સકર્તાભાષ્ય નામ લખ્યું છે. વળી મૂળભૂત નામ રાખવું અતિ ઉચિત લાગતાં કૈવલ પ્રકાશ નામ રાખ્યું નથી. પરંતુ મૂળભૂત અર્થને ઉદ્દેશી કૈવલ પ્રકાશ નામને બદલે સકર્તાભાષ્ય નામ રાખેલું છે સદર ગ્રંથમાં (સ્વકર્તા)નું વિસ્તૃત વિવરણ કરેલું છે એટલે કે સ્પષ્ટ સ્પષ્ટીકરણ કરેલું હોઈ સકર્તા સંબંધી સંપૂર્ણ વિવેચન કરેલું છે એથી જ સદર પુસ્તકનું નામ સકર્તાભાષ્ય રાખ્યું છે.

સદર સકર્તાભાષ્ય ગ્રંથમાં પ્રથમ પરમગુરૂના કરૂણાસાગર નામનો નિર્ણય કરી બતાવ્યો છે, તેમાં ભેદ બે છે. એક કરૂણા અને બીજો સાગર, તે પૈકી કરૂણાનો ભેદ જુદા પ્રકારે સમજાવ્યો છે, તે એવી રીતે કે ભૂમંડળમાં વસતા મહાપુરૂષોથી લઈ શિવ, બ્રહ્મા, વિષ્ણુ અને આદ્યશક્તિ સુધીના મોટી વિભૂતિવાળા દેવતાઓ જે તે દરેક એકએક કરૂણાવાળા છે. તે પૈકી કોઈને સાગર સંજ્ઞા સંભવે તેમ નથી. એ વિષે સ્પષ્ટ ખુલાસો આ ગ્રંથમાં કરેલો છે. આ સમસ્ત દેવો ઉપરાંત સકર્તા સત્‌કૈવલને પણ સાગર સંજ્ઞા લાગતી નથી. એ વાત સાબિત કરીને તેમને મહદ્ કરૂણામય કહી શકાય એમ પ્રતિપાદન કર્યું છે. એ ન્યાયે સાગર સંજ્ઞા કોઈને ન લાગતાં માત્ર પરમગુરૂને જ સાગર સંજ્ઞા લગાડી શકાય છે એ વિષે ન્યાય પુરઃસર સાબિત કરી બતાવ્યું છે. વળી આ સાગર સંજ્ઞા જેને લાગે છે તે પરમગુરૂમાં સમસ્ત લોકની કરૂણાઓનું નિવેદન થાય છે. જેમ જગતની સઘળી નદીઓ સાગરમાં મળે છે તેમ એક એક કરૂણાવાળા અનંત દેવોની કરૂણાઓનું નિવેદન પણ

પરમ ગુરૂવે નમઃ
સત્ કૈવલ સાહેબ


ભગવાન કરૂણાસાગર


ગુરૂશ્રી મોહનદાસજી

મહંતશ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

ભગવાન કરૂણાસાગરનું મંદિર, ડુંભાલપાટીયા, સુરત.

પરમગુરૂમાં થાય છે, એથી જ તેમને કરૂણાસાગર નામનું વિશેષણ ઘટે છે, એ વાત આ ગ્રંથમાં સ્પષ્ટ લખી છે.

આ ઉપરાંત ખુદ જગતકર્તાના પંચવિશેષણ જે આદ્ય, સકર્તા, સ્વરાજ, કરૂણેશ અને કૈવલ છે. તેનું પ્રતિપાદન કર્યું છે. વળી વેદાન્તે બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા એ વિષય સાબિત કરવા અનેક પુસ્તકોમાં ખૂબ ચર્ચા કરી છે, પરંતુ પરમગુરૂ કહે છે કે કૃત અને કર્તા બંને સાચાં છે. તેમાં એટલો ખુલાસો છે કે જ્યાં સુધી કર્તાનો સંકલ્પ છે. ત્યાં સુધી કૃત છે જ એટલે તે ભ્રાન્તિરૂપ તો નથી જ. જુઓ કિંચિત માત્ર પણ કર્યા સિવાય થતું નથી. અને થાય પણ નહિ. ભ્રાન્તિ કોને થઈ ? કેવી રીતે થઈ ? એમ થવાના સંજોગો ચૈતન્યને શાથી સાંપડ્યા ? ભ્રાન્તિ દેહ વડે ઇંદ્રિયો વડે ગુણ વડે યા અંતઃકરણ વડે જગત ભ્રાન્તિવતભાસ્યું ? આમ ભાસ થવાની ભ્રાન્તિનો આરોપ કોની ઉપર ઘટાવવો ? જુઓ દેહાદીમાં ઘટાવીએ તો દેહ અને ચૈતન્ય ગતિએ ઓતપ્રોત છે દેહથી ચૈતન્ય સ્વતંત્ર નથી અને ચૈતન્યથી દેહ સ્વતંત્ર નથી. તો પછી ભ્રાન્તિ કોને થઈ ? જો દેહને થઈ એમ કહીએ તો ચૈતન્ય સિવાય દેહ જડ હોઈ નિષ્ક્રિય છે. અગર ચૈતન્યને થઈ એમ માનીએ તો ચૈતન્યમાં એવું કોઈ તત્ત્વ નથી કે જે ભ્રાન્તિને ઉત્પન્ન કરી શકે ! આ વિષયનો સ્પષ્ટ ખુલાસો આ ગ્રંથમાં છે.

આ ગ્રંથમાં આગળ ચાલતાં ચાલતાં બે હંગની વ્યાખ્યા ખૂબ સ્પષ્ટ વર્ણવી છે તેની એકંદરે સમજ એવી છે કે કર્તાના જગતમાં બે હંગ છે. એક અલ્પજ્ઞ અને બીજું સર્વજ્ઞ. માનવીથી લઈ સમસ્ત દેવ લોક સુધી એક જ હંગ છે. અને બીજું સર્વજ્ઞ મહદ્ હંગ પતિ વા પરમગુરૂનું છે આ સિવાય ત્રીજું હંગ નથી. એ વિશે સદર પુસ્તકમાં ખુલાસો છે. આમ નાનામોટા અનેક વિષયો સ્પષ્ટ રીતે સમજાવી આપણે કોણ ? સકર્તાપતિ કોણ ? અને આપણે સકર્તાનો મેળાપ કેવી રીતે કરી શકીએ ? એ વગેરે સ્પષ્ટ સમજાવી આ ગ્રંથ પૂર્ણ કરેલો છે.

સદર સકર્તાભાષ્ય ગ્રંથનો વિષય પૂર્ણ થાય છે ત્યાર પછી પરમવિશેષ સ્વ. અનુભવના પદકીર્તનનો સમાવેશ થાય છે ત્યાર પછી "અગાધ બોધ" નામના ગ્રંથમાંથી સંત તથા હરિજનોને પરમપદ પ્રાપ્ત કરવાની વિધિ યુક્ત ઉપાસના લખેલી છે આ ઉપાસનાવિધિનો વિષય આ આવૃત્તિમાં નવીન ઉમેરો છે આ ઉપાસનાનો વિષય અતિ અદ્ભુત છે, આવો સ્પષ્ટ ખુલાસો હજી સુધી મેં કર્યો નથી. જોકે પૃથક પૃથક દરેક ગ્રંથમાં ઉપાસના તો છે જ પરંતુ આ વિધિ તો અજોડ છે તે સૂક્ષ્મ દ્દષ્ટિએ આલોચન કરનારને દેખાય તેમ છે. મનના વિકારો પરહરીને ચોપાઈએ ચોપાઈ ઉપર લક્ષ્યબિંદુ રાખી વિચાર કરશો તો જરૂર પરમપદ તરી આવે તેવો લક્ષ જણાશે. અત્યાર સુધી કોઈ પણ

મંતપંથાવલંબીઓ પતિ તરફ જવાની સીડી બાંધી નથી જ્યારે પરમગુરૂના જ્ઞાનકથનના વિષયમાં ખાસ એક અદ્‌ભુત વાત છે, અને તે એ છે કે આપણ સર્વને આપણા નિજસ્વરૂપથી વિમુખ કરનાર બાહ્ય ઉપચારનું પ્રતિપાદન કરનાર ગ્રંથોથી મુક્ત રાખ્યા છે દુનિયાની વિધવિધ વાણી જે જાળરૂપ છે તે આ ગ્રંથનું આલોચન કરનારના સમજવામાં આવશે બાહ્યાડંબરોના ભપકામાં નહિ. અંજાતા સત્ય માર્ગે જઈ શકશે, પદાર્થોની પ્રાપ્તિના અર્થમાં મુક્ત કરાવવા એ ગ્રંથનો મુખ્ય હેતુ છે. બંધન અને મુક્તિ એટલે દેહાદીથી લઈ પદાર્થ માત્રથી છુટી જવું તે જીવ અજ્ઞાની અને અલ્પજ્ઞ છે એથી પદાર્થોની ગ્રંથીથી છૂટો થઈ શકતો નથી કારણ કે એ ગ્રંથીથી કેમ કરી છૂટવું તેનું એને જ્ઞાન નથી, સદર ગ્રંથનું જ્ઞાન આ ગ્રંથીથી છૂટા કરાવનારૂં છે. જો સતત અભ્યાસ કરવામાં આવે અને તે સાથે કોઈ અધિક પુરૂષ જે આ ગ્રંથનો જ્ઞાતા હોય તેના સહવાસમાં રહી સત્સંગ કરવામાં આવે તો જરૂર પરમપદની પ્રાપ્તિ  અર્થે કોઈપણ મંત્ર આદિનો જાપ જપવાની આવશ્યક્તા નથી, પરંતુ દુઃખની વાત છે કે એ વાત કોના ઘટમાં ઉતરે ! ખાસ હમારા પોતાના જ પંથમાં મંત્ર જ ગોખાય છે અને એ જ ખરું ભજન છે એમ મનાય છે. આ સ્થળે કોઈ પૂછે કે પરમવિશેષ પરમગુરૂ ભગવાન કરૂણાસાગરે ઘણીએ વાર જાપ જપવા વિષે કહી ગયા છે તો તેનો ઉત્તર એટલો જ છે કે જે જાપ જપવાનો કહ્યો છે તે જાપ નિત્ય, અખંડ, અમર છે. મુખજિહવા તેમજ મનપ્રણવના યોગે જપી શકાય તેવો તો આ જાપ નથી જ. તથાપિ મારા અજ્ઞાની કાયમપંથીઓ, મુખજિહવા દ્વારા જાપ જપે છે અને તેમ કરવાથી જ કલ્યાણ થાય છે એમ માને છે. આ પ્રમાણેની ચેષ્ટા જોઈ મને દુઃખ થાય છે. જો પરમગુરૂના પરમ માર્ગના પરમમુદ્દાને સમજ્યા હોત તો મુખજિહવા દ્વારા જાપ જપવામાં જ સંતોષ માનત નહિ. જુઓ આજ ગ્રંથની ઉપાસના વિધિમાં કૈવલ કૈવલ એ નામનો જાપનો અહર્નિશ ઉચ્ચાર કરજો એમ લખ્યું છે તે ખરૂં છે પરંતુ એ જાપ ફક્ત લઘુ હરિજન માટે હોઈ તે પંચભૂતાદિના પંચ પ્રણવને મહદ્ પ્રણવથી છૂટા પાડ્યા પછી જે જાપ ઊઠે છે તે જાપમાં કૈવલનું સંબોધન કરવાનું છે અને જાપ જપવાના પ્રકરણમાં આ જ જાપને અજાપ જાપ ગણ્યો છે અને તે જ સત્ય છે. જ્યાં સુધી પંચભૂતના વિકારી પ્રણવથી મુક્ત ન થવાય ત્યાં સુધી કૈવલનો અજાપ જાપ જપી શકાતો નથી. માટે હે ચૈતન્ય અંશ ! આ સત્ય અજાપ જાપ સાથે એકાકાર થઈ કૈવલનો જાપ જપવા પ્રયત્નશીલ રહેશો. આ માર્ગ ન સમજાય તો સદર જ્ઞાનના જ્ઞાતાઓને પૂછી માહિતગાર થવું જોઈએ. વળી એ જ હેતુને સ્પષ્ટ સમજાવવા માટે આ ગ્રંથની ઉપાસના વિધિમાં ખુલાસો કર્યો છે તે વારંવાર વાંચીને વિચાર કરવો.

આ ઉપાસના વિધિમાં પરમગુરૂએ ખટદર્શીની સ્પષ્ટ વ્યાખ્યા કરી છે તે પ્રકરણ

વાંચીને લક્ષમાં લેજો. આ ખટદર્શી સિદ્ધાંતમાં જગતમાત્રના ભિન્ન ભિન્ન ઉપાસકોની ઉપાસનાઓનો સમાવેશ થઈ જાય છે, ત્યાં વ્યાખ્યા સ્પષ્ટ કરેલી હોવાથી અત્રે એ વિષે વધુ કંઈ કહેતા નથી, પરંતુ આ ખટદર્શીથી પર નિજદર્શી વિશે પરમ વિશેષ અંશ અને કર્તા નિરાકરણવાળા પ્રકરણમાં જે ખુલાસો કર્યો છે, તે ખુલાસો અતિ અદ્ભુત હોઈ મારા પંથના આ જ્ઞાનવાન સમાજના સમજવામાં આવશે ? અગર પંથના આગેવાનો સમજવા દેશે ? જો સમજવામાં કોઈ હરકત ન થાય તો હરિભક્તને માટે પરમપદની પ્રાપ્તિનો માર્ગ સદંતર ખુલ્લો થઈ જાય તેમ છે. જુઓ, આ વિષયમાં જરાક આગળ વધીને કંઈક ખુલાસો કરૂં છું ખટદર્શી મહાપુરૂષોએ દરેકે એક એક દર્શનનું પ્રતિપાદન કર્યું છે. અને તે પ્રતિપાદન કરેલા સિદ્ધાંતમાં જે તે પુરૂષોએ દીલને રોક્યાં છે, તેમણે પોતપોતાનો સિદ્ધાંત સત્ય માન્યો છે અને તેમાં જ તેમના દીલ રોક્યા છે આ તેમના સિદ્ધાંત જડને જ સ્પર્શે છે. પરંતુ તે ચૈતન્યને સ્પર્શી શકતાં નથી. આ કારણને લીધે પરમગુરૂએ ચૈતન્યનો સ્પર્શ કરાવનાર નિજદર્શી સિદ્ધાંતનો નિર્ણય કરી બતાવ્યો છે. તેમાં પરમગુરૂનું બાહ્ય સ્વરૂપ અને મહદ્ પરમ વિશેષ અંશનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. આમ પરમગુરૂનું જે બાહ્ય સ્વરૂપ છે તેનું નામ કરૂણાસાગર છે અને આ કરૂણાસાગરનું આભ્યંતર અંશ સ્વરૂપજે છે તે જ પરમ વિશેષ અંશ છે હવે આ સ્થળે ધ્યાન પહોંચાડવાનું છે જુઓ, પરમગુરૂનું બાહ્ય સ્વરૂપ જે કરૂણાસાગર નામથી પ્રસિદ્ધ છે તે આખાય બ્રહ્માંડભરમાં ઘાટ અઘાટ સર્વમાં સર્વત્ર ભરચક વ્યાપક રહેલું છે. આ વ્યાપક સ્વરૂપ જે કરૂણાસાગર નામથી આપણે ઓળખીએ છીએ તે સ્વરૂપમાં આપણા ચૌદલોક વસેલા છે. જે સ્વરૂપમાં આ ચૌદલોક વસેલા છે. તે સ્વરૂપનું બીજું નામ સોહંગ છે. આ સોહંગ સમાન્યવિશેષ સર્વ અંશના જીવનરૂપે છે એકલે કે તેના જ જીવનથી આપણ સર્વ જીવીએ છીએ હવે આપણા ઓહંગનું સોહંગરૂપ પરમગુરૂના સ્વરૂપમાં નિવેદન થાય તો એ સ્થળે પરમશાંતિનું છેવટ પરિણામ પ્રાપ્ત થાય છે આમ આ સ્વરૂપ જેને પ્રાપ્ત થાય છે તે જ નિજ ચૈતન્યદર્શી છે એમ જાણવું અને આ ઉપાસનાવિધિમાં એ વિષે સ્પષ્ટ ખુલાસો કર્યો છે.

આ સકર્તા ભાષ્યમાં કરૂણાસાગર કોને કહેવાય એ વિષે ખૂબ વિસ્તારપૂર્વક સ્પષ્ટ ખુલાસો કરેલો છે તે જો બરાબર સમજાશે કે સારસામાં પ્રગટ થયેલા પરમપૂજ્ય પરમગુરૂ શ્રી કુવેર સ્વામીજીનું સ્થુલ શરીર યા ભૌતિક શરીર તે જ કરૂણાસાગર નથી પરંતુ આ ગ્રંથમાં પરમવિશેષ પરમગુરૂ ભગવાન પોતે જ સમજાવે છે તેમ કરૂણાસાગર સ્વરૂપ સાગરરૂપ હોઈ વ્યાપક છે. અને તેમાં જ દરેક દેવની કરૂણાનું નિવેદન થાય છે આમ આ સાગર સ્વરૂપ ચૌદેલોકથી શ્રેષ્ઠ હોઈ તે સર્વને માથે રહેલું છે. જેમ આકાશમાં વ્યાપક

મહદ્ અગ્નિનું સ્થુલ સ્વરૂપ વિદ્યુત છે તથા અવિગત આકાશનું સ્થુલ સ્વરૂપ શબ્દરૂપ ગર્જના છે. તેમજ વ્યાપક આકાશમાં સ્થુલરૂપ વાદળ બંધાય છે. તેમ આ દૃષ્ટાંતોના ન્યાયે વ્યાપક કરૂણાસાગરનું સ્થુલ સ્વરૂપ શ્રી કુવેર સ્વામીજી છે. જુઓ ! વિદ્યુત ગર્જના અને વાદળ આકાશના પેટાન્તરમાં અચાનક ઉત્પન્ન થાય છે અને વિખરાય જાય છે તેવી જ રીતે શ્રી કુવેર સ્વામીજીરૂપ પંચભૌતિક ઘાટ અચાનક દશ્યમાન થઈ આ ગ્રંથોરૂપ અગાધ અનુભવજ્ઞાન આપણ સર્વ લોકના અંશોના કલ્યાણ અર્થે મૂકી ગયેલા છે આમ વીજળીના ઝબકારાને પેઠે શરીરરૂપ પાત્રમાં ઝળકી ગયા છે તેમના અગાધ અનુભવજ્ઞાનને પ્રકાશમાં લાવવાનો અમારો યત્કિંચિત પ્રયાસ છે તે જો આ અનુભવ જ્ઞાનનો સંતો તેમ જ ભગવતિ ભક્તો લાભ મેળવી શકશે તો આ કાયમપંથ સેવકની સેવાભાવના નિષ્ફળ નહિ જાય. આ પરમગુરૂના પરમ મહદ કરૂણાસાગરરૂપ સ્વરૂપને સંપૂર્ણ ઓળખી તેમાં તલ્લીન રહી અનુભવનો ઉચ્ચાર કરનારા હમારા કાયમપંથમાં પરમપુજ્ય મહારાજશ્રી નારણદાસજી થઈ ગયા છે તે જે જે અનુભવ યુક્ત વાણી બોલ્યા છે તે વાણી પરમ મૃદલ ભાવવાળી હોઈ ગુરૂના પતિવ્રત ધર્મના સંબંધને ચોક્કસ સમજાવનારી છે. તેઓશ્રીના શબ્દેશબ્દમાં પરમગુરૂ પરત્વેનો દિવ્ય ભાવ તરવરી ઊઠે છે. એથી જ સમજાય છે કે તેઓશ્રી પરમગુરૂને સંપૂર્ણ ઓળખી શક્યા છે.

લિ. પ્રકાશક
કૈ.નિ. સુખાનંદજી પરમહંસ

સક્ત પરમ પ્રકાશમણિ ભાષ્ય ગ્રંથમાં પરમ વિશેષ પરમગુરૂ ભગવાન કરૂણાસાગર નામનો ખુલાસો એટલો સહેલાઈથી કરેલો છે કે થોડું ભણેલા તથા ઓછું સમજી શકે તેવાઓને પણ સમજ પડે અને આ જગતની અંદર પરમગુરૂ અને કરૂણાસાગર શું છે ! તેની કદર કરી શકે અને જે કરૂણા અને સાગર બંનેનો શુદ્ધભાવ સમજી શકે તેવો સદર ગ્રંથમાં ખુલાસો કરેલો છે. તથા કર્તા કૈવલના અંશને ચાસમી કેવી રીતે પહોંચે છે તે જણાવ્યું છે અને પરમગુરૂને પરમ કરૂણાવંત કેવી રીતે કહેવાય તેનો સ્પષ્ટ ખુલાસો કરેલો છે.

હવે નિજકર્તાને જ લગાડાતાં પાંચ વિશેષણોનો ખુલાસો કરેલો છે, તથા ખટ અવિગત ચિંતક પારસનો પટ ઈંદ્રિયો અને અંતઃકરણને લાગવાથી તેના રૂપાંતરમાં થતો ફેરફાર (ક્રીયા) સમજાવ્યો છે ખટ પારસને અવિગત ચિંતક પારસ કેમ કહ્યા તેની વિગત પણ સમજાવેલી છે. અંશ પોતાની મતલબ ઈંદ્રી અંતઃકરણ દ્વારા કેવી રીતે સાદ્ય કરે છે, તે બાબતનો ખુલાસો કરેલો છે અને કીટમહુરની આદ્ય લઈ નિરંજન સુધીના ઘાટમાં રહીને

અંશો જે જે કર્મો કરે છે તે કેવલ પોતાની બાહ્ય વૃત્તિ વડે કરીને જુએ છે, અને તે કર્તારૂપ અરૂપથી રહીત છે. તે બાબતનો ખુલાસો સદર ગ્રંથમાં કરેલો છે. અને પંચદેહનું આરબલ જણાવેલું છે. અને એક એકનાથી કેટલુંક અધિકપણું છે, તે પણ જણાવ્યું છે.

બ્રહ્મજ્ઞાનીઓએ સ્થુલ દેહનો નાશ થવાથી મોક્ષ થાય છે એવી જે પરંપરાથી માન્યતા ઘુસી ગયેલી છે તેનો અત્રે પરમગુરુએ ઘણા જ ઉત્તમ પ્રકારે ખુલાસો કરેલો છે. અને કર્તાએ આ અંશોને મોજ ભોગવવાને માટે જે જે પદાર્થો ઉત્પન્ન કર્યા છે. તે તે પદાર્થો અને વિભૂતિ જોઈને ગરકાવ થઈને ઘણા જ અનિન્ય ભાવે થઈને ચિતવન (સ્તુતિ) કરવું એ બાબતનો ખુલાસો પણ કરેલો છે. અને કર્તાએ આપેલા સુખને યાદ કરીને કર્તાનું સ્મરણ કરવું.

હવે અનામી કર્તાનું સ્મરણ કેવી રીતે થાય અને આ સ્મરણ કર્તાને કેવી રીતે અંગિકૃત થાય એ વિશેનો ખુલાસો તથા બે હંગનો નિર્ણયનો ખુલાસો સદર ગ્રંથમાં કરેલો છે. જેમાં અંશોનું અલ્પજ્ઞ હંગ અને કર્તાના સર્વજ્ઞ હંગની ઐક્યતા કેવી રીતે થાય છે તે બાબત પણ સમજાવેલી છે. સકર્તાના ધામનું વર્ણનનો ખુલાસો સદર ગ્રંથમાં કરેલો છે અને સકર્તાનું ધામ ક્યાં આવેલું છે તે અને અંશોનું સ્થાન ક્યાં આવેલું છે. તે બંને બાબતનો ખુલાસો સદર ગ્રંથમાં કરેલો છે અને અંશો કર્તાની સાથે ઐક્યતા કેવી રીતે કરી શકે તે બાબત સંપૂર્ણ ખુલાસાવાર સમજાવેલી છે.

સંસ્કૃત પ્રાકૃત વાણીનો સિદ્ધાંત સમજાવેલો છે. તથા બંને વાણીઓ વચ્ચે કેટલો તફાવત છે અને બંને વાણીઓમાં અધિક ન્યુનતાપણું કેટલું છે, તે અને હાલના આધુનિક સમયમાં તેની અસર કેટલા પ્રમાણમાં થાય છે તે સમજાવેલું છે. અને જેનાથી વ્યાકરણને દેવવાણી માની લીધેલી જેથી જગતમાં અવળી સમજણ ઘુસી ગયેલી હોવાથી જગતના જીવોના માનવામાં (અંતઃકરણ) થતી ખોટી ખરી અસરની બાબતનો ખુલાસો સદર ગ્રંથમાં કરેલો છે. જેના પરિણામે બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્મજ્ઞાનથી મુક્ત થઈએ છીએ એવી દેવવાણીની પકડ પકડેલી હતી તે મિથ્યા થઈને ખોટી ઠરાવી છે. તે બાબતનો ખુલાસો સદર ગ્રંથમાં કરેલો છે.

ચતુર પ્રકારના જીવોને સમજાવવા આપેલા પરચાનું નિરૂપણ કરેલું છે. તેમાંથી બે પ્રકારના જીવ આર્થિક અને સામાન્ય સમજાવવા પરમગુરૂએ આપેલા પરચાઓનું વિસ્તૃત વર્ણન કરેલું છે. અને ઉપર જણાવેલા બંને પ્રકારના જીવોને સમજાવવા જગતના આચાર્યોએ જુઠ્ઠુ બોલીને બતાવેલી લાલચ આપીને અનેક પ્રકારના ખોટા ખોટા વહેમોને દૂર કરી કર્તાના શરણમાં વાળેલા જીવોનું વર્ણન સદર ગ્રંથમાં કરેલું છે. અને અજ્ઞાન રૂપિ રોગ

મટાડવાને (દૂર કરવાને) માટે જ્ઞાન આપીને સમજાવ્યા છે.

હવે પરમગુરૂએ કેવા પ્રકારની રાજનીતિ જોઈએ અને રાજાને રાજ્ય પ્રાપ્ત કરતાં કેવા કેવા પ્રકારના દંભ, કપટ, છળ અને પ્રપંચ કરવા પડે છે. અને તેનાથી લાગેલું પ્રાયશ્ચિત કેવી રીતે નિવારણ થાય, અને પોતાના શરણમાં આવેલી રાજ્યની રૈયતને કેવી રીતે સુખી કરવી, કે જેથી રાજાને લાગેલું પ્રાયશ્ચિત નિવારણ થાય. અને ખરી રાજ્ય નીતિ કેવી રીતે કરવી કે જેમાં રાજ્ય પદવીની ઐશ્વર્યતા પ્રાપ્ત થાય. જીવોને કેવી રીતે કબજે કરવા અને ગુના કરેલા ગુનેગારોને કેવી રીતે સીક્ષા કરવી અને રાજ્યનીતિથી કેવી રીતે રાજ્ય ચલાવવું. તે બાબતમાં પરમગુરૂએ રાજવીઓને આપેલી શિખામણનું વર્ણન સદર ગ્રંથમાં કરેલું છે.

-સંપૂર્ણ-

## સકર્તા અદ્વૈત લક્ષબોધ ઉલટ પંચીકરણ

મહાન સમર્થ પરમ શ્રેષ્ઠ પરમ વિશેષ પરમગુરૂ કરૂણાસાગરે સકર્તા અદ્વૈત લક્ષબોધ ઉલટ પંચીકરણનો ગ્રંથ બનાવ્યો છે. તેમાંથી પ્રકરણ ૯માંનો પેટા ઉપ પ્રકરણ ૧ થી ૧૧ સુધી તથા ચાલુ અંગ ૧૦ની બાબતની પ્રસ્તાવના નીચે પ્રમાણે છે.

સકર્તા સત કેવલે જે ચોરાસી તત્ત્વો ઉત્પન્ન કર્યા છે તે આ સંસારમાં સ્થાવર જંગમના ઘાટની અંદર સરલતા પૂર્વક જે જે ઘાટમાં જે જે ઘાટનાં તત્ત્વો પોખાયાં છે તે તે તત્ત્વોની તે તે ઘાટમાં ક્રિયાનું વર્તમાન થયા જાય છે, તે કેવી રીતે થાય છે, તે તે ઘાટની સુલટ ક્રિયામાં (ચાલુ અમલમાં વર્તન થતી ક્રિયા) થતાં તત્ત્વોના અમલને સુલટ ક્રિયા કહેલી છે.

હવે ઉપર જણાવેલા ચોરાસી તત્ત્વોને કેવી રીતે ઉલટાવીએ (ક્રિયાના અમલને યાને વર્તનને ફેરફાર કરવો) કે જેની ક્રિયાની અંદર ફેરફાર ભર્યો અમલ વર્તાવીએ કે જેનાથી આપનું આપ (નીજ ચૈતન્ય સ્વરૂપ) અને પતિપદનો લક્ષ પ્રાપ્ત થાય એ પ્રમાણેની ઉલટક્રિયા ભગવાન કરૂણાસાગરે સદર ગ્રંથમાં ઘણી જ સહેલાઈથી સમજી શકાય અને તેનો અમલ વર્તનમાં મૂકી શકાય તેવી રીતે સમજાવેલો છે. કે જે તત્ત્વો આ સંસાર તરફ ચાલુ અમલમાં વર્તમાન થાય છે. તે તત્ત્વોને ઊલટાવીને ચાલુ સમયમાં તેનું વર્તન કરવાથી આપનું આપ અને પતિ પદ પ્રાપ્ત થાય તેવો લક્ષ સમજાવ્યો છે. હવે ઉપર જણાવેલા ચોરાસી તત્ત્વોની ઉલટક્રિયા કેવી રીતે કરવી અને કયા કયા તત્ત્વોના જુથ સંયુક્ત થાય છે. તે પરમગુરૂ નીચે જણાવ્યા પ્રમાણે સમજાવે છે.

કેવલની વૃત્તિથી ચોરાસી તત્ત્વોની ઉત્પત્તિ થઈ ત્યારબાદ તત્ત્વોથી રચાયેલા ઘાટમાં અંશ પોખ્યા. ત્યારબાદ અંશો પોતાના સ્વરૂપને ભૂલ્યા જેથી સામાન્ય તત્ત્વોની સુલટક્રિયામાં રૂંધાયા ત્યાર બાદ પરમગુરૂએ દર્શાવેલા તત્ત્વોની ઊલટક્રિયાનું વર્ણન કરેલું

છે કે આ સંસારભરમાંથી મુક્ત કેવી રીતે થવું અને સઘળાં તત્ત્વોને ઉલટાવી પરમ યજન ભજન કે જે પરમાર્થ સાધનરૂપ ઉલટ ક્રિયાનું વર્ણન કે જેની અંદર રજોગુણની દશ આકાંક્ષાની ઉલટ ક્રિયા, અહંકાર ગણની પંચ માત્રાને પંચભૂતની ઉલટ ક્રિયા, સતોગુણની પાંચ અવસ્થાને પાંચ અંતઃકરણની ઉલટ ક્રિયા, સ્વકાશગણનાં પંચ શંભસકરણ અને પંચ વિવસ્તાની ઉલટ ક્રિયા, તમોગુણના દશકાળની ઉલટ ક્રિયા તથા અચંત ગણની દશ ભાવનાની ઉલટક્રિયા. તથા ત્રણ ગુણ અને ગણની ઉલટક્રિયા, તથા ચાર મહાતત્ત્વોની ઉલટક્રિયા તથા નિરંજન અને અવ્યાકૃતની ઉલટ ક્રિયા પ્રકાશ બ્રહ્મવૃત્તિનાં ત્રણ મહાતત્ત્વોની ઉલટ ક્રિયા સંયમ ભોગવૃત્તિના ત્રણ ચક્ષસત્વની ઉલટ ક્રિયા વિગેરે ચોરાસી તત્ત્વોસહની ઉલટ ક્રિયાનું પરમગુરૂએ વર્ણન કરેલું છે.

મહાન સમર્થ પરમ શ્રેષ્ઠ પરમ વિશેષ પરમગુરૂ ભગવાન કરૂણાસાગરે ખટવૃત્તિની આદ્ય લઈ તત્ત્વો ઉત્પન્ન કરેલા છે તેની વિગત ઉપર જણાવી છે, પણ જે ખટવૃત્તિની મહદતા (મહાત્મ્ય)નું વર્ણન કર્યું છે. હવે વૃત્તિઓ રૂપિ કાચ જાણવો (દરપન) અને તેમાં અંશનું પ્રતિબિંબ પડેલું છે. અને તે પ્રતિબિંબનો અનુભવ કેવી રીતે પ્રાપ્ત કરવો તે બાબતનો ખુલાસો પરમગુરૂએ સદર ગ્રંથમાં કરેલો છે. જે પરમગુરૂને એટલે ભગવાન કરૂણાસાગરને કોઈ કોઈ જગ્યાએ કર્તા તરીકે સંબોધ્યા છે. તે બાબતનો ખુલાસો કરવાને માટે ન્યાય કર્તા પુરૂષનું દૃષ્ટાંત આપીને સચોટ ખુલાસો કરેલો છે તે વાંચક વર્ગને જોવાથી સ્પષ્ટ સમજાશે કે ખરૂખોટું શું છે. તેનું તોલ વજન કરશો ત્યારે માલમ પડશે કે કરૂણાસાગર એ જ ખરેખર ભગવાન પોતે જ છે જેથી કરીને સદ્‌ગુરૂની અને કૈવલકર્તાનું યજન ભજન મારા લક્ષ બોધ બતાવ્યા પ્રમાણે સર્વ અંશો કરશો અને સદ્‌ગુરૂ નીતિ એટલે રહેણીકરણીનું સારધાર પાલન કરશો તથા છાનીછપની અનીતિ ભરેલું જેટલું વર્તન કરશો તો કલ્પ પૂરો થતાં સુધી ભોગવવું પડશે માટે સદ્‌ગુરૂ નીતિએ ચાલીને યજનભજન કરશો તો તમારું કૃત કૃતાર્થ થતાં વાર લાગશે નહિ. એ પ્રમાણે સદ્‌ગુરૂનો બોધ છે.

## પંચમ શ્વસંવેદ

મહાન સમર્થ પરમ શ્રેષ્ઠ પરમ વિશેષ પરમગુરૂ ભગવાન કરૂણાસાગરે પંચમ શ્વસંવેદ ગ્રંથ રચેલો છે તેનો ખુલાસો નીચે પ્રમાણે જણાવે છે કે જગતભરમાં તમામ લોકો ચારવેદની વિગત જાણે છે પણ પંચમ શ્વસંવેદની બીનાથી અનભીગ્ન છે.

હવે પંચમ શ્વસંવેદ એટલે શું ? જે જે મહાપુરૂષો થયા તે તે તમામ મહાપુરૂષો બાહ્યવૃત્તિનો ત્યાગ કરીને અંતરવૃત્તિમાં સ્થિર થયા તે અંતરવૃત્તિનું જે સ્વ સ્વરૂપ જેનું નામ શ્વસંવેદ યાને જેને પ્રણવ કહેવામાં આવે છે તેનું બીજું નામ જ શ્વસંવેદ છે, આ પ્રમાણે

છે તો તેનો અનુભવ કરવાથી સાક્ષાત્કાર થશે.

બ્રહ્માંડબર ભૌતિક પંચતત્ત્વોના ઘાટોની આદ્ય લઈને તમામના અંતરપટમાં સોહંગ પ્રણવ રહેલો છે આ જે સોહંગ પ્રણવ તેનું નામ જ પંચમ શ્વસંવેદ છે. આ પ્રણવમાં સંપૂર્ણ વિભૂતિઓ રહેલી છે, પણ મહાન સમર્થ સદ્‌ગુરૂ સિવાય તે વિભૂતિઓને કોઈ બહાર કાઢી શકે તેમ નથી. બાવન અક્ષરની ઉત્પત્તિનું કારણ સોહંગ પ્રણવ છે. અને તે અક્ષરો વડે ચાર વેદની રચના આદી પુરૂષે કરી છે. આ ચાર વેદ વડે સમસ્ત જગતનું બંધારણ થયેલું છે. તેની અંદર આ જગતમાં નીતિ નિયમથી કેવી રીતે વર્તવું તેનું પ્રતિપાદન કરેલું છે. પણ જેને ભવપારંગત થવું હોય તેને આ પ્રણવ લક્ષમાં સ્થિર થયા સિવાય અને આપનપુનો (પોતાના સ્વરૂપનો) અનુભવ થયા સિવાય પતિપદ (કૈવલ)નો અનુભવ થતો નથી અને આ અનુભવ થવા સિવાય અંશો (જગતના જીવો) ભવપારાંગત થતા નથી આ અંશોને ભવપારંગત થવા માટે જ પરમગુરૂએ આ પંચમ શ્વસંવેદમાં લક્ષ સમજાવ્યો છે, તે સમજના ઘરમાં જઈ સંપૂર્ણપણે સમજવાથી પ્રાપ્ત થઈ શકે તેમ છે. આ સમજપૂર્વકના લક્ષનું યથાર્થ વર્ણન આ ગ્રંથના સ્થાવર જંગમ તિલક ચિંતામણી નામના અંગોમાં વર્ણવેલું છે.

આ હીરણ્ય ગર્ભ જગતનાં સઘળાં અંકુરો (તત્ત્વો) બ્રહ્મરૂપી ભૂમિકામાં જ ઉત્પન્ન કરેલા છે જેથી સકર્તા સત્‌કૈવલની બાજદષ્ટિથી હીરણ્ય ગર્ભ અંકુરવત અંકુરો ખીલી રહ્યાં છે. પણ સઘળાં અંકુરોથી પર રહેલ બ્રહ્મ (ભૂમિકાથી) પર જેની દૃષ્ટિથી અંકુરો હીરણ્ય ગર્ભિત થયાં છે. તે પદનો અનુભવ મેળવવો તેનું નામ જ સાચી સમજ છે આ સાચી ઉપાસના પંચમ શ્વસંવેદમાં પરમગુરૂએ યથાર્થ દર્શાવી છે.

અઢાર ભાર વનસ્પતિની સ્થાવર જાતિ તિલક રૂપે જ જંગમ તેમ જ કીટ મહુરની આદ્ય લઈને નિરંજન જ્યોતિ સુધી ભાલ તિલક રૂપે છે. તેની સમજ સમજાય તેવી રીતે સદર ગ્રંથમાં ખુલાસો કરેલો છે.

આ ગ્રંથના પૂર્વાર્ધ સ્કંધ છઠ્ઠામાં તત્ત્વોની ઉત્પત્તિ વિષે જણાવતાં કૈવલ કર્તાએ ખટવૃત્તિ ઉત્પન્ન કરી અને તેનાથી ચોરાસી તત્ત્વોની ઉત્પત્તિ થઈ અને તે તત્ત્વોને મિશ્રણ કેવી રીતે કર્યા કે જેનાથી ઉત્તરાર્ધમાં મહાન વિશાળ વૈરાટ શરીરનું બંધારણ થયું છે.

આ વૈરાટ શરીર જ્યારથી કર્તાએ ઉત્પન્ન કર્યું ત્યારથી અત્યાર સુધી એક સરખા પ્રમાણમાં સ્થિર રહેલું હોય તેની અંદરના રહેલાં તત્ત્વોની અનુક્રમ વિગતવાર તત્ત્વોની રચના વિષેનું સંપૂર્ણ વર્ણન કરેલું છે તે શુદ્ધ બુદ્ધિવાળા ભગવતિજનો (અધિકારી) હશે તેજ આ મુદ્દો સમજી શકશે. અને વૈરાટમાં તત્ત્વોની થતી ક્રિયા અને આ ગ્રંથના અનુભવી પુરૂષોના શરીરમાં થતી ક્રિયાઓની ઐક્યતાનો અનુભવ કરશે તેમને આ ગ્રંથનું રહસ્ય

(મુદો) સમજાશે આ વૈરાટમાં તત્વોની થતી ક્રિયાનો અનુભવ મેળવશે તો આ જગતભરમાં કોઈ પણ કુદરતી ક્રિયાથી અજાણ્યો રહેશે નહિ એટલે કે જે જે તત્ત્વોની જે જે ક્રિયા થાય છે. તે તે તત્ત્વોનો અનુભવી થશે કે જેથી કલ્યાણ થતાં વાર લાગશે નહિ અને તમામ બાબતનો જાણકાર થશે આ વૈરાટમાં જે જે ગુપ્ત ક્રિયાઓ થાય તેનો પણ જાણકાર થશે.

ભગવાન કરૂણાસાગરે સ્થાવર તિલક ચિંતામણિ કંદ રચેલો છે. તેની અંદર અઢાર ભાર વનસ્પતિમાં કે જેની અંદર જલજાતી, વેલી જાતી, તરણજાતિ, પનડી જાતિ વૃક્ષ જાતિ અને અનેક ડંડાયમાન વૃક્ષ જાતિ એ પ્રમાણે છ જાતમાં અઢાર ભાર વનસ્પતિ સમાયેલી છે તે તમામમાં પાન, ફળ, ફુલ, કંટક વિગેરે સમાયેલાં છે. તે તમામ ભાલતિલક રૂપે જ છે માટે હે ભગવતિજનો જેનો અનુભવ કરવાં ચૂકશો નહિ જે ભાલ તિલક સ્થાવરની ગતિ છે તે ઘણો જ અનુભવ કરવાથી માલુમ પડશે.

ભગવાન કરૂણાસાગર જંગમ તિલક ચિંતામણિ કંદ રચેલો છે તેમાં જંગમ છ જાતિનું વર્ણન કરેલું છે. કીટ, જાતિ, પતંગ જાતિ, પશુ જાતિ, પક્ષી જાતિ, મનુષ્ય જાતિ, અને સામાન્ય વિશેષ દેવજાતિ તેમાં પેટા વર્ગો ઘણા જ પડેલા છે, તે સ્થળચર, જલચર, અગ્નિચર, મારૂતચર, અને આકાશ ચર, (આકાશગામી) વિગેરે ઘાટો છે યાને ચૌદ લોક આ વૈરાટમાં સમાયેલા છે તે બધાએ ભાલતિલકરૂપ અણી અગ્ર સ્વરૂપે છે. તમામ ભાલતિલક અણિ અગ્રસ્વરૂપે છે. તે તમામનો અનુભવ કરવાથી માલમ પડશે કે આપણે પણ જ્યારે અણિ અગ્ર સ્વરૂપે થઈશું ત્યારે કર્તાને જાણી શકીશું. માટે હે ભગવતિજનો ! ચૈતન્ય અંશનો અનુભવ કરજો અને તેની વિભૂતિંઓ અકલ, આરત, સુરતા, નુરતા, ઉપજણ, અને ઉપજણનો અંશ એ વિગેરે સાધનો (વિભૂતિ) અણિ અગ્ર સ્વરૂપે છે, વૈરાટની અંદર છ રુતુઓનું જે પરિવર્તન થાય છે તે સૂર્ય ચન્દ્રની અંદર ત્રણ ગુણ અને ત્રણ ગણના પરિવર્તનના ફેરફાર થવાથી આ પૃથ્વી ઉપર છ રુતુના રૂપાન્તર દેખાય છે.

હે બ્રહ્મજ્ઞાનીઓ યાને બ્રહ્મવેત્તાઓ તમોએ જે બ્રહ્મને સિદ્ધાંત કરીને માનેલું છે, તેને ભગવાન કરૂણાસાગરે પોતાના આસંન તરીકે ભૂમિકા લેખે વર્ણવેલું છે. અને તેની પાર જે મેં ભાલતિલકનું વર્ણન કર્યું છે. તે ગતિ ઉપર જણાવેલા સિદ્ધાંતની પર છે. આ પ્રમાણેનું જંગમ ને માથે (કપાળે) ભાલતિલક દરેક ઘાટને અર્પણ કરીને કર્તારે જગત ઉત્પન્ન કર્યું છે માટે હે ભગવતિજનો ભાલતિલકના સ્વરૂપે થવું એ જ આપણો ધર્મ છે માટે તમામ ભાલતિલક ધારણ કરવા ચૂકશો નહિ.

## લઘુ પંચીકરણ

ભગવાન કરૂણાસાગરે વાતડ રાગમાં પ્રશ્ન ઉત્તરના રૂપમાં પંચીકરણ ભગવતિજનોને માટે બનાવેલું તેમાં પાંચ તત્ત્વોની ઉત્પત્તિ તથા તે પાંચે તત્ત્વોની સ્ત્રીલિંગ અને પુરૂષલિંગ ઇંદ્રિયો તથા પાંચ તત્ત્વોના પાંચ કોશ તથા પાંચ અંતઃકરણ તથા પાંચ અવસ્થા તથા પાંચ દેહની સૂક્ષ્મ ક્રિયા જણાવેલી છે. અને પાંચ સુક્ષ્મ પ્રાણાયામ તથા પાંચ મહદ પ્રાણાયામ તે પંચ તત્ત્વનાં લેતાં મૂકાતા શ્વાસના વાયુ જણાવ્યા છે. તથા કર્તા કૈવલની સંયમ ભોગવૃત્તિનાં ત્રણ ચક્ષ સત્વની ક્રિયાએ કરીને કયા કયા પ્રાણાયામને જાગ્રત કરે છે અને મહાદ પ્રાણાયામથી વિખુટા પાડે છે તેની ક્રિયા તથા સપ્ત ભોમિકા અને તેની થતી ક્રિયા તથા ખટ સંપત્તિ અને તેનું વિવરણ અને ખટ ઊર્મી તથા ત્રણ મહાદ પરિતાપ કે જે ત્રણ બહારના અને ત્રણ અંદરના તેનું વર્ણન તથા જહદાજહદ અને અજહદ એ ત્રણે લક્ષણોનું વર્ણન સદર ગ્રંથમાં જણાવેલું છે.

## સ્વાચાર પત્રિકા

ભગવાન કરૂણાસાગરે સ્વાચાર પત્રિકા નામનો ગ્રંથ રચેલો છે તેમાં સંતનેવર્તન કરવાના નિયમો તથા સંતોને ગામ પરગામ જવા આવવાની રીત જણાવેલી છે. તથા સંતોને રહેણીકરણી તથા વ્યવહારિક નિયમોનું પાલન કેવી રીતે કરવું તે તથા હરિભક્તોની રહેણી કરણી તથા નીતિ રીતિ જણાવેલી છે, સંતોને ત્યાગ પાલણ કરવાની બાબત તથા આ સંસારમાં રહેવા છતાં અલિપ્ત કેવી રીતે રહેવાય તે બાબત જણાવેલી છે.

પરમગુરૂ ભગવાન કરૂણા સાગરની સોળ વિભૂતિઓ જે કૈવલ કર્તા પાસેથી લઈને પૃથ્વી ઉપર આવ્યા અને તે વિભૂતિઓનો પડેલા પ્રભાવની બાબત જણાવેલી છે તથા તે વિભૂતિઓમાં કેટલી ગતિ સમાયેલી છે. તેનો ખુલાસો સદર ગ્રંથમાં જણાવ્યો છે. અને તે વિભૂતિઓનો ભગવાન કરૂણાસાગરે જ્યાં જ્યાં જરૂરિયાત જણાઈ ત્યાં ત્યાં તેનો ઉપયોગ કરેલો છે આ તેમની મિલકત છે જે જે સંત ભક્તો તેમની બતાવેલી રહેણીકરણી પ્રમાણે ચાલશે તે તે સંત ભક્તો ઉપર જણાવેલી મિલકતના વારસદાર થશે. એ પ્રમાણે પરમગુરૂનું વચન છે. અને એ વચન પ્રમાણે ચાલશે તે પરમગુરૂનો મુંડીત શિષ્ય છે એમ જાણવું.

## અગાધ બોધ

### ઉપાસના

મહાન પરમશ્રેષ્ઠ પરમગુરૂ ભગવાન કરૂણાસાગર કહે છે કે :

જ્યારથી આ જગત ઉત્પન્ન થયું ત્યારથી અત્યાર સુધીમાં અનેક ધર્માવલંબીઓ

મહાપુરૂષો થઈ ગયાં તેઓની ઉપાસના સંબંધી જે જે વર્ણન કર્યું તે તે તમામ વર્ણન દેહાદીક ધર્મોને ઉદ્દેશીને જ કરેલું છે. આ જગતનું અંતિમ સિદ્ધાંત અકર્તા વ્યાપક બ્રહ્મ છે અને તેને અનુસરીને ઉપાસના સંબંધી બે મહાન પક્ષો ઊભા થયેલા છે, જેમાંથી એક નિર્ગુણ પક્ષ કે જે અકર્તા વ્યાપક બ્રહ્મને માને છે. અને બીજો પક્ષ જે સિરગુણ છે તે નામ, રૂપ અને ગુણની આદ્ય લઈને માનવાવાળો છે. તેમાંથી જે નામ, રૂપ અને ગુણવાળો જે પક્ષ છે. તે શિર્ગુણ ઈષ્ટ (દેવાદિક) ને માનીને ઉપાસના કરે છે તે ઉપાસનામાં અનેક દેવોની માન્યતાના કર્મકાંડમાં જગત રોકાઈ રહેલું છે. કારણ કે જે ખરી ચૈતન્ય ઉપાસના છે, તેનું જ્ઞાન નહિ હોવાથી જગતના જીવો સાકાર સ્વરૂપની મહાનંદી રાખીને અટકેલા છે.

હવે જ્યારે ભગવાન કરૂણાસાગર કૈવલ ધામમાંથી નીકળી એકાદશ ધામ ઓળંગી નિરંજન લોકમાં આવ્યા અને નિરંજન લોકમાં આદિ પુરૂષ નિરંજનને આપનું આપ અને પતિપદનો લક્ષ સમજાવી શક્તિ લોકમાં આવ્યા અને ત્યા આવીને ત્યાં વસતા તમામ અંશોને ઉપરને લક્ષ સમજાવતાં સમજાવતાં સતલોક, ગૌલોક, મહરલોક, જનલોક, તાપસલોક તથા કૈલાસ, વૈકુંઠ અને બ્રહ્મસદન, તપલોક ધ્રુવલોક, ઋષિલોક, ગ્રહલોક, તારા લોક, ચન્દ્રલોક, સૂર્યલોકની આદ્ય લઈ ઉપર જણાવેલા તમામ ધામોમાં વસતા અધિકારી અધિકારીને આપનપુ (ચૈતન્ય સ્વરૂપ) અને પતિપદનોલક્ષ સમજાવતાં સમજાવતા પૃથ્વી ઉપર આવ્યા અને પૃથ્વી ઉપરના પુરસ્કરદીપ, કૌશકદિપ, સાગદિપ, કુશાલક દિપ, સાલમદીપ અને પાલખીદિપ સુધી ઉપર જણાવેલા લક્ષ સમજાવીને સાતમા કે જે જંબુદ્વીપના નામથી ઓળખાય છે. તેમાં ભારત ખંડની મધ્ય ભાગે ગુર્જર ભૂમિમાં ચરોતર વિભાગમાં આવી પ્રગટ થઈને સારસા નગરમાં ધામ રચીને અઢારમી ઓગણીસમી સદીના મધ્યમાં મહાન દિવ્ય જ્ઞાનથી ભરપુર ભરેલા જ્ઞાનવાન ઉપાસના કે જેની અંદર જ્ઞાન સંપ્રદાયનું બંધારણ બાંધેલું છે. તેની વિગત નીચે મુજબ જણાવી છે.

હે સંતભગવતિજનો લક્ષ જ્ઞાન મેળવવા સંબંધી અત્યાર સુધી કોઈએ વિચાર કર્યો નથી. જે જે ધર્માવલંબિયો થયા તેમને જડ દેહાકારનું વર્ણન કરેલું છે. જ્ઞાનની બાબતમાં ઊંડા ઉતરીને જ્ઞાનનું વર્ણન કર્યું નથી. ચાર સંપ્રદાયવાળાઓએ સંપ્રદાય, ધુની, ધામ, અખાડો, ગાદી, ભેખક્ષેત્ર અને ગોત્ર વિગેરેનું ઉપલક વર્ણન કર્યું છે. જ્યારે ભગવાન કરૂણાસાગરે અત્રે આવીને જોયું ત્યારે ઉપલક જડ પદાર્થોનું વર્ણન કરેલું માલુમ પડ્યું ત્યારે પોતે કાયમપંથ, જ્ઞાન સંપ્રદાય, ગગનમઢી નિર્ગુણધુની, મુક્તદ્વારા, અવિગતવાદી અચંત અખાડા, બ્રહ્મક્ષેત્ર નાદ ગોત્ર કૈવલધામ સચ્ચિદાનંદ શાખા વિગેરે ઉપર જણાવેલી

બાબતનો ચૈતન્યલક્ષ મય ખુલાસો કરેલો છે.

હવે આ જગતમાં કાલ્પનિક અનેક પ્રકારના તિલકનો ઉપયોગ હાલમાં થાય છે. પણ તેમાં સર્વથી શ્રેષ્ઠ ભાલ તિલક કે જે અણી અગ્રરૂપે છે તેનું વર્ણન પરમગુરૂએ ચૈતન્યમય લક્ષથી ભરપુર ભરચક ગતિવાન કે જેનું સ્વરૂપ અંશનીગતિ દર્શાવનારું આકૃતિવાન છે. કે જેનો લક્ષ ભગવાન કરૂણાસાગરે સ્વમુખે ઉચ્ચારેલા પંચમ શ્વસંવેદમાં જંગમ તિલક ચિંતામણિ નામના કંદ ત્રીજામાં વધુ ખુલાસા સાથે કરેલો છે. તો તેનો અનુભવ મેળવવાની ઈચ્છા રાખનાર ભગવતિજનોએ જોઈ લેવું.

હવે ભગવાન કરૂણાસાગરે નિત્ય નિયમ માટે જ્ઞાન સંપ્રદાયના સંત હરિભક્તોને ચાલુ વર્તનમાં વર્તવાના નિયમો અને કેવી રીતે પાલન કરવું તેનો ખુલાસો કરેલો છે. હવે જગતમાં જેટલી જેટલી ધ્યાન ધરવાની નીતિ રીતિઓ જુદા જુદા મહાપુરૂષોએ કહેલી છે તે બધી જડ છે, પણ હવે ભગવાન કરૂણાસાગરે ચૈતન્યલક્ષ સહિત ધ્યાન ધરવાની સંતોને જે ઉત્તમ પ્રકારની નીતિ રીતિ ભરેલી ચૈતન્ય લક્ષ મય ઉપાસના સમજાવેલી છે કે જેની અંદર સંતોને ૨૧૬૦ જાપ જપવાના કહેલા છે. અને તે પ્રણવ સાથે એકતા કરીને જપવા કહેલા છે. તથા હરિભક્તોને ૭૨૦ જાપ જપવાના કહેલા છે. અને તે પ્રણવ સાથે એકતા કરીને જપવા કહેલા છે. ત્યારબાદ પરમ હરિભક્તો તથા લઘુ હરિભક્તોને ચૈતન્ય લક્ષનું ધ્યાન ધરવાની બાબત અને તેને અનુસરીને પાલન કરવાના નિયમો તથા ત્રણે પ્રકારના ઉપાસકોને પાલન કરવાની રહેણી કહેણીનું વર્ણન કરેલું છે.

હવે ભગવાન કરૂણાસાગર જંબુદ્વિપમાં આવીને જોયું તો ધર્મના નામે અનેક મતમતાંતરો ખટદર્શનની આદ્ય લઈને જોવામાં આવ્યા. ત્યારબાદ તમામનાં સિદ્ધાંતો જોયાં અને પોતે વિચાર કર્યો કે ખટદર્શનની આદ્ય લઈને તમામનાં સિદ્ધાંતો જુદાં જુદાં છે, એમ જણાવવાથી તેઓ કઈ કઈ હદે અટકેલા છે. તેની ખરી વિગત પોતાના સંત હરિભક્તોને ખુલાસા સાથે જણાવેલી છે કે જેની અંદર કુલદર્શી આહારદર્શી, દેહદર્શી, પ્રકૃતિદર્શી અને આત્મદર્શીની ગતિ સુદીમાં જ અટકેલા છે. હવે ભગવાન કરૂણાસાગરે તેની ઉપરાંત પરમાત્મદર્શી અને તેની પાર નિજદર્શી (ચૈતન્ય)ની ગતિ ઘણા જ ખુલાસાવાર જણાવેલી છે. હવે પરમગુરૂનું જે સ્વરૂપ છે, તે સ્વરૂપ (સોહંગ) પરમાત્મા રૂપે જ છે. અને તેની પાર જે કૈવલની ગતિ રહેલી છે. તેની સાથે પરમગુરૂ તદરૂપ, તદાકાર, તદવત્, ઓતપ્રોત અને અનુસ્યૂત રહે છે. આ ગતિએ કાયમને માટે રહેવાથી જ પરમગુરૂ અને પતિપદ એકમેક છે. એ લક્ષ સમજનારા ઘણા જ ઓછા પ્રમાણમાં છે. કારણ કે જેને બાહ્યવૃત્તિનો ત્યાગ કરી અંતરવૃત્તિમાં સ્થિર થયા હશે તેઓ જ આ લક્ષને સમજી શકશે. એથી જ પરમગુરૂની



કૈવલધામ નિવાસ :
મહંત શ્રી વિષ્ણુદાસજી
ઉમરા (સુરત)

કૈવલધામ નિવાસ :
કૈવલવેત્તા કે વેત્તા
પરમહંસ સુખાનંદજી
વડોદરા

કૈવલધામ નિવાસ :
મહંત શ્રી શાન્તિદાસજી
ઉમરા (સુરત)

(સોહંગ સ્વરૂપે) ગતિ વ્યાપક જ છે. અને વ્યાપકરૂપે કાયમને માટે જ રહેલા છે. એવું સમજીને જે ઉપાસકો પરમગુરૂની ઉપાસના કરતા હશે તે પરમગુરૂના ખરા ઉપાસકો છે એમ જાણવું આ પ્રમાણેની અવિગત ગતિનો જાણકાર થશે તેજ ખરો કાયમપંથી યાને કાયમ સમાજી છે. તેને કોઈપણ જાતના કર્મની વિધિ નિષેધ અગર કોઈ પણ પ્રકારનો બાધ લાગી શકતો નથી અને તેને ચર્મ ચક્ષુ બંધ થઈને દિવ્ય ચક્ષુ ખુલ્લાં થઈ ગયા છે એમ જાણવું. જે મારા ચૈતન્ય સ્વરૂપનો રાત્રિ દિવસ એટલે કે હરહંમેશ દીન પ્રતિદિન અભ્યાસ કરશે તે જ મારો ખરો ઉપાસક છે જ્યારે ઉપર પ્રમાણેની ગતિના જાણકાર અનેક ઉપાસકો થયા ત્યારે પોતે (પરમગુરૂએ) વિચાર કર્યો કે હવે મારી અત્રે જરૂરિયાત નથી એમ નક્કી કરીને પોતે દેહ સહિત અંતરધ્યાન થયા અને કાશી દેશમાં પ્રગટ થયા અને ત્યાં થોડા ઘણા દિવસ રહીને આપનપુ અને પતિપદનો ઉપદેશ કર્યો તેનો પટ થોડા ઘણા ભગવતિજનોને લાગ્યો, ત્યારબાદ ગુજરાતના સંત ભગવતિજનોની પરિસ્થિતિ જોઈને પુનઃ ગજરાતમાં આવી પ્રગટ થયા આ વાતના સમાચાર પવનવેગે ફેલાતાં તમામ સંત હરિભક્તો સારસા ગયા ત્યાં દર્શન કરી સત્સંગનો લાભ મેળવી કૈવલ ધામ નિવાસનો નક્કી કરેલા વખત પ્રમાણે અંતિમ દર્શન કરી છેવટની બનેલી વિગતવાર બીના જાણી પરમગુરૂએ અંતિમ વખતે જે જે ચૈતન્ય લક્ષ (અગાધ ગતિથી ભરેલો) લક્ષ સમજાવ્યો ત્યારબાદ આપનપુ વસ્તુ શું છે ! તેનો અનુભવ કરાવ્યો તથા આપનપુની ઐક્યતા પતિપદની સાથે કેવી રીતે થાય તેનો લક્ષ પણ સમજાવ્યો અને પોતે કહ્યું કે આ છેલ્લા દિવસના સમાજનો દરબાર ભરેલો છે. જ્યારે આવા અકહેર અવાજથી શ્રી કુવેર સ્વામીજીએ કહ્યું ત્યારે (તરત જ) સંત હરિભક્તો ઘણા જ નિસાસાપૂર્વક રૂદન કરવા લાગ્યા કે જેમાં કેટલાકો અંતઃકરણથી રૂદન કરતા હતા અને કેટલાક મુખની ગ્લાની ભરેલો દેખાવ દેખાતો હતો અને કેટલાક બેભાન, બેશુદ્ધ, ચિતભ્રમરૂપે બની ગયા હતા. તે વખતની સ્થિતિનો દેખાવ, જેને અનુભવ્યો હોય તે જ જાણે આવા શોક સમયે ઘણી જ ધીરજ અંતરમાં રાખીને ઉપરથી દેખાવ શાન્તિપૂર્વક રાખીને તમામ સંત હરિભક્તો નર, નારી અને આરતવાન જે જે અંશો હશે તે તે તમામને શ્રી નારણદાસજી ઉર્ફે નરવેદસાગર, રામદાસજી, ગોરધનદાસજી, હંસદાસજી તથા પ્રેમદાસજી સહ તમામ મહાપુરૂષોએ પરમગુરૂ ચૈતન્ય લક્ષમય છે અને તે અજર, અમર, અખંડ, અવિનાશી, અને નિર્વાણ છે. એ પ્રમાણે લક્ષ સમજાવીને તમામને શાન્ત કર્યા છતાં પુ. અચરતે હઠ ન છોડી કારણ કે જેની સુરતા પરમગુરૂના બાહ્ય સ્વરૂપ ઉપર ઘણી હોવાથી અને એક જ ધામના બંનેવ અંશો હોવાથી અંશ અંશ પરત્વેનો ભાવ ત્યાગ નહિ થવાથી જેનું અંતઃકરણ રૂદન કરતું હતું જેથી પરમગુરૂએ સૂક્ષ્મ સ્વરૂપે આવીને

તેમની જે દર્શન કરવાની મનોભાવના હતી તે પૂર્ણ કરી ત્યારબાદ જે જે ભગવતિજનો બહારગામથી આવેલા તે તે ભગવતિજનો અંતિમ દર્શન કરી પોતપોતાના ગામે ગયા અને ગયા બાદ પરમગુરૂએ જે પ્રમાણે ચૈતન્ય લક્ષનું ધ્યાન ધરવાનું અને સ્વાચાર પત્રિકા ગ્રંથમાં રહેણી કહેણીના વિષયમાં જે જે નિયમોનું પાલન કરવાનું કહેલું હતું તે તે પ્રમાણે રહેણી કહેણીનું પાલન કરી પરમગુરૂએ કહેલા વચન પ્રમાણે ચાલીને પરમગુરૂના લક્ષમય રહીને પોતાનું જીવન પૂરું કરી કૈવલ લક્ષમય બની ગયા.

**-: સંપૂર્ણ :-**

## સક્ત ચિંતામણી

ભગવાન કરૂણાસાગરે આ ગ્રંથના પ્રારંભમાં ૐ એટલે ઓહંગ એટલા જ માટે કહેલો છે કે આ ઓહંગમાં પરા આદિ ચારે વાણીનું સ્થાન છે. તેમાં પરાનું રૂપ પ્રથમ છે. આ પરા યુક્ત ઓહંગ આ શરીર આદિ જડ દ્રવ્યોમાં વ્યાપક છે અને તે સ્થિર અંકુરો રૂપે છે. આ ઓહંગ નિજનું જીવન મેળવી ગતિવાળો થયો ત્યારે પરા આદિ વાણીનું રૂપ બંધાયું છે. ઓહંગમાં પરા અંકુરરૂપે હોય તેમાંની પ્રથમ સ્ફુરણા એ પશ્યન્તિનું સ્વરૂપ છે. આ પશ્યંતીનો જે પસારો થયો તેનો રદયમાં માપક ગ્રંથી રૂપ ઘાટ બંધાય છે તે મધ્યમાનું રૂપ હોય કંઠસ્થ આવતાં વિભાગ પડી જાય છે. આ વિભાગ પડી ઘાટરૂપ અક્ષરો વિખરાઈ જવા એ વૈખરીનું સ્વરૂપ છે. એમ કોઈપણ વાણીની શરૂઆતમાં ઓમ પ્રથમ વપરાય છે. બાવન અક્ષરની ઉત્પત્તિ ઓમકાર રૂપી કંદમાંથી થાય છે. જેથી વાણીનું પ્રથમ બીજ ઓમ છે.

જે સરજનહારને આદ્ય, સક્ત, સ્વરાજ, કરૂણેશ અને કૈવલ એવાં જે પાચ વિશેષણો લાગુ પડે છે. એવા સામૃથ સકર્તા ધણીએ જે ચૌદ લોકરૂપી જગત ઉત્પન્ન કર્યું છે. અને જેની ઉપર પોતાનો અમલ રૂપી પ્રકાશ વ્યાપક રહેલો છે. અને તે તમામની કળકુંચી પોતાના હાથમાં રાખેલી છે. ઉપર રચેલા ચૌદ લોક રૂપી જગતને સહાય કરવાને માટે સૂર્ય, ઇંદ્ર, ચંદ્ર, સરસ્વતિ, શિવ, બ્રહ્મા, વિષ્ણુ, શક્તિ અને આદિ પુરૂષ સહિત રચેલા છે. આ તમામ લોકોને સૂર્ય પ્રકાશ આપી રહેલો છે. જેથી શિતળતાનો નાશ થાય છે. દયાળુ પરમ સકર્તા ધણીએ અગમ વિચાર કરીને જ પવન ઉત્પન્ન કર્યો જેથી દરેકને શાન્તિ થાય છે. અને છ ઋતુઓ બનાવી અને તેને અનુસરીને તેના ફળ મેવા બનાવ્યાં તેમ જ અમૃતના સ્વાદથી ભરપુર ભરેલાં ભોજનો બનાવ્યા. નવી નવી જાતનું સુખ ભોગવવાને માટે પદાર્થો બનાવ્યા તથા તેને અનુસરીને સાધનો બનાવ્યા જેના જેવા પુન્ય હતા તેવાં તેને સાધનો

મેળવી આપ્યાં અને તે સાધનોનું સુખ ભોગવાવીને તે તમામને નિહાળી રહ્યા છે. અને જે જીવ જેવાં કર્મ કરે છે તે ધ્યાનમાં લે છે. કારણ કે કર્તાને જગત ઘણું પ્રિય છે. એથી કરીને જગતની રચના રચેલી છે.

## અચરત સાગર

મહાન સમર્થ પરમગુરૂએ જગતભરના સર્વે સિદ્ધાન્તો તપાસી જોયા છે. તેમાંના કોઈપણ સિદ્ધાન્તોમાં તેમને દુનિયાના સર્જનહારનો સત્ય નિર્ણય કરેલો જણાયો નથી. સર્વ સિદ્ધાન્તોમાં માત્ર સકર્તા પતિએ જે ચૌદ લોકરૂપ કૃત રચેલું છે. તેનું જ વર્ણન કરેલું હોઈ સકર્તાના કૃત પૈકીના મોટી વિભૂતિવાળાને જ દુનિયાના કર્તા તરીકે માનવી જગતના જીવોને તેમાં જ વળગાડેલા છે. આ ભેદનો સત્ય નિર્ણય સમર્થ પરમગુરૂએ આ ગ્રંથમાં કરી સાકાર તથા નિરાકાર ઉપરાંત દ્વૈત અદ્વૈતથી પર પરમ સકર્તા સત્ય કેવલ છે. એ બાબતનું સત્ય દિગ્દર્શન અચરત સાગર ગ્રંથમાં કરેલું છે. આ સકર્તા સિદ્ધાન્ત દઢતાપૂર્વક સમજવામાં આવે એટલા માટે કૃત્રિમ કર્તાવાદથી લઈ બ્રહ્મવાદ સુધીના સર્વ વિદ્વાનોને દિગ્મુઢ કરી નાખે તેવા સોળ અચરતના મર્મને સમજનાર જે હશે તે સકર્તા સત્ય કેવલને ઓળખી પરમ ગતિને પામશે.

પૂ. અચરતે કર્તા કેવલનો અસત્ય શું છે ? તેનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે અકર્તા વ્યાપક બ્રહ્મમાંથી જગતનાં દ્રવ્યો (મહાદ તત્ત્વો) કેવી રીતે ઉત્પન્ન થયાં તે બાબતનો જગતમાં અકર્તા વ્યાપક બ્રહ્મને માનવાવાળાઓ જે જે આચાર્યો થયા અને તે તે આચાર્યોની વ્યાપક બ્રહ્મમાંથી જગત સહેજા સહેજ ઉત્પન્ન થાય છે, અને સહેજા સહેજ તેનો નાશ થાય છે. એવી જેની જેની માન્યતાઓ છે. તેને માટે આ અચરતસાગર ગ્રંથના પ્રણેતા અદ્વૈત સકર્તા સતકૈવલનો સિદ્ધાંત સાબિત કરી બતાવે છે. અ" વેદે જે વસ્તુઓને માટે નેતિ પોકારી છે તે વસ્તુતાને પ્રતિપાદન સાબિત કરી બતાવે છે. તે બાબતનો સંપૂર્ણ વિષય આ ગ્રંથમાં સમાયેલો છે. તે વાચક વર્ગને અનુભવ કરવાથી માલુમ પડશે. આ જગત હિરણ્ય ગર્ભિત અંકુરવત્ છે. એક એક અંકુરમાંથી હેરાઈ હેરાઈને અનેક અંકુરો ઉત્પન્ન થાય છે અને તેનું પસરન જગતમાં દેખાય છે, આ પસારો કરનાર સક્સ કોણ છે. તેનો ખૂબ ધ્યાનપૂર્વક વિચાર કરશો. આ જગતની અંદર પાંચ પ્રકારના આનંદ છે. અને તેની પાંચ પ્રકારની અસ્મીઓ છે. તેમાંથી જે અહંબ્રહ્માસ્મિને માનનારા (ધારણ કરનારા)ઓને માટે અગર બ્રહ્મવાદીઓ યાને નાસ્તિકવાદીઓને માટે સોળ પ્રશ્ન યાને સોળ અચર જણાવેલા છે. અને તે સોલે પ્રશ્નોનું સિદ્ધાંત આ જગતનો બનાવનાર (સર્જનહાર) કોઈ અલગ સર્જનહાર છે, એમ આ ગ્રંથ સાબિત કરી બતાવે છે. જેથી બ્રહ્મવાદીઓ યાને

નાસ્તિકવાદીઓ જ્યારે આ ગ્રંથનો અનુભવ કરશે ત્યારે કોઈ સમર્થ સરજનહાર આ જગતથી અલગ છે. એમ કહ્યા સિવાય ચાલશે નહિ. આ સોળ પ્રશ્નો યાને અચરત કેવા છે. અને તેમાં કેટલી કેટલી ગતિ સમાયેલી છે. તે તેનો અનુભવ કરવાથી માલુમ પડશે, જેમ કે આ અરૂપ અવિગત શુન્યમાંથી આ રૂપવાળાં તત્ત્વો કેવી રીતે ઉત્પન્ન થયાં અને તેમાંથી જે જે ક્રિયા થઈ અને તે ક્રિયા પૂર્ણ થયા બાદ તે તે તત્ત્વો અરૂપ થઈ ગયાં તો આ તત્ત્વોની ક્રિયા કરાવનાર શક્શ આ ઉપર જણાવેલી ક્રિયાથી અલગ છે. તે માન અપમાનથી રહિત છે. આ મહાદ તત્ત્વોની જે જે ક્રિયાઓ થાય છે તેનો તે મહાદ દૃષ્ટાંત રૂપે રહીને આ તમામ ક્રિયાનો જોનાર (જાણનાર) છે. હવે આ બાબતનો વધુ ખુલાસો નહિ કરતાં ગ્રંથમાં જણાવેલા સોળ પ્રશ્નો યાને અચરતો ઘણી જ બારીક દૃષ્ટિથી જોનારને યાને અનુભવ કરનારને પોતાની વૃત્તિમાં જે જે પકડો અહંબ્રહ્માસ્મિ બાબતની હશે તે તે તમામ પકડો છૂટો જશે.

અહંબ્રહ્માસ્મિવાળાઓ જ્યારે આ ગ્રંથનો સંપૂર્ણ અભ્યાસ કરશે ત્યારે આ ગ્રંથમાં ગુપ્ત રહેલી ગતિ તેમને માલુમ પડશે ત્યારે પોતે ધારણ કરેલી જે બ્રહ્માસ્મિ છે. તેની તેઓ કિંમત કરશે ત્યારે તેમને બ્રહ્માસ્મિ ઉપર અભાવ થશે અને અભાવ થયા બાદ સદર ગ્રંથનો ઘણી જ જીણી દૃષ્ટિથી અભ્યાસ કરશે ત્યારે સકર્તાનું પદ અને તેનું કૃત અને પરમગુરૂની ગતિનો અનુભવ થશે. ત્યારબાદ પરમગુરૂ કોને કહેવાય અને સદર પરમગુરૂનાથી પરમ પદ રૂપી પરમ મોક્ષ (કલ્યાણ) કે જેની ગતિ પ્રાપ્ત થવાથી જન્મ મરણથી રહિત થવાય એવો લક્ષ પ્રાપ્ત થાય છે, અને બ્રહ્મનો સાક્ષાત્કાર કેવી રીતે થાય તેનો પણ અનુભવ થશે. અને એ બ્રહ્મ પ્રકાશ છે. અને તેનો પ્રકાશક બ્રહ્મથી અલગ છે. એ પ્રમાણેનો અનુભવ સદર ગ્રંથનો અનુભવ કરનારને પ્રાપ્ત થશે. અને સહેજા સહેજ બ્રહ્મમાંથી જગત ઉત્પન્ન થયું છે. એવું કહેવાની બાતની ચર્ચા કરવાનો વિષય છોડી દશે, પણ તે ક્યારે છૂટશે કે જ્યારે આ ગ્રંથનો અભ્યાસ થશે ત્યારે એ સિવાય જ્યારે સદર ગ્રંથનો અભ્યાસ થશે ત્યારે પરમગુરૂની મહદતા સમજાશે ત્યારે પરમગુરૂનું શરણ પ્રાપ્ત કરવાની તાલાવેલી લાગશે અને આવી તાલાવેલી જ્યારે જાગ્રત થશે ત્યારે પરમ વસ્તુરૂપ મુદ્દો તેને જરૂરથી સમજાશે. જ્યારે પરમ તત્ત્વના ખોજી (શોધક) બનશે. ત્યારે તેને પરમગુરૂનો લક્ષ સમજાવનાર આવી મળશે. જ્યારે પરમગુરૂનો લક્ષ પ્રાપ્ત થશે ત્યારે તેને કૃત કૃતાર્થ થતાં વાર લાગશે નહિ.

# વિશ્વભ્રમ વિધ્વંસનિધિ ગ્રંથ

## નવબુદ્ધ

ભગવાન કરૂણાસાગર જ્યારે આ ભુમંડળ ઉપર પધાર્યા ત્યારે પોતાની સાથે કે જે કર્તા કૈવલે અર્પણ કરેલી નવબુદ્ધિઓ લઈને તથા બીજા અનેક પ્રકારની વિભુતિઓ લઈને આવ્યા છે, તેમાં ઉપર જણાવેલી નવબુદ્ધિનો વિગતવાર ખુલાસો આ ગ્રંથનો અભ્યાસ કરનારને અનુભવ થશે.

સદર નવબુદ્ધિમાંથી સ્થાવર જાતિની અઢાર ભાર વનસ્પતિના છ પ્રકારે વિભાગ પડેલા છે, તેનું પંચીકરણ તથા જંગમ વિભાગમાં સામાન્ય તથા મહાદ દેવતનુંના ઘાટો રચાયા અને તે ઘાટોના તત્ત્વોની વહેંચણી અને તે તત્ત્વોમાં રહેલી ઐશ્વર્યતા વિગેરેના પંચીકરણની વિગત જણાવી છે. જંગમ વિભાગમાં કીટજાતિ, પતંગજાતિ, પશુજાતિ અને પક્ષીજાતિ, વિગેરેના પંચીકરણના તત્ત્વોની ગતિ જણાવેલી છે. મહાદ વૈરાટ રૂપી શરીરમાં જે તત્ત્વો રૂપિ રકમ પોખેલી છે. જેથી સદર વૈરાટ અસંખ્ય જુગોથી તે અત્યાર સુધી ખડું રહેલું છે. તેનાં પાચીકરણની વિગત જણાવેલી છે અસંખ્ય લોકની રચના કેવી રીતે થઈ તે સદર ગ્રંથનો અભ્યાસ કરનારને વિગતવાર તત્ત્વોની ગતિ કેવી રીતે રહેલી છે. અને તેનો અનુભવ કરવાથી સઘળી રકમોનો અનુભવ થશે, અને આ અનુભવ થવાથી પરમ વિશેષ પરમ અંશ ભગવાન કરૂણાસાગરને કર્તા કૈવલે પ્રથમ ઉત્પન્ન કરેલા છે. અને જેની અંદર અધિકાઅધિક ગતિ સમાયેલી છે; માટે તે ગતિના રાજા છે. એ પ્રમાણે અનુભવ થશે. ઉપર જણાવેલી બુદ્ધિઓનું વર્ણન કર્યું તેનો અનુભવ પરમ ગુરૂના ગ્રંથોનો અભ્યાસ કરનારને માલુમ પડશે પણ હવે જે બુદ્ધિ જણાવવામાં આવે છે. તે "અવિરલ" ધારા એટલે વિરલ નહિ એવું ઘટ ભરચક અને અખંડ છે. એ પરથી એમ સમજવાનું કે કર્તાની તત્ત્વ સૃષ્ટિ અવિરલ છે જેનો કોઈ નાશ કરી શકે તેમ નથી કારણકે ચાર ખાણના ઘાટના અંકુરો કેવી રીતે ઉત્પન્ન થયેલાં છે. તે બાબતના પ્રશ્નનો વિગતવાર જવાબ અંકુરોમાં કેટલી કેટલી ગતિ રહેલી છે. તેનો વિગતવાર ખુલાસો કરેલો છે. હે કર્તા તમોએ આ જગતની ઉત્પત્તિ કેવી રીતે કરી તે બાબતનો અત્યાર સુધી આ જગત અજાણ્યું રહેલું છે તે ગતિની બાબત તમોએ મને જણાવી છે, અને તે સંકેતપૂર્વક જણાવી છે. અને ઉત્પન્ન કરેલું જગત જ્યારે નાશ થાય છે. ત્યારે તમને અસ્વાણ લાગતો નથી આ બાબતની જાણરૂપી કળ કુચી તમોએ મને બક્ષીસ કરેલી છે જે મેં જગતને જણાવી છે. હે કર્તા આઠે બુદ્ધિનો તમોએ મને વેત્તા બનાવી વ્યાકરણ, પ્રાકૃત તથા સ્થાવર જંગમ તમામ ઘાટોની ભાષાને જાણકાર (જાણવાની) વિભુતિ રૂપિ મુદો મને બક્ષીસ કરેલો છે. આ નવે બુદ્ધિનો સમાવેશ કરવામાં આવ્યો છે.

પ્રથમ સકર્તા સત્ કૈવલને સુદ્ધ સંકલ્પ જે દિવસે થયો નહતો તે વખતે શિવ, બ્રહ્મા, વિષ્ણુ, શક્તિ, આદિ પુરૂષ નિરંજનની, આદ્ય લઈ કંઈ પણ હતું નહિ. તથા આદિ અંતમાં કંઈપણ રકમોનાં અંકુરો પણ ઉત્પન્ન કરેલાં હતાં નહિ. અને આ બધાં ઘાટો એકદમ ઉત્પન્ન કરી તેમાં પ્રણવ પોખીને અંશો વસાવ્યા છે. આ તમામ ઘાટો પ્રણવરૂપી નાથથી નાથેલા છે. માટે તમો નાથેશ્વર કહેવાયા. આ તમામ ઘાટની નાથ રૂપી દોરી તમારા હાથમાં છે માટે એ ઘાટો દ્વારા જે જે કર્મ વિકર્મ થાય છે. તેના જાણકાર તમો છો. એ સ્વર જે પ્રણવ રૂપે રહેલો છે તેના વેતા આપ છો. આ જગતના વેદશાસ્ત્રના વક્તાઓને આ બાબતનો અનુભવ નહિ હોવાથી જે તે નાથોનું (પતિ) તરીકે સ્થાપન કરેલું છે અને આ બાબતથી જગત અજાણ્યું રહેલું છે. કારણકે કુદરત અનેક પ્રકારની છે. પણ તેનો અનુભવ શાસ્ત્રવેદ વક્તાઓને નથી જે કારણરૂપે સર્વની આદે કર્તા કેવલ છે. તે કર્તાને ઓળખવામાં જગત પ્રમાદ (આળસ) રૂપે રહેલું છે જેથી જગતને તેનો અનુભવ નથી માટે આ તમામ બાબતનો ખુલાસો આ ગ્રંથનો અનુભવ કરનારને પ્રાપ્ત થશે.

## વિજ્ઞાન સક્ત મણીદીપ છપ્પા

"ભગવાન કરૂણા સાગરનો જીવન પ્રભાવ"

મહાન સમર્થ પરમ શ્રેષ્ઠ પરમ વિશેષ પરમગુરૂ ભગવાન કરૂણા સાગર પ્રગટ કેવી રીતે થયા. તે બાબતની જગતને મોટામાં મોટી શંકા છે. તો તે શંકાનું નિવારણ થાય. એટલા જ માટે નીચે પ્રમાણેની હકીકત જણાવું છું તે ધ્યાન દઈને સાંભળો.

એક માતા પોતાના બાળકને લઈ પિયેર જતી હતી. રસ્તે જતાં એક તળાવ આવ્યું તેજ વખતે માતાને તરસ લાગેલી હોવાથી માતા પોતાના બાળકને કિનારાની પાળ ઉપર મુકી પાણી પીવા ગઈ. પાણી પીને માતા પાછી આવી ત્યારે બાળક જોવામાં આવ્યું નહિ. જેથી પોતાના માથાના બાલ તોડતી છાતી ફાટ કરૂણતા ભર્યુ રૂદન કરતી હતી. તેજ વખતે ભગવાન કરૂણા સાગરે પ્રગટ થઈને તે માતાને કેટલાંક સ્વાંત ભર્યા વચનામૃતો કહી શાંત પાડી અને ધીરજ આપી અને પુર્વજન્મનું વૃત્તાંત કહી પોતાનો સંબંધ (યોગાયોગ) કહી બતાવ્યો. અને પોતે ધર્મની માતા તરીકે સંબોધી ત્યારબાદ માતાએ તેમને પૂછ્યું કે આપ એકલા કેમ છો. આપની સાથે આપનુ વર્ણન કરે તેવા સાથીદાર તરીકે કોઈને કેમ રાખતા નથી, ત્યારે તેના જવાબમાં ભગવાન કરૂણા સાગરે જણાવ્યું કે કર્તા ધણીએ મને મદદ કરવાને માટે સોળ વિભૂતીઓ અર્પણ કરી છે. કે જે વિભુતિઓના પ્રતાપે મારી ઉપર કોઈનો તાપ તપી શકતો નથી. તથા કોઈ પણ જાતનો આધાર લીધા સિવાય પોતાની સ્વહામે મે અદ્વેત સકર્તા સિદ્ધાંત સાબિત કરી જગતમાં જણાવ્યું છે. તેમાં વેદ શાસ્ત્રો અને પુરાણોની શાખ અને આધાર પણ

લીધો નથી. અને તેનો અમલ વર્તાવતાં કોઈએ મને પૂછ્યું નથી કે મને તેમ કરતાં કોઈ અટકાવી શક્યું નથી. અને જ્યાં જ્યાં ગંગાની ધારાની માફક તેનો પ્રવાહ ચલાવ્યો છે. ખટદર્શનની આદ્ય લઈને ભેખો તથા વિપ્રો આચાર્યો અને સન્યાસીઓ વિગેરે મારી સામે આવીને શાસ્ત્રાર્થ કરતાં તેઓ તમામની હાર થઈ છે. પણ મને તેમ કરતાં કોઈ અટકાવી શક્યું નથી. તેમજ હું ધીરજ હારી ગયો નથી. તેમજ કોઈના તાપનો પટ મને લાગ્યો નથી એવા એવા પ્રતાપવાળી સોળ વિભૂતિઓ કર્તાએ અર્પણ કરેલી છે કે જેના પ્રતાપથી જગતમાં નિશ્ચિંતપણે વિચરૂં છું. મેં સ્વાચાર પત્રિકા ગ્રંથને વિષે રહેણી કરણી પાળવા સંબંધીના જે વચનામૃતો કહેલાં છે તે વચનામૃતો પ્રમાણે જે ચાલશે, અને મારા ગ્રંથોનો અભ્યાસ કરીને જે ચાલશે તેની અંદર આ સોળ વિભૂતિઓનો પ્રકાશ (પ્રભાવ) પડશે એમ સમજીને ઉપર પ્રમાણે જણાવેલાં વચનોનું પાલન કરશો.





# સક્રત પરમ પ્રકાશ મણિભાષ્ય ગ્રંથ



## અનુક્રમણિકા

# परम कृपालु भगवान करुणासागर



પ્રાગટ્ય : સંવત ૧૮૨૯ મહા સુદ ૨ • કૈવલધામનિવાસ : સંવત ૧૯૩૪ ભાદરવા વદ ૧૩

परम कृपाल दयाल सनेहु, भवतारन कारन धरे देहु ।
पर उपकार करन निज कर्ता, धरी सत्गुरु तन विश्व विचरता ।।

# સદ્ગુરુ ભાષ્ય



## શ્રીમંત ભગવાન કરુણાસાગરના નામનો નિર્ણય અંગ-૧



અથ શ્રી કરુણાસાગર નામ જે છે; તે નામ પરમગુરુ સિવાય અનંત બ્રહ્માંડમાં કોઈનું પણ હોય નહિ; અને તે કોઈને સંભવે નહિ તેમ જ કોઈને લગાડી શકાય નહિ. જેનું પોતાનું કરુણાસાગર નામ અર્થ સાથે વર્તમાનસહ પ્રમાણિક હોય, તેમનું બોલવું પણ પ્રમાણિક હોય. હવે આ ન્યાયે કરુણાસાગર કોણ તે કેવી રીતે જાણી શકાય ! તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો.

જેમાં કોઈ પણ કાળે, કોઈ પણ પ્રસંગે કોઈ પણ પ્રકારની અકરુણા (નિર્દયતા) મળે નહિ, તેમ જ હોય પણ નહિ, તેનું જ નામ કરુણા છે. હવે સાગર નામનો અર્થ તપાસીએ. ઘણી કરુણાઓનો સમૂહ જેમાં હોય તેને સાગર કહેવાય. જેમ સમુદ્રને વિષે અનેક નદીઓનો સમૂહ જણાય છે એથી તેને સમુદ્ર કહેવાય છે, તેવી જ રીતે ઘણી કરુણાઓ જેમાં એકઠી થાય છે તેને સાગર કહીએ છીએ.

હવે ઉપર પ્રમાણે જે ઘણી કરુણાઓ મળીને સાગર થયો છે તે કરુણાઓ કઈ કઈ અને કોની કોની મળીને સાગર થયો છે ? તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. જે સમયે સમુદ્રનું મંથન કરતાં વિષ નીકળ્યું ત્યારે આ વિષથી સૃષ્ટિનો પ્રલય થતો હતો. આ પ્રલયને અટકાવવા શિવજી સર્વ જીવો ઉપર કરુણા લાવી તે સર્વ વિષને પી ગયા, આ કારણને લીધે શિવજી કરુણામય છે. વળી વિષ્ણુ સર્વ જીવના શરીરનું પાલનપોષણ કરવાના હુકમમાં છે, માટે વિષ્ણુ પણ કરુણામય જાણવા. બ્રહ્મા સર્વ જીવોનાં શરીરોની વૃદ્ધિ કરવાના હુકમમાં છે માટે તેમને પણ કરુણામય જાણવા. (<u>આ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ વગેરે એક એક પ્રકારની કરુણાવાળા છે. તેઓ આથી વધારે બીજી કોઈ કરુણા કરી શકતા નથી.</u>) આદ્યશક્તિ સર્વ જીવોના શરીરોને વિષે હેતપ્રીતિ વધારવાના હુકમમાં રહી છે. એટલા જ કારણ પૂરતી આ શક્તિ કરુણામય છે. હવે જે ચોવીસ અવતાર ધારણ કર્યા તે દુષ્ટને સંહારીને બાકીના સર્વ જીવો ઉપર કરુણા કરી છે. વળી આ દુષ્ટ લોકોમાં જે દુષ્ટપણું હતું તેનો નાશ કરીને તેઓને પણ નિર્મળ કર્યા છે. આ કારણને લીધે સર્વ અવતાર પણ કરુણામય છે એમ જાણવું. વળી રામાનુજ, નેમાનુજ, માધવાચાર્ય; અને વિષ્ણુશ્યામની, આદ્ય લઈને જે જે આચાર્યો થયા તેમણે અનેક જીવોને ચોરાસીના ખાતામાંથી છોડાવીને

હરિ ભણી વાળ્યા, તે માટે તેમને પણ કરુણામય જાણવા. હવે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ, તે પણ સર્વ જીવને સુખદાયી છે, કારણ કે પૃથ્વી સર્વને ધારણ કરીને રહેલી હોઈ સર્વ ઔષધિ ઉપજાવે છે, પાણી સર્વ જીવને શાંતિ કરે છે, અગ્નિ પ્રકાશ કરીને સર્વ પરિપક્વ કરે છે. વાયુ સ્પર્શ કરીને સર્વની અકળામણ મટાડે છે અને આકાશ સર્વને હરવાફરવા અવકાશ આપી રહેલું છે, આ કારણને લીધે આ પંચમહાભૂત પણ કરુણામય છે. વળી ચંદ્રસૂર્ય જે સર્વ લોકમાં પ્રકાશ કરી અંધકાર મટાડે છે તે પણ કરુણામય છે.

ઉપર પ્રમાણે દેવોમાં જે એકએક કરુણા છે તે કરુણા કરવાના હુકમ સર્વની આદ્ય રહેલા નિજકર્તાએ પોતે જ; પોતાના સર્વ જીવઅંશ જે ઉત્પન્ન કર્યા છે તેમને સુખીયા કરવા માટે (પોતે નિજકર્તાએ જ કરુણા કરવાના હુકમ) તેમને આપ્યા છે. એટલા જ માટે સર્વ કરુણાના અધિપતિ તે મહદ્ કરુણામય નિજ કૈવલકર્તા જ જાણવા, અને બીજા અન્યદેવ જે કરુણામય કહ્યા તે તો કર્તાના આપેલા હુકમને લીધે કરુણામય છે. હવે આ દેવોની જે જે કરુણા કહી તે ક્યાં સુધી પહોંચે છે અને તે કરુણાથી કોણ કોણ સુખ પામે છે ? તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. પંચમહાભૂતની કરુણા તે પંચતત્ત્વના દેહ સુધી પહોંચે અને એ કરુણા વડે પંચભૂતનો દેહ સુખ પામે. બીજા અન્ય દેવની કરુણા તે ઇંદ્રિયો, અંતઃકરણ, પ્રાણ તથા સૂક્ષ્મદેહ સુધી પહોંચે અને તે જ સુખિયાં રહે. ત્રણ ગુણની કરુણાથી પિંડના ત્રણ ગુણ જ સુખિયા રહે. શક્તિની કરુણા તે શરીરની શક્તિ સુધી જ પહોંચે છે. વળી અવતારાદિ આચાર્યોની કરુણા તે જીવનાં જપ, તપ, સાધન, સુધર્મ ચલાવવા સુધી જ પહોંચે છે. આ પ્રકારે આ સર્વની કરુણા તે સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ તથા ઇંદ્રિયો, અંતઃકરણ, જપ, તપ, સાધન અને શુભ કર્મ કરાવવા સુધી જ પહોંચે છે, પણ નિજકર્તાનો જે અંશ તે કર્તાથી વિખુટો પડેલો હોઈ તેને દૃશ્યમાન કરાવીને કર્તાને મેળવી આપે તે કરુણા તો કોઈ પરમપુરુષ જ કરી શકે છે. આ કારણને લીધે સર્વ દેવ કરુણામય ખરા, પણ સાગર તો નહિ જ.

હવે નિજકર્તા મહદ્ કરુણામય હોઈ શુદ્ધ સંકલ્પના સંકલ્પી છે, પણ સાગર તો નહિ, કારણ કે સાગર નામ તે તો અનેક નદીઓના સમૂહને સમાવીને પુષ્ટિ પામ્યો હોય તેને લગાડાય છે. આમ ઘણી નદીઓના સમૂહનું જે ઘર તેને સાગર કહેવાય. કદાચ કોઈ પ્રશ્ન કરે અને કહે કે નદીઓ તો સમુદ્રથી જ છે છતાં આ નદીઓથી સમુદ્ર પુષ્ટિ પામ્યો છે એમ કેમ કહો છો ? એ વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાભળો. આ સમુદ્ર પ્રિયવૃત રાજાએ કરેલા ત્યારે પ્રથમ તે જળ વગરના હતા તે જ્યારે મહાઅગ્નિ તપીને આકાશમાંથી અવનિ ઉપર મહાવૃષ્ટિ થઈ ત્યારે પ્રથમ પૃથ્વીને તૃપ્તિ પમાડીને ઊગરતુંબચેલું પાણી

અનેક સરિતાઓ દ્વારા વહી જઈને સપ્તસાગર ભરાયા છે. આમ ઘણા દિવસે સપ્તસાગર ભરાઈને છલકાવા લાગ્યા ત્યારે પૃથ્વી બોળાવા (ડૂબવા) લાગી, ત્યારે નિયંતા ઈશ્વરે વડવાનલ અગ્નિ તેમાં મૂક્યો, એથી કરી તે જે નવીન પાણી આવતું તેનું શોષણ કરી લઈને તેને સમધારણ રાખે છે. એથી કરી અવનિ જે રેલાતી હતી તે રેલાતી અટકી છે. એટલા જ માટે સાગર તે વૃષ્ટિથી જ ભરાઈને રહેલો છે, એથી પર્જન્ય (વરસાદ)થી નદીઓના સમૂહનું ગ્રહણ કરીને પુષ્ટિ પામે છે, માટે તેને સાગર કહીએ છીએ. પણ નિજકર્તા તે કયા ઐશ્વર્યના સમૂહ મળવાથી થયા છે કે તેમને સાગર કહેવાય ? વળી કોની કરુણાઓ મળીને નિજ કર્તા થયા છે કે તેને સાગર કહીએ ! અર્થાત્ તેમાં કોઈ પણ કરુણા મળતી નથી અને મળે પણ નહિ. એ કારણને લીધે નિજ કર્તાને સાગરની ઉપમા ઘટતી નથી. વળી જેટલા નર તથા દેવ ઐશ્વર્યવાન છે તેમને પણ સાગરની ઉપમા ઘટતી નથી, કારણ કે આ સર્વ દેવની કરુણા તો એકદેશી છે; અને એકએક અંગને લાગે છે. આ કારણને લીધે સર્વ દેવ કરુણામય ખરા પણ સાગર તો નથી જ.

હવે આ પ્રકારે નિજકર્તાને અને દેવને સાગરની ઉપમા ઘટતી નથી, ત્યારે કરુણાસાગર એ નામ કોને સંભવે ? એ વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. સર્વ દેહનાં તત્ત્વો, ઈંદ્રિયો, અંતઃકરણ, ગુણ અને પ્રાણ તથા સ્થૂલસૂક્ષ્મની આદ્ય લઈ પરમકારણદેહ સુધીના પંચદેહ, નિજકર્તાના હુકમી સર્વ દેવની કરુણાઓએ હૃષ્ટપુષ્ટ રહે છે. આમ હૃષ્ટપુષ્ટ રહેવાથી સર્વ દેહનાં તત્ત્વોની ચાસણી ઉત્પન્ન થાય છે. આ ચાસણી કર્તાના અંશને પહોંચે છે.

આમ ચાસણી કર્તાના અંશને કેવી રીતે પહોંચે છે તે વિષે હવે કહું છું તે સાંભળો. પંચતત્ત્વની ચાસણી ઈંદ્રિયોને પહોંચે છે. અને ઈંદ્રિયોની ચાસણી મનને પહોંચે છે. આ મનની ચાસણી ગુણને પહોંચે છે અને ગુણની ચાસણી પ્રકૃતિને પહોંચે છે. આ પ્રકૃતિની ચાસણી પુરુષને પહોંચે છે અને પુરુષની ચાસણી આત્માને પહોંચે છે. આ આત્માની ચાસણી પરમાત્માને પહોંચે છે અને પરમાત્માની ચાસણી નિજકર્તાના અંશને પહોંચે છે.

નિજકર્તાના અંશ કર્તાથી ત્રણ પ્રકારે ઉત્પન્ન થયા છે તે વિષે હવે કહું છું તે સાંભળો. એક સામાન્ય અંશ, બીજા વિશેષ અંશ અને ત્રીજા પરમવિશેષ અંશ, આ ત્રણ પ્રકારના અંશ છે. આ ત્રણ પૈકી સામાન્ય અંશ પોતપોતાના સ્વરૂપને જાણતા નથી; તેમ જ ઐશ્વર્ય પરાક્રમ એટલે દૈવી વિભૂતિ પણ નથી. બીજા વિશેષ અંશ છે. સર્વ સૃષ્ટિનાં તત્ત્વોના જે કરુણામય દેવ છે તે વિશેષ અંશ હોઈ તે વિષે આગળ કહેલું છે આ વિશેષ અંશને પોતાના આપનપુરૂપ નિજ સ્વરૂપને જાણવાની સ્વયં પોતાની જાણ નથી. પણ નિજકર્તાના પરમવિશેષ અંશ જે પરમગુરુ છે તે મળે તો તેમને

પોતાના સ્વરૂપે થતાં વાર લાગે નહિ, તે કેવી રીતે સમજાય તે વિષે સાંભળો. બ્રહ્મા વિશેષ અંશ હોઈ તેમને આદિનારાયણે ઉપદેશ કર્યો તે સમજતા વાર લાગી નહિ. આ આદિનારાયણને નિજકર્તાના પરમ વિશેષ અંશ જાણવા. હવે ત્રીજા પ્રકારના અંશ તે પરમ વિશેષ અંશ છે આ પરમ વિશેષ અંશ તે પરમગુરુ હોઈ તેમના ઉપદેશથી વિશેષ અંશને સ્વરૂપે થતાં વાર લાગતી નથી, પરંતુ સામાન્ય અંશને સ્વરૂપે કરતાં બહુ શ્રમ પડે છે. આ પ્રકારે સામાન્ય, વિશેષ અને પરમ-વિશેષ અંશ જાણવા. તેમાં સામાન્ય અંશમાં ઐશ્વર્યપણું નથી અને વિશેષ અંશને તો વિશ્વનું નિયંતાપણું રાખ્યાની (જગતને જતમત રાખવાની) ઐશ્વર્યતારૂપ દૈવી વિભૂતિ છે. આ ઐશ્વર્યતાને લીધે તે સર્વ તનુનાં તત્ત્વો ઉપર કરુણા કરીને તેને આનંદમય રાખે છે. આ સર્વ દેવોની કરુણાથી આનંદ પામેલા તત્ત્વોની ચાસણી નિજકર્તાના અંશને પહોંચે છે. આમ આ ચાસણી દૃશ્ય-અદૃશ્ય દેહવાળા ત્રણેય પ્રકારના અંશને પહોંચે છે. હવે સામાન્ય તથા વિશેષ આ બંને પ્રકારના અંશને પોતાના નિજસ્વરૂપની સ્મૃતિ નથી, એથી કરી તેમને આ ચાસણીની જાણ પણ નથી. પરમવિશેષ અંશ જે પરમગુરુ તે તો સદા પોતાને સ્વરૂપે જ છે, જેથી સર્વ તત્ત્વોની અને સર્વ દેવોની ચાસણી જે હિરણ્યગર્ભ થઈ હોય તેને પરમવિશેષ અંશ પોતે પોતાની મેળે લે છે; એટલે તે આવતી ચાસણીના રસને ઓળખે છે અને જાણે પણ છે; અને આમ જાણીને તે લે છે. એટલા જ માટે પરમવિશેષ અંશ જે પરમગુરુ તે સદાકાળ પરમવિશેષ અંશ રૂપે જ છે; અને સદાય અખંડાયમાન રહે છે. આમ તે અખંડ સ્વરૂપે રહે છે એથી કરીને તેમને અનેક દેવતાઓની કરુણાઓની અને તત્ત્વોની ચાસણી પોતાના સ્વરૂપમાં લીન પામ્યાની સ્મૃતિ રહે છે. હું નિજકર્તાનો પરમવિશેષ અંશ હોઈ જે હંગરૂપ મારું સ્વરૂપ છે; તે સ્વરૂપને વિષે સર્વ દેવની કરુણાઓની અને સર્વ તત્ત્વોની ચાસણી નિવેદન થાય છે એટલે કે મારા સ્વરૂપમાં અર્પણ થાય છે. આ પ્રમાણે અર્પણ થતી સર્વ દેવોની તથા તત્ત્વોની ચાસણીના સમૂહને ગ્રહણ કરનાર હું પોતે જ છું. આ પ્રમાણેની સ્મૃતિ પરમવિશેષ અંશને રહે છે. આ પ્રમાણે સર્વ દેવોની કરુણાઓની તથા તત્ત્વોની ચાસણીના સમૂહને સદા ગ્રહણ કરનાર નિજકર્તાના પરમવિશેષ અંશ હોઈ તેમને જ સાગર સંજ્ઞા સંભવે છે. આ પ્રમાણે સાગરરૂપ પોતે થઈને તે બીજા વિશેષ અંશ અને સામાન્ય અંશ, આ બંને પ્રકારના અંશો ઉપર પરમકરુણા કરીને તેમને નિર્મળ કરી તેમના સ્વરૂપ દર્શાવીને નિજકર્તાની સન્મુખ કરે છે. આ પ્રમાણે અસંખ્ય કાળથી જે નિજકર્તાથી ઉપજ્યા હતા તે કર્તાનો વિયોગ ટાળવા આ અંશોને પદાર્થથી છોડાવી તેમના ઉપર કરુણા કરીને કર્તાનો મેળાપ કરાવી આપે તે જ પરમવિશેષને પરમ કરુણાવંત કહેવાય.

આ પરમવિશેષ પરમગુરુને પરમ કરુણાવંત કેમ કહેવાય તેનો સ્પષ્ટ ખુલાસો કરું છું. સર્વ દેવની કરુણાઓ તો પદાર્થ સુધી જ પહોંચી શકે છે પણ અંશને પહોંચી શકે નહિ, પરંતુ પરમવિશેષ જે પરમગુરુ છે તેમની કરુણા તો અંશને પહોંચીને તેને સ્વસ્વરૂપે કરે છે. આમ સ્વસ્વરૂપે કરીને અંશને કર્તાનો મેળાપ કરાવી આપે માટે પરમગુરુને પરમ કરુણામય જાણવા. હવે જે સાગરપણું પરમગુરુને જ સંભવે છે. તે જ પ્રકારે પરમ કરૂણાપણુ પણ પરમગુરૂને જ લાગે છે. એટલા જ માટે પરમ કરુણા અને સાગર, એ ઉભય મળીને જે કરુણાસાગર નામ થાય છે તે પરમગુરુનું જ છે.



## નિજકર્તાને લગાડાતાં પંચવિશેષણનો નિર્ણય.
## અંગ-૨



હવે નિજકર્તાના નામ વિષે કહું છું તે સાંભળો. નિજકર્તાનું નામ તે આદ્ય સકર્તા સ્વરાજ કરુણેશ કૈવલ છે. આદ્ય કહેતાં પ્રથમ આદ્યમાં પોતે એકલા હતા, બીજું કોઈ હતું નહિ. સકર્તા કહેતાં પોતે એકલા હતા તે પોતાના શુદ્ધ સંકલ્પે સર્વ જીવ તથા અંશને ઉત્પન્ન કર્યા. આમ ક્યાં સુધી ઉત્પન્ન કર્યું છે તે જુઓ. કીટ, પતંગ, સ્થાવર, જંગમ, દેવ દાનવ, માનવ, યક્ષ, કિન્નર, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, પુરુષ અને પ્રકૃતિની આદ્ય લઈ સર્વ જીવ-અંશોને ઉપજાવનાર નિજકર્તા પોતે જ છે. તે ઉપરાંત બીજા કોઈ કર્તા નથી. એ કારણને લીધે તેમને સ્વકર્તા કહીએ છીએ.

હવે ત્રીજા સ્વરાજ નામ વિષે કહીએ છીએ. અનંત બ્રહ્માંડના ઈશના ઈશ પોતે જ છે અને તે સર્વ નિજકર્તાના પોતાના હુકમથી જ વર્તે છે, અને તે સર્વ નિજકર્તાના કરેલા પદાર્થમાં જ વર્તે છે પરંતુ તેમના કોઈનાથી નવો પદાર્થ બનાવી શકાય નહિ અને બને પણ નહિ. આ કારણને લીધે સર્વ લોક નિજકર્તાના હુકમમાં રહીને જ વર્તે છે. આમ કર્તાના પોતાના કૃતમાં બીજા કોઈનો અમલ નથી. એથી જ નામ રૂપ, ગુણની આદ્ય લઈ અનંત બ્રહ્માંડને વિષે નિજકર્તાનું પોતાનું જ રાજ્ય છે. આ રાજ્ય કોઈનું આપેલું નથી પણ તેમણે પોતે ઉત્પન્ન કરેલું હોઈ તે તેમનું પોતાનું જ સ્વરાજ છે. એટલા જ માટે તેમને સ્વરાજ કહીએ છીએ.

હવે કરુણેશ નામ વિષે ખુલાસો કરું છું તે સાંભળો. નિજકર્તાએ પોતાના સ્વકૃત સંકલ્પથી જગતના જીવઅંશો ઉત્પન્ન કરેલા; તેમના ઉપર કરુણા કરીને તે સર્વને દેહરૂપ મહેલ રચીને તેમાં વસાવ્યા છે. અંશોના આ દેહરૂપ મહેલોમાં ચૌદ ચૌદ રત્ન ભરેલાં હોઈ તેમાં તેમને વસાવ્યા છે. ખાલી મહેલમાં વસાવ્યા નથી. આ ચૌદ રત્ન કયા કયા છે

તે વિષે કહું છું, તે સાંભળો. દશ ઇંદ્રિયો અને ચાર અંતઃકરણ, આ ચૌદ રત્ન તથા તે ઉપરાંત છ અવિગતચિંતક પારસ સહ પ્રકૃતિરૂપી ભૂમિકાને આધારે પંચભૂતના રચેલા મહેલમાં આ અષ્ટદ્વાદશ એટલે વીશ પ્રકારની સમૃદ્ધિ ભરીને આ મહેલ પોતાના અંશને વસવાટ કરવાને આપ્યા છે.

હવે ખટ અવિગતચિંતક પારસ કયા કયા છે તે વિષે કહું છું, ત્રણ ગુણ અને ત્રણ ગણ તે એક રજોગુણ, બીજો તમોગુણ, ત્રીજો સત્ત્વગુણ, ચોથો અહંકારગણ, પાંચમો અચંતગણ અને છઠ્ઠો સ્વાકાશગણ, આ છ ગુણગણને અવિગતચિંતક પારસ કેમ કહ્યા છે તે વિષે ખુલાસો કરું છું, અને તે દરેકની શું કિંમત છે તે કહું છું તે સાંભળો. કોઈ સજાતિ ચેતન પદાર્થની સાથે હેતપ્રેમની વાર્તા કરવી હોય તો ચૌદે ઇંદ્રિયોને રજોગુણરૂપ અવિગતચિંતક પારસનો સ્પર્શ કરે તો બધી ઇંદ્રિયો રજોગુણરૂપ થઈ જાય એથી કરીને તે હેતપ્રેમની વાતો થાય છે. જ્યાં સુધી આ પારસનો સ્પર્શ રહે ત્યાં સુધી હેતનો વેગ પહોંચે છે, અને આ પારસના સ્પર્શનો પટ ઉતરી જાય ત્યારે ઇંદ્રિયો ઇંદ્રિયોના મૂળ પદાર્થ સ્વરૂપે રહે છે. હવે ત્યાર પછી કોઈ ચેતન પદાર્થની સાથે લડાઈ કે યુદ્ધ અથવા વિરોધ કરવો હોય તો આ ચૌદે ઇંદ્રિયોને તમોગુણરૂપ અવિગતચિંતક પારસનો સ્પર્શ કરે તો ચૌદે ઇંદ્રિયો તમોગુણરૂપ થઈ જાય, ત્યારે બધી ઇંદ્રિયો લડી શકે છે અને આ લડાઈનો વેગ પહોંચતા સુધી આ અવિગતચિંતક પારસનો સ્પર્શ રહે છે, અને જ્યારે આ પટ ઉતરી જાય ત્યારે ઇંદ્રિયો પોતાના મૂળ પદાર્થ સ્વરૂપે રહે છે. હવે કોઈ શાન્ત સ્વભાવના પુરુષ સાથે સત્સંગ વા નમ્રતાપૂર્વક સ્તુતિ કરવી હોય તો સત્ત્વગુણ અવિગતચિંતક પારસનો સ્પર્શ કરવાથી ચૌદે ઇંદ્રિયો શાન્તિવત્ થઈ જાય ત્યારે સત્સંગ, શાન્તિ અને સ્તુતિની વાર્તા થાય છે, અને જ્યારે આ પારસનો સ્પર્શ ઊતરી જાય ત્યારે ઇંદ્રિયો ઇંદ્રિયોના મૂળ સ્વરૂપે થઈ જાય છે. આ ત્રણ અવિગતચિંતક પારસ જે કહ્યા તેની સાથે, જ્યારે સજાતિ ચૈતન્ય પુરુષની સાથે કામ પડે ત્યારે ઇંદ્રિયોનો સ્પર્શ કરવો.

હવે જ્યારે વિજાતિ જડ પદાર્થોની સાથે કામ પડે ત્યારે ત્રણ ગણરૂપ અવિગતચિંતક પારસનો સ્પર્શ ચૌદે ઇંદ્રિયોને કરવો. હવે આ સ્પર્શ કયા પ્રકારે કરવો તે કહું છું. કોઈ મશાગત, મજૂરી કે ખાનપાનની આદ્ય લઈને રસ્તે ચાલવું હોય તો ચૌદે ઇંદ્રિયોને અહંકારગણ પારસનો સ્પર્શ કરે તો સર્વ ઇંદ્રિયોને વિષે અક્કડપણું આવે. આ અક્કડપણે કરીને ખાનપાન આદિ ધંધો થાય અને પંથે ચાલી શકાય. જ્યાં સુધી ધંધાપંથનો વેગ પહોંચે ત્યાં સુધી આ અહંકારગણ પારસનો પટ ઇંદ્રિયોને રહે છે અને વેગ શમતાં પારસનો પટ ઉતરી જાય ત્યારે પાછી ઇંદ્રિયો ઇંદ્રિયોને જ સ્વરૂપે રહે છે. હવે કોઈ સમયે ધંધારોજગાર

વિના સજાતિ ઇંદ્રિયો ઇંદ્રિયો જ મળીને એકાંતરૂપી જડની સાથે સ્વકાશ (નિશ્ચિંતપણે) રહેવું હોય; તો સ્વાકાશગણ પારસનો સ્પર્શ કરે તો રહી શકાય. જ્યાં સુધી ઇંદ્રિયોના સ્વકાશનો વેગ પહોંચે ત્યાં સુધી સ્વાકાશગણ પારસનો પટ રહે છે; અને વેગ મટ્યા પછી આ અવિગતચિંતક પારસનો પટ ઊતરી જાય. ત્યારે ઇંદ્રિયો પોતાના મૂળ સ્વરૂપે (ક્રિયા રહિત પદાર્થરૂપે) રહે. હવે ઇંદ્રિયોને શાંતિસંકોચ થઈને જડ નિંદ્રા સાથે ભડવું હોય તો અચંતગણ પારસનો સ્પર્શ કરે તો ઇંદ્રિયો અચંતરૂપવત થઈને નિંદ્રા સાથે ભડી શકે છે. આ જડ નિંદ્રાનો વેગ પહોંચતા સુધી તે પારસનો સ્પર્શ રહે અને નિંદ્રાના વેગની અવધિ આવે ત્યારે અચંતગણ પારસનો પટ ઊતરી જાય અને ઇંદ્રિયો ઇંદ્રિયોને જ સ્વરૂપે રહે.

હવે આ ખટ પારસને અવિગત કેમ કહીએ છીએ તે વિષે ખુલાસો કરું છું તે સાંભળો. અવિગત કહેતાં તે નિષ્કામ પદાર્થ છે અને ચિંતક તે ચિંતવન કરતાં ઇંદ્રિયોના સ્વભાવ પલટાઈ જાય છે, અને પથ્થરનો પારસ તો પદાર્થોને અંગોઅંગ સ્પર્શ કરાવે ત્યારે જ ધાતુ પલટાય છે; અને આ બેઠેલો પટ પાછો ઉતરે નહિ, એથી જ તેને ગતપારસ કહીએ છીએ, અને અવિગત પારસ તે પારસના પટે ગતિને પામેલા પદાર્થને પાછા અવગત કરી નાખે. આ પ્રકારે ચૌદે ઇંદ્રિયો કોઈ કાર્યને આચરે તો આ ખટ અવિગત પારસની એકતાને કરીને આચરે, પણ અવિગતચિંતક પારસની એકતા વિના એકલી ઇંદ્રિયોએ તરણું પણ હાલી શકે નહિ. ઇંદ્રિયો જે જે કાર્ય કરે છે તે અંશની મતલબે કરે છે. અવિગતચિંતકને ઇચ્છા નથી પણ એ તો અંશની ઇચ્છાથી અંશ કરાવે છે. અવિગત પારસની એકતા રખાવીને અંશ અંશની મતલબ સાધે છે, એટલા જ માટે ઇંદ્રિયોનાં કર્મ અંશને ભુક્તમાન કરવાં પડે છે.

આ પ્રમાણે ઇંદ્રિયોનાં કર્મ અંશને ભુક્તમાન કરવાં પડે છે તે કયા પ્રકારે જણાય તે સાંભળો. કોઈ પુરુષ શત્રુને ગોળી મારે છે તે અગ્નિની એકતા કરીને મારે છે. આ બંદુકની દારૂગોળીને અને અગ્નિને આમ કરવામાં કંઈ મતલબ નથી. એટલા જ માટે ગોળી માર્યાનું વેર પેલા મારનારને જ ભોગવવું પડે છે. તેવી જ રીતે ઇંદ્રિયોનાં કર્મ અંશને ભુક્તમાન કરવાં પડે છે.

હવે કર્તાના અંશની બે વૃત્તિઓ છે. એક અંતરવૃત્તિ અને બીજી બાજવૃત્તિ. નેત્રે કરીને દેખાય તે બાજવૃત્તિ અને ધ્યાને કરીને દેખાય તો અંતરવૃત્તિ. આ બંને વૃત્તિઓ પૈકી બાજવૃત્તિ સાથે ખટ અવિગતચિંતક પારસની એકતા રહેલી છે. જુઓ, રજોગુણ ઊપજે છે તે બાજવૃત્તિએ જોવાથી ઉત્પન્ન થાય છે, તેમ જ તમોગુણ ઉત્પન્ન થાય છે તે પણ સામા ચેતન પદાર્થને જોઈને જ થાય છે, તેવી જ રીતે સત્ત્વગુણ ઊપજે છે તે પણ જોઈને જ

ઊપજે છે. અહંકારગણ ઊપજે છે તે પણ ધંધો રોજગાર, ચાલવું કે ખાનપાન જોઈને જ ઊપજે છે. સર્વ ઇંદ્રિયોને સ્વાકાશગણનું સ્વકાશપણું ઊપજે છે તે નિવૃત્તિ દેખીને જ ઊપજે છે અને અચંતગણનું અચંતપણું જે ઊપજે છે તે પણ ઘણીક કષ્ટી કે શ્રમ પહોંચે છે તે દેખીને જ ઊપજે છે. આમ છ ગુણગણરૂપ અવિગતચિંતક પારસની એકતા અંશની બાજવૃત્તિ સાથે છે.

હવે સર્વ જીવજંતુ તથા બ્રહ્માકીટપર્યંત પુરુષપ્રકૃતિસહ સર્વ અંશોની વૃત્તિઓની એકતા નિજ સકર્તા સત્ કૈવલની પ્રકાશ બ્રહ્મવૃત્તિ જે વ્યાપક વિભૂતિ છે તેની સાથે છે. કર્તાની આ પ્રકાશબ્રહ્મવૃત્તિની એકતા તે કર્તાની અલૌકિક બાજવૃત્તિનાં દિવ્યચક્ષુને વિષે છે. એથી કરીને સર્વ અંશોનાં કર્મવિકર્મને સકર્તાપતિ તાદશ્ય જુએ છે. આ ન્યાયે અનંત બ્રહ્માંડના સર્વ અંશોની ક્રિયાઓ કર્તાને અજાણી નથી. જો કદાચ અંશોની આ ક્રિયા સકર્તાપતિને અજાણી હોય તો અનંત બ્રહ્માંડના અંશોને ભરણપોષણ તથા કર્મવિકર્મનાં ફળ કેમ કરીને આપી શકે ? વળી અંશોની આ ક્રિયા કર્તા જાણે નહિ તો જગત ઉત્પન્ન કરવાની શી મતલબ રહે ! જુઓ, કુંભાર પાત્રોને ઘડે છે તે તેનાં નામ, રૂપ, ગુણ અને મૂલને જાણે નહિ તો તે ઘાટ શા માટે ઘડે ? તેવી જ રીતે સર્વ જીવ રોજગાર ઉદ્યમ કરે છે તેને કર્તા ન જાણે તો તે શું કરવા કરે ? અને કર્યાનો આનંદ પણ શો ? શું તે વૃથા શ્રમ કરે ! એટલા જ માટે આ પ્રકારે કર્તા કીડીમહુરનો પગ હાલે તે પણ જાણે છે. આમ કયા કારણે જાણતા હશે ? જુઓ, ખટ અવિગતચિંતક પારસની એકતા વિના કીડીમહુરનો પગ હાલતો પણ નથી, અને જો આ છ પારસની એકતાએ હાલતો હોય તો તો આ પારસની એકતા સકર્તાપતિની પ્રકાશબ્રહ્મવૃત્તિ સાથે છે; અને પ્રકાશબ્રહ્મવૃત્તિની એકતા કર્તાનાં બાજ દિવ્યચક્ષુને વિષે છે. એટલા જ માટે આ ન્યાયે અણુરેણુથી લઈ સર્વ કંઈ કર્તા જુએ છે. આ વિષે એક બીજું દષ્ટાંત આપું છું તે સાંભળો. ભરવાડ ગાય, ભેંસ અને બકરાં વગેરે રાખે છે અને રાજા લશ્કર રાખે છે અને ખેડુતલોક કરશણ (વાવેતર) કરે છે તથા શાહુકાર લોક વેપાર કરે છે. આ બધાય પોતપોતાની દષ્ટિ પહોંચી શકે અને સંભાળ રાખી શકે તેટલો જ સંગ્રહ કરે છે. સંભાળ ન રાખી શકાય તેવું વધુ પડતું કરતા નથી. તેવી જ રીતે સકર્તાપતિએ પણ પાલનપોષણ ઉત્પત્તિ અને પ્રલય કરી શકે એટલા જ જીવ અનંત બ્રહ્માંડમાં ઉપજાવ્યા છે. આ બધાય જીવ પોતાના કરેલા છે એથી જ રજતજ તથા અણુની આદ્ય લઈ સર્વને કર્તા દેખે છે.

હવે આ પ્રકારે સર્વને જોનાર કર્તા કેવા હશે ? તે વિષે કહું છું. જુઓ, સકર્તાપતિ તો સર્વ શરીરે દગ (દષ્ટા) રૂપજ છે. જેમ કોઈ મહાપ્રકાશક મણિ હોય તેને કોઈ બાજુ પૂંઠ

હોય નહિ અને એથી તે દશે દિશામાં પ્રકાશ કરે છે, તેવી જ રીતે સકર્તાપતિનું સ્વરૂપ પણ દગરૂપ જ છે. તે આગળ, પાછળ, ડાબે, જમણે, ઊંચે, નીચે, સર્વત્ર સર્વ જુએ છે. આમ જોવાપણું જે છે તે કર્તાનાં અલૌકિક બાજવૃત્તિનાં દિવ્યચક્ષુએ જુએ છે જુઓ, લૌકિક ચક્ષુએ તો એકદેશી દેખાય છે અને અલૌકિક દિવ્ય ચક્ષુએ તો સર્વત્ર દેખાય છે. એ કારણને લીધે કર્તા બાજ અલૌકિક ચક્ષુ વડે જુએ છે એમ કહ્યું છે.

હવે કર્તાનાં બાજ અલૌકિક ચક્ષુ જે છે તે સર્વ અંશનાં ઉત્તમ મધ્યમ કર્મ જોવા માટેનાં છે અને કર્તાની બીજી અલૌકિક અંતરવૃત્તિ છે તે વૃત્તિના સંકલ્પે સર્વ અંશોને ઉત્પન્ન કર્યા છે. આ અંશોને અને કર્તાને એકત્વપણું નથી, પણ અંશોનાં ઉત્તમ મધ્યમ કર્મ જોવાને કર્તાની અલૌકિક બાજદષ્ટિની એકતા છે. આમ કર્તાની બાજદષ્ટિ સાથે એકતા છે પણ કર્તાના શરીર સાથે અંશોને એકતા નથી. આમ શરીર સાથે એકતા નથી તે સાથી સમજાય ? જુઓ, કોઈ પુરુષને પુત્ર થાય છે. તે પુરુષ તો સારો બુદ્ધિમાન છે પણ તેનો પુત્ર તો કુબુદ્ધિવાળો પણ નીપજે છે. હવે જુઓ, આ પુત્ર તે પિતાની અંતરવૃત્તિના સંકલ્પનો અંશ છે આમ છે પણ આ પિતાપુત્રને એકતા નથી પરંતુ પુત્રનાં કૃત્ય જોવાને પિતાની બાહ્યદષ્ટિની એકતા છે. આ એકતાએ કરીને પિતા પુત્રને શિક્ષા દે છે. આમ પિતાપુત્રના શરીરની એકતા નથી તે કેમ સમજાય ? જુઓ, જો એકતા હોય તો પિતાને નથી ગમતું તે પુત્ર કરી શકે છે તે કેમ કરી શકે ? માટે એકતા નથી.

હવે પિતાની એકતા વિષે કહું છું. જુઓ, પિતાની એકતા તો તેના હાથપગ આદિ સર્વ ઇંદ્રિયો સાથે છે. જુઓ, પિતાને નથી ગમતું તે હાથપગ આદિ તેની ઇંદ્રિયો પણ કરતી નથી, કારણ કે આ ઇંદ્રિયોની એકતા પિતા સાથે છે જેથી તે કરતી નથી પુત્ર તો પિતાને નથી ગમતું છતાં તે કરે છે કારણ કે પુત્રની પિતા સાથે અંગત એકતા નથી, એથી જ તે કરે છે. આ વિષે સ્પષ્ટ ખુલાસો કરવા બીજું દષ્ટાંત કહું છું. જુઓ, સૂર્યકાંત એટલે એક કાલ્પનિક મણિ, જેના ઉપર સૂર્યનાં કિરણ પડતાં અગ્નિ ઉત્પન્ન થાય છે. આ અગ્નિરૂપ અંશ તે સૂર્યની અંતરદષ્ટિથી ઉત્પન્ન થાય છે. આ આંતરદષ્ટિથી ઉત્પન્ન થયો તે સમજાય કેવી રીતે ? જુઓ, સૂર્યની જે અંતરદષ્ટિ તે સૂર્યકાંત ઉપર મસૂરની દાળ જેટલું પ્રતિબિંબ પડે ત્યારે અગ્નિ ઉત્પન્ન થાય છે તે સૂર્યની અંતરદષ્ટિનો અંશ છે. હવે જુઓ, આ અગ્નિને અને સૂર્યને એકતા નથી. સૂર્યની બાજદષ્ટિ તે સૂર્યનો વ્યાપક પ્રકાશ હોઈ તે પ્રકાશની એકતા આ અગ્નિ સાથે છે, પણ સૂર્યના તનની અને અગ્નિના તનની એકતા નથી, કારણ કે સૂર્યબિંબ અખંડ રહે છે તેવી રીતે અગ્નિનું સ્વરૂપ અખંડ રહેતું નથી, માટે એકતા નથી. જુઓ, સૂર્યની એકતા સૂર્યનાં કિરણો સાથે છે જેથી આ કિરણો અગ્નિની માફક બુઝાઈ

જતાં નથી. આમ સૂર્યની એકતાની લીધે કિરણો બુઝાતાં નથી. આ સૂર્યદષ્ટાંતના ન્યાયે કર્તાને અને અંશને એકતા નથી. જો એકતા છે એમ માનીએ તો કર્તાને સર્વજ્ઞપણું છે તેવી જ રીતે અંશને પણ સર્વજ્ઞપણું હોવું જોઈએ. વળી એકતા છે એમ માનીએ તો આપણને જે અજ્ઞાન છે તે કર્તાને પણ હોય એમ જાણવું. વળી એકતા હોય એમ માનીએ તો જીવનાં કર્મ જીવને ભોગવવાં પડે નહિ. કદાચ તમે કહેશો કે કર્મ કોણ ભોગવે છે ? આમ જો કહો તો જપ, તપ, સાધન, યોગની ક્રિયાઓ તથા ખટદર્શન અને ગુરુશિષ્યની આદ્ય લઈ વેદ અને પુરાણ આ બધાંય જુઠાં પડે તો પડે પણ કર્તાને ત્યાં અન્યાય કહેવાય. એટલા જ માટે કર્તાને અન્યાયી કહીએ તેના કરતાં કર્તાને અને અંશને એકતા છે એમ કહેવું મિથ્યા ઠરાવીએ તે વધારે ઉત્તમ છે. આમ એકતાને મિથ્યા ઠરાવતાં જપ, તપ, સાધન, યોગ, ધ્યાન, ખટદર્શન અને ગુરુશિષ્યની ઉપાસના આદિ સર્વે સાચું રહે અને કર્તા પણ ન્યાયવંત ઠરે. આ ન્યાયે કર્તાને ન્યાયવંત રાખવા હોય તો કહેવું પડશે કે કર્તાને અને જીવને એકતા નથી. વળી કર્તા સાથે જીવની એકતા હોય તો જીવ અનેક પ્રકારનાં કુકર્મ કરે છે ત્યારે તેવો ભાવ કર્તાને નથી અને કદાચ કર્તાને એવો ભાવ હોય તો જીવ કુકર્મી રહે શાનો ? વળી જીવ કુકર્મી ન હોય તો કર્મનો ભોકતા પણ ન હોય, પરંતુ જીવનાં કરેલાં કર્મ જીવ જ ભોગવે છે એવું સર્વત્ર દેખાય છે. આ ન્યાયે સર્વથા કહું છું કે અંશની એકતા કર્તા સાથે નથી; અને એથી જ જીવનાં કરેલાં કર્મ જીવ ભોગવે છે. <u>હવે આવા અનંત બ્રહ્માંડના સ્થાવર જંગમ જીવના કર્તા અરૂપ હશે કે સ્વરૂપ હશે ? તે વેષે કહું છું.</u> જુઓ, કર્તા રૂપઅરૂપ વિનાના છે. આમ રૂપઅરૂપ વિનાનાં હોય તે કેવી રીતે ઓળખાય ! જુઓ, આપણે આપણા સ્વપ્નને વિષે કઈ તીર્થ વ્રત કે દેશ પરદેશ જઈએ છીએ. જો આ દેખાયા પ્રમાણે પદાર્થરૂપે મૂર્તિમાન હોઈએ અને સર્વ ઇંદ્રિયો સહિત મૂર્તિમાન દેખાઈએ છીએ, તો ઘરની અંદર બારણું દઈને સૂતા હતા તે જો સ્વરૂપવાન હોત તો ઘરમાંથી કેવી રીતે નીકળાય ? વળી કોઈ વ્યાઘ્ર, ચોર, વાટપાડુની આદ્ય લઈ ઘા કરે છે એવું સ્વપ્નમાં દેખાય છે; અને આપણે રૂપવાળા હોઈએ તો તે ઘા લાગવો જોઈએ પણ તેમ બનતું નથી, માટે રૂપ કહેવાય નહિ. વળી જો અરૂપ કહીએ તો સ્વપ્નમાં પ્રત્યક્ષ મૂર્તિમાન દેખાઈએ છીએ તે કેમ દેખાય ? <u>આ પ્રકારે કર્તા પણ રૂપઅરૂપ વિનાના મૂર્તિમાન છે.</u>

હવે આ પ્રમાણે કર્તા રૂપઅરૂપથી રહિત છે ત્યારે તે જગતનો ઉદય કેવી રીતે કરી શકતા હશે ? અને પંચભૂત, ગુણ, ઇંદ્રિયો, અંતઃકરણ, એ રૂપવાળાં ક્યાંથી લાવીને અને કેમ કરીને રચતા હશે ? તે વિશે, સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. જેમ આપણું પોતાનું ચૈતન્ય સ્વરૂપ જે રૂપઅરૂપથી રહિત છે તે નિંદ્રાકાળે સ્વપ્નાવસ્થામાં સંકલ્પે કરીને અનેક

લાવ લશ્કર (સરંજામ સાથેનું મોટું લશ્કર) હાથી, ઘોડા વગેરેને ઉપજાવે છે તે પોતે રૂપઅરૂપ વિનાનો હોવા છતાં ઉત્પન્ન કરે છે, ખરું ને ? આ ન્યાયે સકર્તાપતિ અરૂપસ્વરૂપ વિનાના છે છતાં સર્વને ઉપજાવે છે. આ કર્તાના બનાવેલા ઘાટ માત્ર વિલાઈ જાય ત્યારે તેમાં રહેલો અંશ ઉગરે છે. તે પ્રમાણે આપણા સ્વપ્નના સંકલ્પના ઘાટ જાગ્રતઅવસ્થા થતાં વિલય પામી જાય છે, ત્યારે તે ઘાટોમાં રહેલા અંશોનું શું થયું હશે ? તે વિષે સાંભળો.

આપણા સ્વપ્નના ઘાટ જે છે તે આપણા સંકલ્પથી જ થયા છે. તેને વિષે જે અંશ છે તે અંશ આપણી અંશવૃત્તિના જ છે. આપણી અંશવૃત્તિ તે અલ્પજ્ઞ છે અને તેનાથી જે અંશ ઉત્પન્ન થાય છે તે પણ અલ્પજ્ઞ જ છે. વળી આ સ્વપ્નના જે ઘાટ રચાય છે તે પણ અલ્પજ્ઞ જ છે. જ્યારે સ્વપ્ન દૂર થઈ જાગ્રત અવસ્થા સ્ફુરે છે ત્યારે સ્વપ્નના ઘાટ વિલય પામી જાય છે, ત્યારે આપણી અલ્પજ્ઞ અંશવૃત્તિના જે અંશ છે તે આપણી અલ્પજ્ઞ વૃત્તિમાં લીન પામે છે. આમ લીન પામે છે તે કેવી રીતે સમજાય ? જુઓ, સ્વપ્નના વેગની અવધિ આવતાં તેમાં સ્ફુરેલા ઘાટની પણ અવધિ આવે છે. આમ અવધિ આવતાં તે ઘાટ લીન પામે છે, ત્યારે આપણી અંશવૃત્તિના જે અંશ છે તે આપણે વિષે જ લીન પામે છે તે કયા પ્રકારે લીન પામે છે અને કોની સાથે આપણામાં આવે છે તે વિષે કહું છું. સ્વપ્નના ઘાટના અંશ તે ઘાટ વિલય પામતાં અંશવૃત્તિમાં મળે છે અને તે વૃત્તિ આપણે વિષે આવે છે. તે ઘાટોના અંશોને પોતામાં હિરણ્યગર્ભ કરીને તે વૃત્તિ આપણે વિષે આવે છે. આ વૃત્તિમાં સર્વ ઘાટોના અંશ હિરણ્યગર્ભ રૂપ થઈને રહે છે. પછી તે જાગ્રતઅવસ્થા સ્ફુરતાં વૃત્તિમાં એકતા રાખીને રહેલા હોવાથી તે અંશો વૃત્તિની સાથે આપણે વિષે આવે છે. જે ઘાટના જે અંશ છે તે ઘાટના તે અંશ તથા સ્મૃર્તિ તે ઘાટની તે વૃત્તિમાં રહેલી છે જેથી તે અંશ તે વૃત્તિના કહેવાય છે. એટલા માટે સ્વપ્નના તે ઘાટ વિલય પામતાં તે ઘાટના અંશ વૃત્તિ સાથે આપણે વિષે આવ્યા છે એમ જાણવું.

હવે જે સમયે સ્વપ્નાવસ્થા ચાલે છે તે સમયે સ્વપ્નના ઘાટોમાંના અંશ તે વૃત્તિથી ન્યારા છે તે કેવી રીતે સમજાય ? જુઓ, આ ઘાટ વિલય પામતાં એ ઘાટમાંના અંશો વૃત્તિમાં પાછા આવ્યા તે જો ન્યારા હોય તો આવે ? તે વિષે ખુલાસો કરું છું તે સાંભળો. <u>કહો. વૃત્તિ તે શું છે અને ઘાટોના અંશ તે શું છે ? આ વિષય સ્પષ્ટ કરું છું. તે સાંભળો.</u> હવે વૃત્તિના રૂપ વિષે કહું છું. નિજકર્તાના આપણ અંશમાં મળીને પોતાના રચેલા ઘાટોને દેખે છે તે વૃત્તિનું રૂપ છે એમ જાણવું, અને ઘાટોના અંશ તે વૃત્તિથી ભિન્ન પડીને પેલા ઘાટોને હલનચલન કરાવે છે, આ પ્રકારે વૃત્તિથી વૃત્તિના અંશ ભિન્ન જાણવા. એટલા માટે ઘાટ વિલાતાં વૃત્તિના અંશ તે વૃત્તિમાં જ સમાય છે, એ જ પ્રકારે સકર્તા સ્વરાજ કરૂણેશ

કૈવલે; પણ પોતાની અંશવૃત્તિને સંકલ્પે અનંત બ્રહ્માંડની આદ્ય લઈને ચરાચર વિશ્વ ઉત્પન્ન કર્યું છે.

હવે જેમ આપણી અંશવૃત્તિના સંકલ્પના ઘાટ વિલાઈ જાય ત્યારે તે ઘાટોમાં અંશવૃત્તિના જે અંશ હતા તે પાછા અંશવૃત્તિમાં મળીને આપણા આપનપુરુપ નિજકર્તાના અંશમાં મળે છે, તે પ્રકારે સકર્તા, સ્વરાજ, કરૂણેશ, કૈવલના સંકલ્પથી રચાયેલા ઘાટોમાં અંશવૃત્તિના જે અંશ આવેલા તે પાછા નિજકર્તાને વિષે કયા પ્રકારે સમાય ? હવે તે વિષે કહું છું તે સાંભળો. આપણી અંશવૃત્તિના સંકલ્પનો વેગ સમતાં ઘાટ વિલય પામે છે ત્યારે તે ઘાટોના અંશ અંશવૃત્તિમાં મળીને આપણે વિષે આવે છે, તે જ પ્રકારે નિજકર્તાની અંશવૃત્તિના સંકલ્પે અનંત અંશ અને અનંત ઘાટ ઉપજે છે તે જ્યાં સુધી નિજકર્તાના અંશવૃત્તિના સંકલ્પનો વેગ પહોંચે ત્યાં સુધી સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ અને પરમકારણદેહ અને કર્તાના અંશ કર્તાથી ભિન્ન રહે છે અને સર્વ અંશ પોતાના કરેલાં કર્મ ભુક્તમાન કર્યા જ જાય છે. જે ઉત્તમ કર્મ કરે તે ઉત્તમ ભોગવે અને મધ્યમ કર્મ કરે તે મધ્ય ભુક્તમાન કરે.

હવે નિજકર્તાની અંશવૃત્તિના સંકલ્પનો વેગ ક્યાં સુધી પહોંચે છે અને અંશ અંશનાં કર્મ ક્યાં સુધી ભુક્તમાન કરે છે ? આ વિષે સ્પષ્ટ કહું છું તે સાંભળો. બસોને ઈઠયાસી યુગે એક મનુ થાય. એવા મનુ ચૌદ થાય ત્યારે વિરંચીનો એક દિવસ થાય. એવા સહસ્ત્ર વિરંચી થાય ત્યારે વિષ્ણુની ઘટિકા થાય. એવા હજાર વિષ્ણુ ચાલી જાય ત્યારે શિવની એક રંચ કહેવાય એવા શિવ હજાર ચાલી જાય ત્યારે ઈશ્વરની એક નિમિષ કહેવાય. એવા હજાર ઈશ્વર ચાલી જાય ત્યારે શક્તિ શણગાર સજી રહે. એવી હજાર શક્તિ ચાલી જાય ત્યારે એક કલ્પ થાય. એવા હજાર કલ્પ ચાલી જાય ત્યારે નિરંજનની એક નિમિષ કહેવાય. આ નિમિષ પ્રમાણે નિરંજન સો વર્ષ આયુષ્ય ભોગવીને લીન પામે, ત્યારે નિજકર્તાની અંશવૃત્તિના સંકલ્પનો વેગ લીન પામે, અને ત્યારે સર્વ અંશના પરમકારણદેહ પણ લીન પામે. ત્યાર પછી તે સર્વ અંશ કર્તાની અંશવૃત્તિમાં મળી જઈને અંશવૃત્તિને સંગે નિજ કૈવલકર્તાને વિષે લીન પામીને એક અખંડાકાર, અદ્વૈત કૈવલરૂપ જ થઈ રહે.

હવે આ પ્રમાણે સાંભળીને કોઈ પ્રતિવાદી જ્ઞાતા એમ કહે કે કોઈ પાપી ને અણપાપી, ધર્મી ને અધર્મી, ભજની અને અભજની, એ સર્વનો એક જ સમયે કર્તાને વિષે મેળાપ થાય. તો ભજનસ્મરણ અને સુકૃતદુષ્કૃતના ફળનો અધિક અધિકાર શું રહ્યો ? એ વિષે કહું છું તે સાંભળો. સર્વ અંશના પરમકારણદેહનું આયુષ્ય કલ્પના અંતકાળ સુધી હોઈ આ આયુષ્ય પહોંચતા સુધી સર્વ અંશ પોતપોતાના સુકૃતદુષ્કૃત ભોગવીને નિર્મળ થઈ રહે છે,

અને નિજકર્તાની અંશવૃત્તિ અને ક્રિયાવૃત્તિના સંકલ્પના વેગનો અંત પણ ત્યારે જ આવી રહે છે.

હવે અંશના પંચદેહમાં કયા કયા દેહ સુધી ક્યા ક્યા સુકૃતદુષ્કૃત થાય તે ભુક્તમાન કરવાં પડે છે ? તે વિષે કહું છું. જુઓ, પ્રથમ સ્થૂલદેહથી તો પ્રગટ ક્રિયાવાળાં સુકૃતદુષ્કૃત થાય, સૂક્ષ્મદેહે તો મનવાંછિત સુકૃતદુષ્કૃત થાય છે, કારણદેહથી અહંકાર ધરેલાં સુકૃતદુષ્કૃત થાય છે અને મહાકારણદેહથી તો સુવૃત્તિ કે કુવૃત્તિએ સુકૃતદુષ્કૃત થાય છે. આ સુકૃતદુષ્કૃતનાં ફળ આ ચાર દેહ પહોંચતા સુધી ભુક્તમાન કરવાનાં છે.

હવે ત્યાર પછી પરમકારણદેહ તે સુકૃતદુષ્કૃત રહિત નિરાલંબ નિર્લેપ, કર્તાના અંશને લપટાઈને અંશવત્ અંશના આભુષણરૂપ રહે છે. હવે આ અંશ પરમકારણદેહ સહ કઈ ભૂમિકાને વિષે પરમકારણ દેહ પહોંચતા સુધી કર્તાથી ભિન્ન રહે છે ? તે વિષે કહું છું તે સાંભળો. નિરંજનરૂપ નૂરભૂમિકા પરમ અમૃતથી ભરેલી હોઈ તેને વિષે કર્તાના સર્વ અંશ પરમકારણદેહસહ રહીને અસંખ્ય કલ્પ સુધી પરમ આનંદસુખ લેયા કરે છે. આ પરમ આનંદ તે પરમ અવિગત અમૃતના ભોજનની તૃપ્તિવત્ સદાકાળ રહેવાય તે છે. આ અસંખ્ય પરમસુખનો સ્વાદ તે પરમકારણદેહે કરીને તે ભૂમિકામાં જઈએ ત્યારે જાણી શકાય. તેનો મહિમા આ બાજુ અહીં મલીન દેહને વિષે મલિન વાણીએ શું કહી શકાય ! જુઓ, તે ભૂમિકાને વિષે જશો ત્યારે જ તમે જાણશો. આ પરમકારણદેહનું આવું સુખ ક્યાં સુધી માણીને નિજકર્તાને વિષે જવાય ? હવે તે કહું તે સાંભળો. જ્યાં સુધી નિરંજનનું આયુષ્ય રહે ત્યાં સુધી તે સુખને સર્વ અંશો ભોગવે છે અને ત્યાર પછી કર્તાની અંશવૃત્તિની સાથે સર્વ અંશ નિજકર્તાને વિષે જઈ મળે છે. આ પ્રકારે પણ કર્તામાં સર્વ અંશ સાથે જ મળે છે.

આમ સર્વ અંશ કર્તામાં સાથે જ મળે, ત્યારે ભજન-સ્મરણ અને સુકૃતનું શું અધિક ફળ રહ્યું ? તે વિષે કહું છું. જુઓ, ભજનસ્મરણનું ફળ તે ચાર પ્રકારના દેહની આદ્ય લઈ પરમકારણદેહ સુધી નર્યું એકલું સુખ જ ભુક્તમાન કર્યા કરવાનું છે. અને દુષ્કૃતનું ફળ તે સ્થૂલ સૂક્ષ્મની આદ્ય લઈને મહાકારણદેહ સુધી નર્યું એકલું દુઃખ જ ભુક્તમાન કર્યા કરવાનું છે. માત્ર એકલા પરમકારણદેહને વિષે જ સરખું સુખ ભોગવવાનું છે. આ પ્રમાણે સુકૃતદુષ્કૃતથી મળતાં ફળનો ફરક દેખાડ્યો. એટલા જ માટે સર્વ અંશોએ સારાં જ કર્મ આચરવાં, કારણ કે પોતાના કર્મ પોતાને જ ભુક્તમાન કરવાનાં છે, માટે સારાં સારાં કર્મ કરવાં. જુઓ, સર્વ પ્રાણીને સારું સુખ ભુક્તમાન કરવાનું ભાવે છે પણ નરસા ઉપર કોઈને ભાવ થતો નથી. એટલા માટે સર્વ સારાં કર્મ કરો કે જેથી સારું જ સુખ ભોગવો આ પ્રમાણે કરવાથી જ્યાં સુધી નિજકર્તાથી ભિન્ન રહેશો ત્યાં સુધી સુખનું સુખ જ

ભોગવવાનું મળશે. આ પ્રમાણે જ્યાં સુધી ચાર પ્રકારના દેહ રહે ત્યાં સુધી પણ સુખ ભોગવ્યા કરો અને પરમકારણ શરીરે તો નિરંજનરૂપ નૂરભૂમિકાને વિષે તો ઘણાક કાળ સુખનો સમૂહ ભોગવવાનો છે જ. ત્યાર પછી નિજકર્તાના પરમધામને પામશો, ત્યારે ત્યાં તો અગણિત પરમસુખની અવધિ જ છે. તે સુખનું વાણીએ કરીને વર્ણન કરી શકાય નહિ એવું ત્યાં સુખ છે.

આ પ્રમાણે નિજકર્તાના ઘરની રૂઢી તો છે જ, પણ કર્તાને અને કર્તાની મતલબને કોઈ જાણતું નથી. તેનું કારણ આ પ્રમાણે છે. જુઓ, જે લોકો સગુણના ઉપાસક છે તે લોકો નિજકર્તાના કરેલા ઈશ્વરને જાણે છે, પણ આ ઈશ્વરો વિષે ખરાપણાનો મૂલતોલ કરી જાણતા નથી. હવે બીજા જે નિર્ગુણને જાણનારા છે તેઓ કહે છે કે બ્રહ્મ અકર્તા છે, માટે તે પણ નિજકર્તાને જાણતા નથી, કારણ કે કર્તાના કૃતની જ તેમને કિંમત નથી તો પછી નિજકર્તાને શું જાણી શકાય ? જુઓ, કર્તાનું કૃત તે ચોરાસીલક્ષ પ્રકારના ઘાટ રચ્યા છે. આ દરેકે દરેક ઘાટને કલ્પ પર્યંતનું આયુષ્ય પોખીને રચેલા છે.

આ ઘાટ કલ્પ પર્યંતની મુદતવાળા કયા પ્રકારે રચ્યા છે તે કહું છું. પ્રથમ આ સૂક્ષ્મદેહથી હજારગણું કારણદેહનું આયુષ્ય છે. આ કારણદેહથી હજારગણું મહાકારણદેહનું આયુષ્ય છે. અને આ મહાકારણદેહથી હજારગણું પરમકારણદેહનું આયુષ્ય છે. આ કહી બતાવેલા ચાર પ્રકારના દેહનાં આયુષ્ય આ પ્રમાણે છે. પણ આ ચાર દેહનાં આયુષ્ય નિજસકર્તાની ક્રિયાવૃત્તિ અને અંશવૃત્તિના સંકલ્પનો વેગ પહોંચતા સુધી રહે છે. પાંચમો સ્થૂલદેહ તે સૂક્ષ્મદેહથી પરમકારણદેહ સુધીના આ ચારે દેહના આભુષણરૂપ હોઈ અંશને ભાડુતી મકાનરૂપ રહેવાનો છે. તે દેહ પદાર્થરૂપ સુકૃતદુષ્કૃતનાં ફળ ભુક્તમાન કરવા માટે છે. આમ છે છતાં તેનું આયુષ્ય અલ્પ હોઈ મુદતી પ્રમાણ વિનાનું છે. જુઓ, ભાડુતના મકાનરૂપ પેઢીની માફક આ આપણું શરીર પણ વિલક્ષણ (અદ્ભુત) છે. આ ભાડુતી મકાન જ્યારે મૂકીને જઈએ ત્યારે જવાય. આ મકાન ક્યારે મૂકીને જઈશું એનું પ્રમાણ કહી શકાય નહિ. જુઓ કોઈ મૂકાવે તો મૂકીને જવાય અગર આપોઆપ મૂકીને જવું હોય તો પણ જવાય. આ પ્રકારે સ્થૂલદેહનું આયુષ્ય પણ એકસરખા પ્રમાણવાળું નથી. એ કારણને લીધે સ્થૂલદેહ અપ્રમાણ હોઈ ભાડુતી મકાન સરખો જ છે.

હવે સ્થૂલ સિવાયના બીજા ચાર દેહ તો કર્તાએ વજ્રમય, ઘણા આયુષ્યના રચીને પોતાના અંશોને એ દેહોમાં પ્રવેશ કરાવ્યો છે. જેમ કોઈ ધનવંત મનુષ્ય પોતાના પુત્રને હવેલી તૈયાર કરીને આપે છે, તે હવેલી પણ પાંચદશ પેઢી સુધી પહોંચે છે. જુઓ, અલ્પઆયુષ્યના પુત્રને રહેવા સારુ આટલા લાંબા આયુષ્યની હવેલી કરીને પુત્રને તેમાં

વસાવે છે, તો પછી નિજ સકર્તા સર્જનહાર તો અનંત શક્તિમાન હોઈ અનંત બ્રહ્માંડોને રચનારા છે. તેમણે પોતાના અંશોને શું અલ્પ આયુષ્યવાળા શરીરરૂપ મહેલ રચીને વસાવ્યા છે ? વળી જે અનંત શક્તિમાન અને અનંત ઐશ્વર્યવાન કર્તા છે તે પોતાના અંશોને પોતાથી ભિન્ન કરીને કઈ મતલબ માટે અલ્પ આયુષ્યવાળા દેહ કરીને વસાવે ? આમ આવા અલ્પ આયુષ્યવાળા દેહ ભોગવવા માટે પોતાના અંશોને ભિન્ન પાડ્યા નથી, પરંતુ આ દેહ તો અસંખ્ય કાળ સુધી પહોંચે એવા આયુષ્યવાળા કરીને જ તેમાં અંશોને વસાવ્યા છે. આ પ્રકારે અમર, અજર, અવ્યક્ત વિભૂતિના દેહ રચીને તેમાં પોતાના અંશોને પ્રવેશ કરાવ્યો છે. આ પ્રમાણે આ જ પ્રકારના દેહોની આ સર્વ રચના છે.

હવે જુઓ દેહની રચના તથા આયુષ્ય ઉપર કહ્યા પ્રમાણે છે, <u>પરંતુ બ્રહ્મજ્ઞાનીઓએ તો પોતાનો અલ્પ આયુષ્યનો સ્થૂલદેહ વિલય પામતાં મોક્ષ માન્યો છે,</u> અને તેઓ આ ચરાચર વિશ્વને તો ભ્રાન્તિવત્ ગણે છે. તે કોની માફક માને છે તે વિષે દૃષ્ટાંત આપું છું તે સાંભળો. કોઈ ચક્રવર્તી રાજા કોઈ દિવસે કોટ્યવધિ ફોજ અને હાથીઘોડા શણગારીને પોતાની રૈયતને દેખાડવા સારુ સવારી કાઢીને મેદાન ભૂમિકામાં જઈને ખેલ કરાવી પોતાનું ઐશ્વર્ય દેખાડે છે. આ મેદાન નજીક એક પર્વત હતો, તેની ઉપર તે સમયે બે પુરુષ હતા. તેમાંના એક પુરુષે બીજા પુરુષને પૂછ્યું, "હે ભાઈ, આ નીચેના મેદાનમાં આ બધું શું દેખાય છે ?" ત્યારે પેલા પુરુષે ઉત્તર આપ્યો કે, ભાઈ, એ તો ઝાંઝવા બળે છે. આ તેને મૃગતૃષ્ણાનું જળ ભાસે છે, પણ તે સાચું નથી. જુઓ, આ કહે છે તે સાચું માનીએ તો એ કહેનાર પણ મૃગતૃષ્ણાના જળરૂપ છે એમ જાણવું. જ્યારે આ પ્રમાણે કહેનારા મૃગતૃષ્ણાનું પાણી ઠરે તો આ જોનારા અને જોવાનું દૃશ્ય બંને મિથ્યા ઠરે. આમ જોનાર અને દૃશ્ય, બંને મિથ્યા હોય તો મિથ્યા મિથ્યાને શું ભાસે ? એ જ પ્રકારે જેવરી (દોરી) અને છીપને વિષે સર્પ અને રજત (રૂપું) ભાસે છે તે પણ મિથ્યા છે એમ ઠરે, તો તેના જોનારા પણ મિથ્યા ઠરે. એટલા જ માટે મિથ્યા હોય તે મિથ્યાને શું જુએ ? વળી આ જેવરી બીજી જેવરીને તે સર્પ છે એવું કેમ કરીને જોઈ શકશે ? અને આ છીપ પેલી છીપમાં રજત કેમ જોઈ શકશે ? કદાચ કહેશો કે એ તો બધું સાક્ષીને દેખાય છે. જો આમ કહો તો તમારા કહ્યા પ્રમાણે તથા માનવા પ્રમાણે સાક્ષી એક જ છે. આ એક જ સાક્ષીને પોતે જે કંઈ કર્યું નથી એવું દૃશ્ય ભાસ્યું તે મિથ્યા ભાસમાન થયું તો આ પ્રમાણે મિથ્યા જોનાર સાક્ષી અજ્ઞાની ઠરે. આમ સાક્ષી અજ્ઞાની ઠરે ત્યારે આ અજ્ઞાની સાક્ષીને બોધ કરીને તેનું મિથ્યા ભાષણ મટાડનાર બીજો કોણ છે ? આ કારણને લીધે આ પ્રકારે જોતાં તો તમારું બોલવું જ મિથ્યા છે. જુઓ, નિજકર્તા તો સત્ય છે અને તેમનું કરેલું કૃત પણ તે

જ્યાં સુધી રહેશે ત્યાં સુધી સાચું જ છે. આ બધું કૃત તેનો અવધિકાળ આવતાં કર્તામાં લીન પામે તો પણ સત્ય જ છે. જુઓ, જે સત્ય છે તે સત્યમાં સમાય છે. હમણાં પણ તે સત્ય જ છે. માત્ર સ્થૂલદેહ વિલય પામે તેથી તેને અસત્ય કહો છો ? એટલા જ માટે તમને નિજકર્તાની અને કર્તાના કૃતની જાણ જ નથી.

આ તમારી (બ્રહ્મજ્ઞાનીઓની) સમજ કોના જેવી છે તે જુઓ. એક સમયે એક શેખચલ્લી ઓલિયા હતા. તેમણે એક જોશીને પૂછ્યું કે મારું મૃત્યુ ક્યારે થશે ? ત્યારે તે જોશીએ હાસ્ય કર્યું અને કહ્યું કે જા, ભૂખે પેટે કાચા સુતરનો તાંતણો બાંધીને આ ઉપવાસી પેટ તૃપ્ત થતાં સુધી રાબડી પીજો. આમ રાબડી પીતાં પીતાં એ સૂતરનો તાર તૂટી જાય ત્યારે તારું મૃત્યુ જાણજે. આ પ્રમાણે જોશીનાં વચન સાંભળીને તે શેખચલ્લીએ તે પ્રકારે કર્યું ત્યારે તેના પેટ ઉપરનો તાર રાબડી પીતાં પેટ ફુલવાથી તૂટી ગયો, એટલે પોતાનું મૃત્યુ માનીને તે જમીન ઉપર ગબડી પડ્યો. હવે જુઓ, આમ તાર તૂટતાં શું તે મરી ગયો છે ? અને પાછો નહિ ઊઠે ? આ પ્રમાણે સ્થૂલદેહ પણ કાચા સૂતરના તાંતણા સમાન છે. આ તાંતણાની માફક રહેલો સ્થૂલદેહ વિખરાઈ જાય ત્યારે તમો પંચભૂતના પંચભાગ પંચમહાભૂતમાં મેળવીને અને છઠ્ઠા ચૈતન્યને ચૈતન્ય સાથે મેળવી એકતા કરીને મોક્ષ માનો છો, તો પછી તમારી ગતિ પણ પેલા શેખચલ્લી કરતાં વધારે હોય એમ ક્યાં દેખાય છે ? તમો કર્તાના અકળિત કૃતની ગતિને પણ જાણતા નથી, એથી કરી તમારું જ્ઞાન મુદા રહિત હોઈ શુષ્ક છે, આ તમારું શુષ્ક જ્ઞાન સાંભળતાં સર્વ જીવ કર્મથી બહિર્મુખ થઈ જાય. આમ થતાં ભજનસ્મરણ અને ગુરુગોવિંદ ઉપરથી પણ આસ્થા ઊખડી જાય, અને કર્તાના સ્વરૂપને પણ પામે નહિ. વળી ઉત્તમ કર્મ કરવાનો અભાવ થાય અને મધ્યમ કર્મ તો શરીરને વિષે થયાં જ જાય છે, એથી કરીને જીવ નીચ યોનિને પામતાં જાય. ઊંચ કર્મને અભાવે ઊંચું કેમ થવાય ? એટલા જ માટે તમારું જ્ઞાન તો કર્તાથી વિમુખ કરાવનારું છે. વળી ઉત્તમ કર્મનો અભાવ કરાવી એક સ્થૂલદેહ છૂટે મોક્ષ મનાવો છો પણ આમ સ્થૂલદેહ છૂટે મોક્ષ થાય નહિ.

કદાચ કહેશો કે અમો સૂક્ષ્મદેહથી લઈ પરમકારણદેહ સુધીના સર્વ દેહને જ્ઞાન વડે એકદમ નાશ કરીને મોક્ષ પામીએ છીએ. આ પ્રમાણે જો કહેતા હોય તો કહો, કયા જ્ઞાન વડે કરીને નાશ પમાડો છો ? પ્રથમ સ્થૂલદેહ અવધિ આવતાં નાશ પામે છે તે પ્રમાણે સૂક્ષ્મદેહનો તમે કયા જ્ઞાને અને કઈ અવધિએ નાશ કરો છો ? ત્યાર પછી કારણદેહનો કયા જ્ઞાને કરીને નાશ કરો છો ? અને તે ઉપરાંત મહાકારણદેહનો કયા જ્ઞાને કરીને નાશ કરો છો ? વળી કર્તાના અંશનો અંગીકૃત જે છેલ્લો પરમકારણદેહ છે તેને કયા જ્ઞાને કરીને

નાશ પમાડો છો ? હવે આ પ્રકારે જે જે દેહનો જે જે જ્ઞાનથી નાશ થાય તે તે જ્ઞાન કરી દેખાડો. જુઓ, જે સ્થૂલદેહ છે તે તો અવધિકાળે નાશ પામે છે તે સૌ કોઈ જાણે છે, પણ સૂક્ષ્મદેહ તો પંચમાત્રા અને ચતુષ્ટ્ય અંતઃકરણનો છે. કહો, કયા પ્રકારે પંચમાત્રાનો નાશ કરો છો ? તેમજ કયા પ્રકારે ચતુષ્ટય અંતઃસકરણનો નાશ કરો છો ? વળી કારણદેહ જે છે તે આપણો દેહ તો જે વિભૂતિના ત્રણ ગુણ ઉપજાવ્યા છે તે જ વિભૂતિનો છે અને એ દેહનાં તત્ત્વ પણ ત્રણ છે, રજો, તમો અને સાત્ત્વિક કહો, કયા જ્ઞાને રજોગુણનો નાશ કરશો ? તથા કયા જ્ઞાને તમોગુણનો નાશ કરશો ? અને કયા જ્ઞાને સત્ત્વગુણનો નાશ કરશો ? હવે ચોથો મહાકારણદેહ છે તે આપણો દેહ, જે વિભૂતિની પ્રકૃતિ છે તે જ વિભૂતિનો છે. આ દેહ પણ પ્રકૃતિરૂપ એક માત્રિકાનો જ હોઈ તે સમ્યક્ (યોગ્ય, બરાબર) ભાવે અંશની સત્તા પ્રાપ્ત કરીને સર્વ તત્ત્વ, ઈંદ્રિયો અને અંતઃકરણને ચલાયમાન કરે છે. આવો ત્રણ પ્રકારના દેહના કારણભૂત જે મહાકારણદેહ છે તેને કયા પ્રકારે કરીને નાશ કરો છો ? હવે આપણો પાંચમો દેહ પરમકારણદેહ છે. જે વિભૂતિના નિરંજન પુરુષ છે તે જ વિભૂતિનો આપણો આ દેહ છે. હવે આવા અચિંત્ય, અવિગત દેહને તમે કયા પ્રકારે અને કયા જ્ઞાને કરીને ભાગી શકશો ? જુઓ, શિવશનકાદિકની આદ્ય લઈ સમાધિવાળા યોગીઓ સમાધિએ કરીને આ પરમકારણદેહને પ્રણવનો સ્પર્શ કરાવીને પાછા સ્થૂલદેહમાં આવે છે, તો આ સ્થૂલદેહ પણ પરમકારણનો પટ પામવાથી ઘણા કાળ સુધી પહોંચે છે. આટલો તો આ પરમકારણ-દેહના સ્પર્શનો પ્રતાપ છે, તો પછી તમે નિજ પરમકારણદેહને કેમ કરીને ભાગી શકશો ? અરે ! ભાગશો તો ક્યાંથી ! તમોને તો તે દેહની ગતિ પણ નથી. જો એ દેહની ગતિ હોય તો ભાગવાની વાત પણ કરો નહિ.

કલ્પપર્યંતના આયુષ્યવાળા નિજકર્તાના કરેલા જે દિવ્ય મહાકારણ અને પરમકારણદેહ છે તે અમૂલા દેહની તમને શા માટે ગતિ નથી ? જુઓ, તમે નિજકર્તાને જ જાણતા નથી, તો પછી તેમના કરેલા કૃતને કેમ કરીને જાણો ? એટલા જ માટે તમે અકળ વિભૂતિના ચતુર્દેહને જાણતા નથી. જેથી તમે એ દેહના અજાણ્યા હોઈ તેમને ભાગવાની વાત કરો છો. વળી કર્તાની મતલબનો ઊંડો વિચાર પણ તમે જાણતા નથી. અરે ! જે જ્ઞાને ભાગત્યાગ કરી મુક્તપણું માનો છો; તે તો નિજકર્તાના અંશની સત્તાએ અંતઃકરણનો ધર્મ છે. સૂક્ષ્મદેહનો નાશ કરતાં તો આ અંતઃકરણનો નાશ થાય અને અંતઃકરણનો નાશ થતાં તો સુષુપ્તિ થાય, ત્યારે ત્યાં તમારું ભાગત્યાગ કરવાની લક્ષણાનું શું જ્ઞાન પહોંચે એમ છે કે જેથી કરીને ત્રણ પ્રકારના દેહને નાશ કરશો ? એટલા જ માટે તમે આ દેહની અંત રચનાની ગતિને જાણતા નથી.

વળી તમે કહેશો કે અંતઃકરણ નાશ થતાં સુષુપ્તિ થાય છે. તે સમયે કોઈપણ દેહની સ્મૃતિ રહેતી નથી, એ જ ન્યાય અને એ જ પ્રકારે સર્વ દેહની નાસ્તિ છે એમ જાણીને મોક્ષ માનીશું. જો આ પ્રમાણે તમે કહેતા હોય તો સાંભળો. જે સુષુપ્તિ થાય છે તે તો કર્તાના અંશને પદાર્થના દૃષ્ટિપણાની તૃપ્તિને લીધે શાન્ત ગતિ થાય છે તે છે. આ શાન્ત ગતિની તૃપ્તિનો અંત આવતાં પાછું અંશની સ્વકાશ દૃષ્ટિએ જાગ્રત થવાય તો સર્વે દેહ પાછા તેમના તેમ જ છે, એટલા જ માટે સુષુપ્તિ અવસ્થામાં કોઈ પણ દેહનો પરિણામે નાશ નથી. જુઓ, આ વિષયને સ્પષ્ટ કરવા એક દૃષ્ટાંત આપું છું તે સાંભળો. એક પુરુષ હવેલીની બારીએ બેઠો છે તે પ્રસંગે કોઈ રાજાની લાખો ફોજ જતી હતી. તે જોઈને આ બારીએ બેઠેલા પુરુષે પોતાની આંખો બંધ કરી દીધી. આમ આંખો બંધ કરીને જોવા લાગ્યો ત્યારે ફોજ દેખાઈ નહિ અને પોતાનું ભુવન તેમ જ પોતાનું શરીર પણ દીઠું નહિ. આમ આંખો બંધ કરીને તેણે કંઈ દીઠું નહિ એથી શું રાજાની ફોજ, તેનું શરીર અને ભુવન નાશ પામ્યાં છે ? ના, આંખ ખોલીને જુએ તો સર્વ તેમનું તેમ દેખાય. એ જ પ્રકારે નિજકર્તાના અંશની દૃષ્ટિ અંતઃકરણ ઉપર શાંતિ રૂપે અભાવ ધરે ત્યારે લોહચુંબકના ન્યાયે અંતઃકરણ જડતા પામે છે. આમ અંતઃકરણ જડતા પામતાં સુષુપ્તિ થાય છે. પછી પાછી અંશની દૃષ્ટિ અંતઃકરણ ઉપર ભાવ ધરે તો સર્વ અંતઃકરણ ચેતન થાય અને જાગ્રત અવસ્થા સ્ફુરે, ત્યારે એકે ય વસ્તુનો નાશ થયેલો હોતો નથી જેથી સર્વ છે તેમનું તેમ દેખાય છે.

હજી પણ તમે એવું કહેશો કે કર્તાના અંશની દૃષ્ટિને અભાવે અંતઃકરણ જડતા પામે છે તો એ ન્યાયે અને એ પ્રકારે અમે સર્વ દેહ ઉપર અભાવ ધરીશું ત્યારે સર્વ દેહ જડવત્ નાસ્તિ જેવા જ છે ને ? આ પ્રમાણે જો તમે કહેતા હોય તો કર્તાના અંશને એકપણ દેહ અળખામણો જ નથી જુઓ, એ વિષયને સ્પષ્ટ કરું છું. જુઓ કોઈ એક શાહુકાર પોતાના પુત્રને પંચમાળની હવેલી કરીને તેમાં વસાવે છે તો તે પુત્રને હવેલીના આ પાંચ માળ પૈકી એકે ય માળ શું અળખામણો લાગે છે ? ના, નથી લાગતો. આ પ્રકારે કર્તાએ કરેલી પંચદેહરૂપ હવેલી કર્તાના અંશને પણ અળખામણી નથી, આમ અળખામણી નથી એવું શાથી સમજાય ? જુઓ, છેલ્લો સ્થૂલદેહ છે તે તુચ્છ છે, પરંતુ મોટા મોટા પરમહંસની આદ્ય લઈને કોઈને પણ તે અળખામણો લાગતો નથી (અને હજી સુધી તે અળખામણો લાગ્યો હોય એમ જણાતું નથી), અને જો કદાચ અળખામણો લાગતો હોય તો શિવશનકાદિક અને નવ યોગીની આદ્ય લઈને મોટા મોટા પરમહંસો પણ શરીરને હૃષ્ટપૃષ્ટ કરીને ઘણાક કાળ શા માટે રાખી રહે ? વળી આ સ્થૂલદેહ કરતાં તો પેલા ચાર દેહ ઘણા ઉમદા છે તે અળખામણા કેમ કરીને લાગે ?

આમ છે છતાં વળી કહેશો કે અમે તો જ્ઞાન પામીને આ બધા દેહ અળખામણા કરી દઈશું. જો એમ કહેશો તો શિવશનકાદિકનો લાંબા કાળ સુધી જીવવાનો જે મત છે તે મતનો અભાવ ઠરશે. અરે ! તમારા અભાવે અને તમારા જ્ઞાને એ દેહ ભાગે એવા તો નથી જ. કારણ કે તમે તો પદાર્થના અલ્પજ્ઞ છો એટલે બીજા અનેક પદાર્થ હોઈ તે સર્વ પદાર્થોની ગતિ જાણતા નથી. શા માટે નથી જાણતા તે જુઓ. પોતાના અંગીકૃત પદાર્થોને જાણતા નથી તો શરીરરૂપ અંગથી અલગ રહેલા પરપદાર્થોને શું જાણો ? હવે અંગીકૃત એટલે શું તે જુઓ. પ્રથમ સ્થૂલદેહને વિષે કોઈ વ્યાધિ ઉત્પન્ન થાય છે તેને પણ તમે જાણી શકતા નથી. વળી તમારી ભાગત્યાગ કરવાની લક્ષણાના જ્ઞાને અને અભાવે સ્થૂલદેહનો વ્યાધિ મટી શકતો નથી, તો હવે કહો, સ્થૂલદેહની ગતિ પણ તમારા હાથમાં નથી ને ? વળી સ્થૂલદેહનાથી સૂક્ષ્મદેહ તો હજારગણો આયુષ્યવાળો હોઈ વજ્રમય છે, તો કહો, આવા વજ્રમય દેહમાં તમારું શું ચાલી શકશે ? અને વળી તે સૂક્ષ્મદેહ કરતાં તો કારણદેહ હજારગણો વજ્રમય અને આયુષ્યવાળો છે, ત્યાં તમારા અભાવનું અને તમારા જ્ઞાનનું શું ચાલે એમ છે કે તે દેહને તમે નાશ કરી શકશો ? વળી ત્યાર પછી આ કારણદેહ કરતાં મહાકારણદેહ તો હજારગણો વજ્રમય અને આયુષ્યવાળો હોઈ ત્યાં તો તમારી ગતિ પણ નથી, તો પછી તે દેહને તમે શું ભાંગી શકશો ? વળી આ મહાકારણદેહ કરતાં છેલ્લો પરમકારણદેહ તો હજારગણો વજ્રમય અને આયુષ્યવાળો હોઈ કર્તાના અંશની નિકટમાં રહ્યો છે. આ દેહની તો આદિનારાયણ મળતા પહેલાં બ્રહ્માદિકને પણ ગમ હતી નહિ, તો પછી તમને તેની ગમ ક્યાંથી હોય ? આ પ્રકારે અને આ ન્યાયે તમને તો પંચદેહનું અલ્પજ્ઞપણું છે. નિજકર્તાને તો અનંત બ્રહ્માંડનું અને અંશ સહ સર્વ તત્ત્વનું સર્વજ્ઞપણું છે, તે સર્વજ્ઞ કર્તાના કરેલા પંચદેહને તમે અલ્પજ્ઞ હોઈ તમારા અલ્પજ્ઞ જ્ઞાને કરી કેવી રીતે ભાંગી શકશો ? એથી જ કહેવું પડે છે કે તમે કર્તાને જાણતા નથી, અને કર્તાની મહાન વિભૂતિના કૃતને પણ જાણતા નથી.

હવે આ પ્રકારે અમોએ કર્તા અને કર્તાના કૃતના વિશેષપણાનો ન્યાય દેખાડ્યો. એ પ્રકારે જોતાં તો તમારું બોલવું અને જે પ્રકારે જ્ઞાનથી મોક્ષ માનો છો તે સર્વ મિથ્યા જ છે. મિથ્યા હોવાનું કારણ એ છે કે નિજકર્તાની મતલબના મુદ્દાનો ન્યાય તમારા જ્ઞાનમાં અને તમારા મોક્ષ માન્યામાં ન આવ્યો એથી જ કહું છું કે તમારો બોધ અને તમારું જ્ઞાન તે કર્તાના અંશોને કર્તાથી વિમુખ કરવાવાળું છે. જુઓ, તમારા વિતંડાવાદવાળા જ્ઞાનને સાંભળીને ગુરુ, સંત અને શુભ કર્મો ઉપરથી અંતરમાં અભાવ થઈ જાય છે અને દેહનાં અશુભ કર્મો તો થયાં જ જાય છે. એનું કારણ એ છે કે આવું વિતંડાવાદવાળું જ્ઞાન સાંભળીને

લોકો કહે છે કે આપણે ક્યાં મરવું અને અવતરવું છે ? આમ મરવા અવતરવાનું ન હોઈ આપણે ક્યાં પામવું છે કે ઉત્તમ કર્મ કરીએ ? આમ જાણીને લોકો ઉત્તમ કર્મનો ત્યાગ કરે છે એથી જ ઉત્તમ કર્મને અભાવે અને દેહરૂપ શરીરથી થતાં મધ્યમ કર્મના ફળે નીચ યોનિ પ્રાપ્ત થાય છે આમ નીચ યોની પ્રાપ્ત થવાથી બુદ્ધિનો નાશ થતો જાય છે, અને બુદ્ધિનો જેમ જેમ નાશ થતો જાય છે તેમ તેમ કર્તાથી વિયોગ વધતો જાય છે. આ પ્રકારે તમારું જ્ઞાન તો જીવનાં અકલ્યાણ કરવાવાળું જ છે.

હવે જો તમારે જીવનાં કલ્યાણ જ કરવાં હોય તો ગુરુ, સંત, શુભ કર્મ અને કર્તાની ઉપાસના સંયુક્ત જ્ઞાન હોય તે કરવું. વિતંડાવાદી જ્ઞાને તો ઘણાક જીવ અધોગતિએ જાય અને કર્તાના કરવાપણાની મહત્તાને પણ જાણે નહિ અને અહો ! કર્તાએ આપણે સારું શી રચના કરી છે ! એમ કહે પણ નહિ. વળી કર્તાના દિવ્ય કૃત જોઈને કર્તાને મોટા કરી જાણતા નથી અને પોતે અલ્પજ્ઞ છે છતાં અહં બ્રહ્માસ્મિ કહે છે. જુઓ, આમ કહેનારને કર્તાના કૃતની જાણ પણ નથી. તો પછી કર્તાની બરાબર થઈને કેમ બોલતા હશે ! અરે ! ઓ અલ્પજ્ઞ ! એવું બોલતા તને શરમ કેમ આવતી નથી ? અરે ! આમ બોલવાથી અગાધ ગુનો થાય છે ! આ અગાધ ગુનાની બક્ષિસી (માફી) મેળવવી હોય તો કર્તા સંબંધી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની આરાધના કરો.

પ્રથમ જ્ઞાને કરીને પંચદેહને વિષે આપનું આપ જે છે તે આપનું આપ જાણવું અને કર્તાના કૃતસહ કર્તાને જાણવા; વૈરાગ્ય ધારણ કરવો એટલે પદાર્થો ઉપરથી વૃત્તિ ખેંચી લઈને એક નિજકર્તાને વિષે જ રાખવી. અને ભક્તિ કરવી એટલે કર્તાનું ભજન, સ્મરણ અને ઉપાસના રાખવી. હવે જ્ઞાનનું રૂપ તે આપનું આપ અને કર્તાના કૃતસહ કર્તાને જાણવા તે છે. વૈરાગ્યનું રૂપ તે સકલ પદાર્થોમાંથી દૃષ્ટિ વછોડીને નિજકર્તાને વિષે રાખવી અને પદાર્થોને વિષે તો દેહરખા ધર્મ જેટલી જ રાખવી અને અતિવિશેષ વૃત્તિને નિજકર્તામાં જ રાખવી. એ પ્રકારે ભક્તિનું રૂપ તે ભજન, સ્મરણ અને ઉપાસના છે.

હવે કયા પ્રકારે ભજનસ્મરણ અને કયા પ્રકારે ઉપાસના કરીએ ? તે વિષે કહું છું તે સાંભળો. ઉપાસના તે નિજ કર્તાના કૃતની મહત્તા જોઈને અંતરને વિષે અથાહપણું માનીને ગદગદ કંઠે થઈ જવું. હવે અથાહપણું તે શું તે વિષે સાંભળો. સ્થાવરજંગમની આદ્ય લઈ ચોરાસી લક્ષ પ્રકારનાં બીજ રચીને અકેકા બીજને વિષે કલ્પ કલ્પ પર્યંત નીકળ્યા જાય એટલા સંચ એકએકને વિષે પોખીને કર્તારે લાગલી એકદમ સૃષ્ટિ કરી છે જેથી ફરી કોઈને કરવી પડે નહિ. આ પ્રકારે કર્તાના અંશ સિવાયના નર્યા બીબાંના ઘાટ જ રચેલા છે. પરંતુ ત્યાર પછી તે બીબાંને વિષે પોતાના અંશને પ્રેરક કર્યા એટલે તે બીબાંમાંથી અનંત અનંત નીકળ્યા

જાય છે. તે કેવી રીતે નીકળ્યાં જાય છે તે સાંભળો. જુઓ. કોઈ કોઠારને વિષે અનેક રકમ ભરી હોય તો પણ તે રકમ આપોઆપ નીકળે નહિ, પણ તેને વિષે કોઈ આદમી પેસીને તે રકમોને બહાર કાઢે ત્યારે તે નીકળે છે; એ જ પ્રકારે સર્વના બીજરૂપ મઠને વિષે કર્તાએ ઘણાંક બીબાં ભરી રાખ્યા છે, પણ કર્તાના અંશરૂપ આદમી તે બીજને વિષે પ્રવેશ કરે તો જ અનેક ઘાટ નીકળ્યા જાય. આમ જે પ્રકારે નવા નવા ઘાટ પ્રસવ થતા જાય તે પ્રકારે કર્તાના અંશ પણ પોતાના સુકૃતદુષ્કૃત પ્રમાણે તેમાં પ્રવેશ કરતા જાય. એ પ્રકારનો અનુભવ જોતાં કર્તા વિના બીજા અન્ય દેવનું શું કરેલું છે ? આ પ્રકારે આ ન્યાયે કર્તા અદ્વૈત છે.

હવે જુઓ, આ નિજકર્તા સિવાય બીજો કોઈ કર્તા નથી. એ જ સ્વકર્તાના સર્વ પદાર્થ કરેલા હોઈ તે વિસ્તાર પામ્યા જાય છે. એ પ્રકારે અસંખ્ય વિભૂતિના રચનાર સ્વકર્તા એક જ છે. તેમની વિભૂતિના ડહાપણનું અથાહપણું જોઈને તેમની સ્તુતિ કરવી. અહો ! હે સ્વકર્તા ! તમારો કોઈપણ પાર પામી શકે નહિ, તો મારી અલ્પજ્ઞ મતિએ (બુદ્ધિએ) તમોને શું જાણી શકું ! આ પ્રકારની તારીફને યોગ્ય કર્તાને જાણીને તેમનું અહોરાત્રિ ચિંતવન કરવું. આમ ચિંતન કરવું એ જ પતિને ચંદન ચઢાવ્યા બરાબર છે એમ જાણવું. ત્યાર પછી તે કર્તાનું સર્વાંગે ધ્યાન કરવું તે પંચાગ ધૂપ છે એમ જાણવું. આમ પંચાગ ધૂપ અર્પણ કર્યા પછી કર્તાને વિષે અનંત આરતપણે રહેવું તે જ આરતરૂપ આરતી છે એમ જાણવું. આમ આરતપણે રહેવારૂપ આરતી કર્યા પછી કર્તાનાં જે જે કૃત છે તે કૃતનાં વિશેષણ (નામ, રૂપ અને ગુણવાળાં હોય તે) જોઈને, અહો ! ધન્ય છે ! તમારા ડહાપણ, વિવેક અને ચતુરાઈનું અથાહપણું જે છે તેને હું શું કહી શકું ! આમ અનંત ઉપમાઓરૂપ અભિષેક કર્તાને આરોપણ કરવો તે જ કર્તાને અનુપમ આભુષણ પહેરાવ્યા છે એમ જાણવું. હવે કર્તાને વિષે કર્તાના અનંતપણાના અનુભવનું જે જ્ઞાન છે તે જ્ઞાનનો ઉચ્ચાર કરીને સ્તવન, સ્તુતિ કે પ્રાર્થના કરીએ તે કર્તાને અંગીકૃત અલંકાર હોઈ એ જ પતિને ઘરેણું ચઢાવ્યું એમ જાણવું.

હવે આ કર્તાના અનંતપણાના અનુભવનો ઉચ્ચાર કયા પ્રકારે થાય અને કેવી રીતે સમજાય ? જુઓ, આ વિષે કર્તાના કરેલા જડ પદાર્થનું દૃષ્ટાંત આપીને ખુલાસો કરું છું તે સાંભળો. આ જડ પદાર્થ તે પારસ હોઈ એ પારસના દ્રવ્યના અંતનું જેવું વર્ણન, તથા ચિંતામણિના ચિંતવનના અંતનું જેવું વર્ણન, તેમ જ સ્થાવર જંગમ સર્વના બીજબિંદુના પ્રભાવપણાના અંતનું જેવું વર્ણન, તે જ પ્રકારે કર્તાના અનંતપણાના અનુભવનું વર્ણન જાણવું. (જુઓ, આ જે દૃષ્ટાંત આપ્યાં તે દૃષ્ટાંતમાં દર્શાવેલા પદાર્થની કિંમત અનંત હોઈ તેના અંતનું વર્ણન થઈ શકે તેમ નથી. પારસથી જે દ્રવ્ય ઉત્પન્ન થઈ શકે તેનો અંત ક્યાંથી લાવી શકાય ? તેવી જ રીતે ચિંતામણિના ચિંતવનથી ઉત્પન્ન થતા દ્રવ્યનો અંત ક્યાંથી લાવી

શકાય ! તેમ જ સ્થાવરજંગમના બીજબિંદુના પ્રભાવનો અંત પણ ક્યાંથી લાવી શકાય ? આમ આ દૃષ્ટાંતમાં દર્શાવેલા પદાર્થની વિભૂતિ અનંત હોઈ તેનો અંત લાવી શકાય તેમ નથી, તો પછી તેના અંતનું વર્ણન કેવી રીતે થઈ શકે ? અર્થાત્ વર્ણન કરી શકાય નહિ. તેવી જ રીતે કર્તાના અનંતપણાની અથાહ વિભૂતિના અનુભવનું વર્ણન થઈ શકે તેમ નથી.) આ ચારે દૃષ્ટાંત તો કર્તાના કરેલા અલ્પજ્ઞ પદાર્થોનાં હોઈ તે દરેક એકદેશી છે અને તે કર્તાના અંશથી જ સ્ફુરે છે. આમ જો કર્તાના અંશથી સ્ફુરે નહિ તો તે દરેક દ્રવ્યરૂપ રકમ જડની જડ જ પડી રહે. જુઓ, કર્તા તો ચૈતન્ય હોઈ તેમનું ઐશ્વર્ય સર્વદેશી છે.

હવે આવા જડ પદાર્થ તે કર્તારે શા માટે કર્યા હશે ? એનો ખુલાસો કરું છું તે સાંભળો. એવા પદાર્થ જોઈને પોતાના અંશોની આંખ ઊઘડે (અહો ! મારા પતિ આવા છે ! એમ પતિને જાણવા આંખ ઊઘડે) અને મોજ પણ માણી શકે. જુઓ, આમ મોજ કરવાનું તો સર્વ કોઈ જાણે છે પણ આંખ ખોલવાનું જે કહ્યું તે શું હશે અને તે કેમ બની શકે ? તે વિષે સાંભળો. જુઓ, અંશોને આંખ ઊઘાડવાની તો એ છે કે કર્તાના કરેલા પદાર્થોની વિભૂતિને જોતાં તેનો અંત આવતો નથી, તો પછી એ અનંત વિભૂતિના કર્તા, અહો ! કેવા હશે ! અરે ! આપણે તો તેના કરેલા પદાર્થોની ઉપાસના કરીને શાન્તિ પામી ગયા છીએ અને એથી કરી કર્તાને ભૂલી ગયા છીએ, ત્યારે આપણા અંતરમાં એમ થવું જોઈએ કે, અરે ! હાય હાય ! એમ ત્રાસ ત્રાદ પોકારીને તે આપણા કર્તા કોણ હશે ! ક્યાં હશે ? તેમને તો આપણે જાણતા જ નથી ! આ પ્રમાણે અંતરમાં ઉપજાવવું અને પછી તે કર્તાને ઓળખાવે એવા સદ્‌ગુરુની ખોજ કરવા માંડવી. આ પ્રમાણે પોતાના અંશોને આંખ ખોલાવવા અને કર્તાને ઓળખાવવા માટે આ જડ પદાર્થો કર્તારે કર્યા છે.

હવે તે પદાર્થોની વિભૂતિના અંતનું અનંતપણું જોઈને, હે અંશ ! નિર્મળ થજો. આ પ્રમાણે નિર્મળ થઈ નિજકર્તાને કર્તા જેવા સમર્થ સદ્‌ગુરુથી ઓળખી લેવા. આમ કર્તાને ઓળખીને અલૌકિક અનંત પ્રેમ ઉપજાવી રોમેરોમ અને રગેરગને વિષે ચકચૂર થઈને અમીરૂંધન પામેલા કંઠથી સ્તવન કરવું તેને નિજકર્તાને કંઠે અમિત (અમાપ) મકરંદ કુસુમની માળા જાણવી. હવે આ પ્રકારનાં આભુષણો કર્તાને શોભે તેવાં કર્તાને ધરાવીને પછી કર્તાને જોતાં જ મોહ ઉપજાવીને સર્વાંગ શરીરે સમર્પણ થઈ રહેવું. આ પ્રમાણે અતિવિશેષ અનંત મોહની અવધિ સુધી તદાકાર થઈ રહેવું. પછી પાછું સમરસ મોહે સચેતન થઈને સ્મરણ કરવા લાગવું. આ સમરસ મોહ તે શું ? તે કહું છું. પતિના ધ્યાનમાં તદાકાર થતાં અતિશય પ્રેમથી જે અચેતનપણું થયું હતું તે ફરી પાછા સાવધાન સચેતન થઈને કર્તાના સુખનું સ્મરણ કરીને કર્તાને સંબોધન કરી કર્તાનું સ્મરણ કરવું.

---------



# બે હંગનો નિર્ણય



હવે આ પ્રમાણે કર્તાનું સ્મરણ કરવાનું કહો છો તો અથાહપણાના અનામી કર્તાનું સ્મરણ કેવી રીતે થાય ? અને આ સ્મરણ કર્તાને અંગીકૃત લાગે છે તે કેવી રીતે સમજાય ? તે વિષે સ્પષ્ટ ખુલાસો કરીને કહું છું. જુઓ. અણુથી તે પ્રકૃતિપુરુષની આદ્ય લઈને અનંત બ્રહ્માંડના અનંત વિસ્તારમાં કર્તા સમેત સર્વને વિષે બે હંગ રહેલાં છે, ત્રીજું હંગ જ નથી આ બે હંગ પૈકી એક હંગ પ્રકૃતિપુરુષની આદ્ય લઈને અનંત બ્રહ્માંડના સર્વ વિસ્તારમાં મળીને (એક જ હંગ) રહેલું હોઈ તે સર્વ અલ્પજ્ઞ અંશોનું હંગ છે. બીજું સર્વજ્ઞ મહદ્ હંગ નિજકર્તાને વિષે રહ્યું છે. આ હંગે કરીને અનંત બ્રહ્માંડ અને અનંત સૃષ્ટિના ઘાટ અચાનક ઉત્પન્ન થાય છે, અને અંશોના અલ્પજ્ઞ હંગે કરીને અંશ કર્તાનાં કરેલાં કાર્યમાં સૂક્ષ્મરૂપે વર્ત્યા જાય છે. આ આપણા અલ્પજ્ઞ હંગ વડે અચાનક નવા પદાર્થ ઉપજતા નથી. એથી જ કર્તાના સર્વજ્ઞ મહદ હંગના કરેલા પદાર્થોને વિષે આપણે અલ્પજ્ઞ હંગ વડે, વર્તમાન કર્યા કરીએ છીએ પણ નવા પદાર્થ થાય નહિ.

આમ નવા પદાર્થ કોની માફક બની શકે નહિ તે વિષે એક દૃષ્ટાંત આપું છું તે સાંભળો. જેમ સૂર્યકાંતમણિને સૂર્ય સામે ધરવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે. આમ સૂર્યકાંત દ્વારા ઉત્પન્ન થયેલો અગ્નિ તે સૂર્યનો અંશ છે એમ જાણવું, પરંતુ સૂર્યના જેટલી દાહક શક્તિ આ ઉત્પન્ન થયેલા અગ્નિરૂપ અંશમાં આવતી નથી, અને તે તેનું વર્તમાન પણ સૂર્યનાં કિરણથી ઉત્પન્ન થયેલા જળથી પોષણ પામેલી વનસ્પતિના કાષ્ઠને વિષે જ કરે છે. પરંતુ આ સૂર્યકિરણથી ઉત્પન્ન થયેલો અગ્નિ તે કર્તાનાં કરેલાં બીજને પાણી સીંચીને નવાં કાષ્ઠ ઉપજાવીને ભક્ષણ કરી શકે નહિ. તેનું કારણ એ છે કે સૂર્યનો અંશ જે અગ્નિ છે તે અંશરૂપ અગ્નિ અલ્પજ્ઞ દાહક શક્તિવાળો છે એથી કરીને તેનાથી નવીન કંઈ પણ નીપજતું નથી, પણ સૂર્યરૂપ પતિના જળસીંચન કરેલા પદાર્થમાં વર્તમાન વર્ત્યા જાય. આ પ્રમાણે સૂર્યના અંશ અગ્નિને વિષે અલ્પજ્ઞ દાહક શક્તિ આવેલી છે. તે જ પ્રકારે કર્તાના અંશને વિષે પણ દાહક શક્તિરૂપ હંગ અલ્પજ્ઞ જ આવ્યું છે. એ કારણને લીધે એ અલ્પજ્ઞ હંગ અચાનક નવું કંઈ નીપજાવી શકે નહિ; અને કર્તાના સર્વજ્ઞ હંગે કરેલા જે પદાર્થો છે તે પદાર્થોને વિષે આપણું અલ્પજ્ઞ હંગ વર્તમાન વર્ત્યા જાય છે.

હવે અંશોનું આ અલ્પજ્ઞ હંગ તે ક્યાં સુધી જાણવું ? તે વિષે કહું છું તે સાંભળો. જુઓ, આપણ અંશોનું અલ્પજ્ઞ અકર્તા હંગ તે સ્થાવર, જંગમ, કીટ, પતંગ, મનુષ્ય અને દેવની આદ્ય લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, પ્રકૃતિ અને પુરુષ સુધી છે એમ જાણવું. આમ છે

છતાં જે પ્રકારે કર્તાના અંશ વિશેષ અને સામાન્ય છે તે પ્રકારે હંગ પણ સર્વને વિષે સામાન્ય અને વિશેષ રૂપે રહેલું છે, તો પણ કર્તાના સર્વજ્ઞ કર્તા હંગથી તો સર્વ અંશોનું હંગ અલ્પજ્ઞ અને અકર્તા જ છે. આ ન્યાયે સ્થાવર, જંગમ કીટ, પતંગ, પ્રકૃતિ અને પુરુષની આદ્ય લઈ એ સર્વ અંશના હંગે કર્તાના કર્યા વિનાની નવીન વસ્તુ કોઈથી અણુભર પણ નીપજી શકે નહિ. આમ નવીન પદાર્થ કરવાના પક્ષે તો સર્વનાં અકર્તા અલ્પજ્ઞ હંગ એકસરખાં જ છે. આ સાંભળીને કોઈને સંશય થશે અને કહેશે કે પ્રકૃતિપુરુષ તો અનંત પ્રકારની વિભૂતિ ઉત્પન્ન કરે છે તેની સરખામણીમાં કીટપતંગ શું કરી શકે છે કે સર્વનાં હંગ સામાન્ય કહો છો ? આ વિષયમાં ઠીક ઠીક ખુલાસો કરું છું તે સાંભળો. જુઓ, પ્રકૃતિપુરુષને વિષે નિજકર્તાએ જે પ્રકારે વિભૂતિ પોખીને તેમને ઉત્પન્ન કર્યા છે તે જ પ્રકારે તેમને વિષેથી પદાર્થો નીકળ્યા જાય છે, અને કીટ પતંગને વિષે પણ જે પ્રકારે કર્તારે જેટલી વિભૂતિ પોખી છે તે પ્રકારે તે પ્રમાણે પદાર્થ નીકળ્યા જાય છે. આમ છે તો પછી પ્રકૃતિપુરુષના હંગે કીટપતંગના હંગથી શું નવીન કર્યું છે કે તેમનું હંગ વિશેષ કહીએ ?

આ હંગના વિષયને સ્પષ્ટ કરવા દૃષ્ટાંત આપું છું તે સાંભળો. બે કોઠાર છે, તેમાં ન્યારી ન્યારી રકમો ભરી છે. એક કોઠારને વિષે હીરા અને બીજા કોઠારને વિષે કોડીઓ ભરેલી છે. આ કોઠારની રકમોને બહાર કાઢવા માટે તે બે કોઠારમાં બે આદમીને અંદર પ્રવેશ કરાવ્યો. હીરાના કોઠારવાળા આદમીએ હીરા બહાર કાઢ્યા અને કોડીઓના કોઠારવાળે કોડીઓ બહાર કાઢી. આ કોડીઓ અને હીરા તે કોઠારમાંથી કાઢનાર મજૂરોના ભરેલા નથી. વળી આ મજૂરોએ તે કોઠારમાં નવું કંઈપણ કર્યું નથી. આમ છે તો પછી હીરા કાઢનાર મજૂરે મજૂરીપક્ષે શું અધિક કર્યું છે કે જેથી તે હીરા કાઢનારને કોડીઓ કાઢનાર કરતાં શ્રેષ્ઠ માનીએ ? અર્થાત્ મજૂરીપક્ષે તો હીરા કાઢનાર અને કોડીઓ કાઢનાર બંને સરખા જ છે. આ ન્યાયે કીટપતંગથી લઈ પુરુષપ્રકૃતિ સુધીના દરેકના હંગ નવીન ઉપજાવવા પક્ષમાં એકસરખું જ છે, કારણ કે તે દરેક પોતાના ઘાટરૂપ કોઠારમાં ભરેલી જે રકમો છે તે જ કાઢે છે.

આમ છે તથાપિ કોઈ પ્રશ્ન કરશે અને કહેશે કે, પ્રકૃતિપુરુષની આદ્ય લઈને રજો, તમો અને સત્ત્વ સુધી જેટલા દેવ વિશેષ ઐશ્વર્યવાન છે તે સર્વ દેવોને વિષે કોઈ દેવે નેત્રથી જ પ્રજા ઉત્પન્ન કરી છે. કોઈ દેવે હાથ, પગ અને રોમથી પ્રજા ઉત્પન્ન કરી છે અને કોઈ દેવે કર્ણદ્વારથી, નાસિકાદ્વારથી અને મુખદ્વારથી પ્રજા ઉત્પન્ન કરી છે વળી પોતાની સ્વજાતિ સિવાયની વિજાતિ પ્રજા પણ ઉત્પન્ન કરી છે. તેમ જ ઉત્પત્તિસ્થાન મૂકીને અન્ય સ્થાને પણ પ્રજા ઉત્પન્ન કરી છે. આ પ્રમાણે શાસ્ત્રપુરાણને વિષે સર્વ લોકો કહે છે તો તે કર્તાના કર્યા

સિવાય કેમ કરીને કરી શક્યા હશે ! જુઓ, એ વિષે ઠીક ઠીક ખુલાસો કરું છું તે સાંભળો. સૃષ્ટિની વૃદ્ધિ કરવા સારું વિશેષ ઐશ્વર્યવાળા દેવલોકોના દેહમાં સર્વ પ્રકારની વિભૂતિ પોખીને તે ઘાટ પ્રથમ નિજકર્તાએ જ કર્યા હતા. ત્યાર પછી પોતાના વિશેષ અંશોને તે વિશેષ વિભૂતિવાળા ઘાટોને વિષે પ્રવેશ કરાવ્યો. ત્યારે તે અંશોની સત્તા પામીને પૂર્વે કર્તાએ પોખેલા પદાર્થ નીકળી આવ્યા. આ પ્રમાણે નીકળી આવેલા પદાર્થ તે અંશોના હંગથી થયેલા નથી. જુઓ, આ વિષય વધુ ખુલ્લો થાય અને સમજાય એવું દૃષ્ટાંત આપું છું તે સાંભળો. કોઈ વૃક્ષના બીજને વિષે શાખા, મૂળ, ફળ, ફૂલ અને પત્ર જે છે તે નિજકર્તાનાં પોખેલાં હતાં. પછી આ બીજને વિષે જળ, પૃથ્વી અને અંશનો સંયમ થયો, ત્યારે તે અંશની સત્તા પામીને શાખા, મૂળ, ફળ, ફૂલ અને પત્ર તે બીજ ઉદય પામીને બહાર નીકળી આવે છે, તેને વિષે નવીન કરવાપણામાં જળ, પૃથ્વી અને અંશનું શું પ્રાધાન્યપણું છે ? કદાચ પાણી, પૃથ્વી કે અંશમાં પ્રાધાન્યપણું હોય તો તે કાંટાવાળા બીજમાંથી કાંટાનો ઉદય શું કરવા થવા દે છે ? એટલા જ માટે ખરી હકીકત તો એ છે કે નિજકર્તાએ જે બીજને વિષે જે પ્રકારે વિભૂતિ પોખીને તે ઉદય કર્યા છે તે જ પ્રકારે તે ઉદય થયાં જાય છે. જુઓ, આ બધાં આમ ઉદય થાય છે પણ તે સર્વ બીજ જડ હોઈ જડ વિભૂતિ પોખીને નિજકર્તારનાં કરેલાં હતાં, તે બીજરૂપ ઘાટને વિષે કર્તાના અંશ પ્રવેશ કરે ત્યારે તે ઘાટને ચેતન કરીને તેની અંદર કર્તાના પોખેલા જે બીજા અનેક ઘાટ હતા તેને બહાર કાઢે છે. આમ અંશ પ્રવેશ કરે ત્યારે અંદરના ઘાટ બહાર નીકળે છે, પરંતુ અંશના પ્રવેશ કર્યા સિવાય ઘાટથી આપોઆપ ઘાટ નીકળી શકતા નથી. આ ન્યાયે આટલું જ ઐશ્વર્યપણું અંશને વિષે રહ્યું છે, એથી કરી તે કર્તાના કરેલા જડ ઘાટને ચેતન કરીને અંદર પોખાયેલા બીજા ઘાટને બહાર લાવે છે.

વળી કહેશો કે એક સ્વજાતિને વિષે વિજાતિ કેમ નીપજતી હશે ? જુઓ, જે જે ઘાટમાં જે જે પ્રકારની રચના કર્તારે રચી છે તે તે રચના પ્રમાણે તે તે ઘાટમાંથી ઉત્પત્તિ થાય છે. એ ન્યાયે કોઈ ઘાટમાંથી વિજાતિ ઉત્પન્ન થાય તો તે ઘાટની રચના તે પ્રકારવાળી છે એમ સમજવું. આમ સજાતિમાં વિજાતિ ઉત્પન્ન થાય તે ક્રિયા ઘાટને અંગે ઘાટની છે એમાં ચૈતન્યે કશુંય નવું કે વધઘટ કરી નથી. તે તો ઘાટમાં રહેલી સમૃદ્ધિ જ બહાર કાઢે છે, એટલે જો ઘાટમાં સજાતિ સાથે બીજી વિજાતિ સમૃદ્ધિ હોય તો તે પણ નીકળે અને તે બનવા જોગ છે. કારણ કે પતિના રચેલા ઘાટોની ગતિ કોઈને નથી. બધો ઉત્પત્તિ ક્રમનો સંબંધ ઘાટની રચના અંગે છે. ચૈતન્ય તો ઘાટની અંદર રહેલી સામગ્રીને બહાર કાઢે છે. તે નવીન કંઈ કરી શકે નહિ. નવીન કરવા પક્ષે તો ચૈતન્ય અલ્પજ્ઞ હોઈ અકર્તા છે. આ

વિષે એક દૃષ્ટાંત આપું છું તે સાંભળો. એક કોઠારને વિષે દશ જાતિનું અન્ન ભર્યું હોય તો એક પુરુષ તેમાં પેસીને બહાર કાઢે ત્યારે દસે પ્રકારનું અન્ન નીકળે. પણ કાઢનાર પુરુષ એક પણ કણ નવીન કાઢી શકતો નથી. આ ન્યાયે જે જે કોઠારરૂપ દેહમાં જેટલી જેટલી રકમો ભરેલી હોય છે તેટલી તેટલી રકમો તે તે દેહમાંથી ચૈતન્યરૂપ આદમી કાઢી શકે છે.

વળી જગતને ઉત્પન્ન થવાનું દ્વાર છોડીને અન્ય દ્વારે પ્રજા ઉત્પન્ન કરે તેવા દેવની કર્તાપક્ષે નવીન અધિક સામર્થ્યતા માનતા હોય તો એ વિષે એક દૃષ્ટાંત આપું છું તે સાંભળો. જુઓ, અઢાર ભાર વનસ્પતિ પૈકી મકાઈ નામના અન્નના છોડને મધ્ય ભાગે ડોડા થાય છે. તેના બીજનું ઉત્પત્તિદ્વાર ત્યાં જ છે. પણ કોઈ સમયે કોઈ મકાઈનો છોડ મચ્છરમાં (ગુમાનમાં, મદમાં) પડે છે ત્યારે તેને ડોડા મૂકીને ચમરી યે પણ કણ લાગે છે. એથી કરીને શું તે મકાઈનો છોડ ઈશ્વર થયો ? આ પ્રકારે એક નિજકર્તાના હંગ સિવાય કીટપતંગ અને પ્રકૃતિપુરુષની આદ્ય લઈ એ સર્વ અંશોના હંગથી નવીન વસ્તુ એક અણુભાર નીપજે નહિ, એટલા જ માટે સર્વ કૃતના બીજ ઉત્પન્ન કરવા પક્ષે તો એક નિજકર્તાનું જ હંગ છે, અને અન્ય સર્વ અંશોનાં હંગ તો તે કર્તાના હંગે કરેલા કૃતનાં બીજને સ્ફુરણ કરી શકે, પરંતુ નવીન કંઈ પણ નીપજાવી શકે નહિ. આ પ્રકારે અને આ ન્યાયે કીટપતંગની આદ્ય લઈને પ્રકૃતિપુરુષ સુધીના જે સર્વ અંશ છે તે સર્વમાં મળીને એક જ હંગ રહેલું હોઈ તે હંગ નવીન વસ્તુ કરવા પક્ષે તો અલ્પજ્ઞ હોઈ અકર્તા છે. હવે બીજું મહદ્ હંગ તે સર્વજ્ઞ, સ્વકર્તા હોઈ નિજકર્તાનું જ છે.

હવે આ બંને હંગ પૈકી અંશોનું જે હંગ છે તે અલ્પજ્ઞ, અકર્તા છે તે કેમ જાણી શકાય ? અને બીજું નિજકર્તાનું જે હંગ છે તે સર્વજ્ઞ, સ્વકર્તા છે તે કેમ કરીને જાણી શકાય ? આ બંને હંગનો ખુલાસો કરું છું તે સાંભળો. નવીન સરોજ અલિહંસ વેદશિર (વાણિથી પર રહી વાણીનો ઉચ્ચાર કરાવે છે તે, અથવા ચૈતન્ય અંશની જે જાણ છે તેનું જ નામ હંગ છે.) હંગ બોલે તે આપણ અંશોનું અંગ જાણવું. તે કીટ પતંગની આદ્ય લઈને પ્રકૃતિપુરુષ સુધીના પિંડપિંડ પ્રત્યે ભિન્ન છે પણ સજાતિએ એક જ હંગ જાણવું. (નવીન સરોજ એટલે સકર્તાપતિથી બાહ્ય હંગ વડે અસંખ્ય બ્રહ્માંડમાં જે કંઈ ઉત્પન્ન થયું છે તે ઘાટમાત્ર નવીન સરોજ છે. એમ જાણવું. અલિહંસ એટલે જેમ ભ્રમર કમળની સુગંધી પાછળ તલ્લીન થયો છે તેમ આ ઘાટરૂપ દેહદ્વારા બાહ્ય તત્ત્વ પદાર્થની ઉત્પન્ન થતી ચાસણી જે ઇંદ્રિયોથી લઈ સોહંગ પ્રદેશ સુધી ઉત્તરોત્તર પહોંચે છે. તે ચાસણી ભ્રમરરૂપ અંશ સ્વયં ઉપરછલો લે છે, આમ ઉપરછલું જે લેવાપણું છે તે જ હંગ છે. આ હંગની મતલબ વાણી આદિનો વિસ્તાર કરે છે, એથી જ એને વેદશિર હંગ કહેલું છે. જે તે ઘાટમાં જે જે ક્રિયા થાય છે

તે ક્રિયા હંગની મતલબે થાય છે. આમ સર્વ ક્રિયા જેના વડે થાય છે તે હંગ હોઈ તે નિજચૈતન્યના હથિયાર રૂપ છે. જ્યારે કોઈ માણસ નિદ્રાવશ થયો હોય અને કોઈ માણસ આ સૂતેલાને જગાડે ત્યારે હંગ પ્રણવને ટકોરો મારે છે, ત્યારે આ સૂતેલો માણસ હું કહીને જાગ્રત થાય છે. આમ જાગ્રત થાય તે વખતે કોઈ જાતનો વિકાર નથી, સ્વાભાવિક જાગ્રત થાય છે. તે વખતે કોઈ જાતનું તેનામાં આવરણ નથી. તે વખતે જે હુંકારો ભણે છે તે હંગનું રૂપ છે. આમ અંશની દૃષ્ટિ, અલ્પજ્ઞ જાણ, બાહ્યવૃત્તિ, બાહ્યગતિ, એ બધું હંગને ઉદ્દેશીને છે આમ આ હંગ વડે બ્રહ્માંડભરની સઘળીએ રચનામાં જે જે કંઈ જાણવાનું છે તે જાણનું નામ હંગ છે. આ હંગ જેનું છે તે અંશ હોઈ હંગની એકતા ઓહંગ પ્રણવ સાથે છે.) હવે સ્વકાશ સરોજ અલિહંસ શ્વસમ્વેદશિર હંગ બોલે તે નિજકર્તાનું હંગ જાણવું. હવે આ પ્રકારનાં બે હંગ કહ્યાં તેમાં એક અંશોનું અને એક નિજકર્તાનું છે. તે પૈકી આપણે અંશોને હંગે અહંગ અન્વય થઈને (શુદ્ધ અહંપણે પરસ્પર હંગ સાથે સંબંધ રાખી રહીને) નિજકર્તાના હંગનું ભજન કરો તો તે સ્મરણ નિજકર્તાના સ્વકૃત સંકલ્પના બીજને અંગીકૃત લાગે છે. આ સ્વકૃત સંકલ્પનું બીજ તે નિજકર્તાનું શુદ્ધ અહંપણું જ છે.

તે અહંપણું કર્તાને વિષે એકતા ક્યાં સુધી રાખે છે ? હવે તે કહું છું. જુઓ, જ્યાં સુધી પોતાના અંશ પોતાના સંકલ્પની સૃષ્ટિને વિષે ભિન્ન ભિન્ન રમણ કરે ત્યાં સુધી એકતા રાખીને રહે છે. આ કારણને લીધે પોતાના અંશોને પાલનપોષણ કરવાની દૃષ્ટિ રાખીને તેમનાં સુકૃત દુષ્કૃતને જોઈને ફળ આપવા સારુ તે અહંપણે જ જોઈને અપાય છે. આપણ અંશોને પણ ભજનસ્મરણ તે નિજકર્તાથી ભિન્ન છીએ ત્યાં સુધી કરવું પડે છે અને ત્યાં સુધી કર્તા કર્તાપણાને ધારણ કરી રહે છે, એથી જ એ પ્રકારે કર્તાના હંગનું ભજન તે કર્તાને જ અંગીકૃત લાગે છે. આ હંગ તે કર્તાના કર્તાપણાનું બાજહંગ જાણવું.

હવે કર્તાનું કર્તારૂપ અંતરહંગ તે કયા પ્રકારે અને કેવી રીતે સમજાય ? જુઓ, કર્તાના કરેલા અનંત બ્રહ્માંડના અંશોને અસંખ્ય કલ્પને અંતે અવધિકાળ કર્તા વિષે લીન કરીને પછી; કર્તા પોતાના બાજહંગને સમેટીને અંતરહંગે સ્વસ્વરૂપે જ રહે છે. આમ પતિ અંતરહંગે સ્વસ્વરૂપે રહે છે તે સ્વરૂપ જાણવાનો પ્રકાર શું છે ? જુઓ, અંતરહંગ સ્વસ્વરૂપ એટલે સંકલ્પરહિત શુદ્ધ સ્વસ્વરૂપે જ રહે. માત્ર પોતે પોતાને જ જાણે કારણ કે તેમણે પોતે જે બાહ્ય જગત હતું તે સમેટી લીધું છે, એટલે પછી કોઈ પદાર્થ નથી તો બાજહંગે જુએ શું અને જાણવાનુંએ શું ? આ કારણને લીધે બાજહંગનું જગત સમેટી લીધા પછી કર્તા અંતરહંગ સ્વસ્વરૂપ જ રહે છે.

આ પ્રસંગે કોઈ અકર્તા સિદ્ધાંતવાદી કહેશે કે હવે જુઓ. તમે જે કર્તા કહો છો તે આ પ્રસંગે અકર્તા જ રહ્યા છે ને ? ના, તેમ નથી. ખુલાસો કરું છું તે સાંભળો. કર્તાનું કૃત

કરવાવાળું જે બાજહંગ હતું તે અંતરહંગને વિષે બીજરૂપ થઈને રહે છે પણ કર્તા પોતાને સ્વસ્વરૂપે રહેવા છતાં બીજ રૂપે રહેલા બાજ કર્તાહંગને ભૂલી જતા નથી, કારણ કે તેમણે પોતે બાજહંગ વડે આગળ જગત રચેલું અને હજી પાછું રચવાનું છે તે સ્મરણની સ્મૃતિ કર્તા અંતરમાંથી વિસરી જતા નથી. આ ન્યાયે સદાયકાળ કર્તામાં કર્તાપણું છે, છે ને છે જ. જેમ કોઈ ખેતી કરનાર ખેડૂત ખેતી લઈ લીધા પછી થોડાક દિવસ પોતાને ઘેર બેસી રહે છે, એથી એ ખેડૂતને ખેતીના અકર્તા કહેવાય નહિ. વળી કોઈ હથિયાર બાંધેલા ક્ષત્રિય કહેવાતા હોય તો તે હથિયાર ઉતારીને બેઠા પછી તેને અક્ષત્રિય કહેવાશે ? જુઓ, ત્રીજું દૃષ્ટાંત આપું છું. કોઈ મજૂર મજૂરી કરીને રાત્રિ પડતાં પોતાને ઘેર આવી વિશ્રામ લે છે, એથી શું તેનું મજૂર નામ છે તે મટી જવાનું છે ? આ ન્યાયે જોઈ શકશો કે નિજકર્તા અકર્તા ન કહેવાય. વળી કોઈ માતુશ્રીનાં પાંચદશ બાળક મોટાં થઈને આયુષ્ય પ્રમાણે એક પછી એક મરી જતાં છેવટે માતા એકલી રહે ત્યારે તેને જન્મવંઝા કહેવાય ? ના, જન્મવંઝા કહેવાય નહિ. આ પ્રકારે સૃષ્ટિનો લય થતાં કર્તાને અકર્તા કહેવાય નહિ. અકર્તા તો તેને કહેવાય કે જેણે આદિ, અંત અને મધ્યમાં કોઈ કાળે કંઈપણ કર્યું ન હોય અને કરે પણ નહિ. વળી જો કર્તામાં કરવાપણાનું વિસર્જનપણું થઈ જાય તો ફરીથી કૃત કરવું હોય તો કેવી રીતે થઈ શકે ? અને શા વડે થાય ? એટલા જ માટે નિજકર્તાને આદ્ય સ્વકર્તા સ્વરાજ કરુણેશ કેવલ કહીએ છીએ.

નિજકર્તાનાં ઉપર કહેલાં પંચવિશેષણ છે; તે વિશેષણોનો અર્થ વિસ્તારપૂર્વક સમજાવું છું તે સાંભળો. આદ્ય એટલે પ્રથમ પોતે જ હતા અને તે પહેલાં બીજું કોઈ હતું નહિ, એથી જ તેમને સર્વની આદ્ય કહીએ છીએ તેનું પ્રમાણ આપું છું તે જુઓ. જેમ ખગાકાર શૂન્ય પહેલાં બીજું કંઈ ન હતું. આ શૂન્ય આદ્યનું છે ખરું, પણ તે જાણ સિવાયનું હોઈ જડને જડ જ છે, અને આદ્ય કર્તા તો સજાણ અને સચેતન છે. હવે સ્વકર્તા તે અણુની આદ્ય લઈને વિશ્વના ચરાચર ઘાટોના અને એ ઘાટોમાં રહેનાર અંશોના કર્તા પોતે જ છે. પ્રથમ સર્વ ઘાટોના બીજના કર્તા બીજા કોઈ નથી. એ સર્વના કર્તા પોતે જ છે. એથી જ તેમને સ્વકર્તા વિશેષણ સંભવે છે. હવે સ્વરાજ કહેતાં અનંત બ્રહ્માંડ અને અનંત દેવ તથા જીવજંતુની આદ્ય લઈ સર્વ નિજકર્તાના પોતાના હુકમમાં જ વર્તે છે. આદ્ય, અંત અને મધ્યમાં ચરાચરને વિષે બીજો કોઈ હુકમી અને અમલી નથી. વળી સ્વરાજ કહેતાં તે પોતે પોતાને સ્વથકી જ હુકમી છે પણ એ હુકમ કોઈનો આપેલો નથી. એટલા જ માટે તેમને સ્વરાજ કહીએ છીએ. હવે કરુણેશ તે, તે પોતે સર્વ જીવોને મોજ આપ્યા પ્રમાણે તેનો ગુણ માનીને કોઈ સન્મુખ રહેતા નથી તો પણ પતિ પોતે સર્વનું પાલનપોષણ કર્યા જાય છે અને સંભાળ રાખે છે. વળી સર્વ દેવમાં જે દેવ મોટી વિભૂતિવાળા છે તે દેવ અલ્પજ્ઞ વિભૂતિવાળા જીવો ઉપર

કરુણા કરે છે. દૃષ્ટાંત તરીકે સૂર્ય, ઇંદ્રાદિક અને પવનની આદ્ય લઈ આ મોટી વિભૂતિવાળા સર્વ દેવ અલ્પજ્ઞ જીવો ઉપર જે કરુણા કરે છે તે કરુણાઓના હુકમ કર્તાએ પોતે જ તેમને બક્ષેલા છે. એ સર્વ કરુણાઓના ઈશ કર્તા પોતે જ છે, એથી જ તેમને કરુણેશ કહીએ છીએ. હવે કૈવલ કેમ કહીએ છીએ તે સાંભળો. કર્તાએ પોતાના સંકલ્પના જે જે પદાર્થ કર્યા છે તે તે બધા વળ પોખીને કર્યા છે. પરંતુ તેમના પોતામાં વળ નથી, એટલે તે પોતે તો વળ રહિત છે. જુઓ, આ વિષે દૃષ્ટાંત આપું છું તે સાંભળો, કોઈ સ્ત્રી બધો જન્મારો વહી જતા સુધી સૂતર કાંતે છે. એ સૂતરની અનેક આંટીઓ વળ દઈને કરે છે. આ વળ તે પોતાને હાથે કરીને દે છે, પણ તે હાથોને એકેય આંટીનો વળ પડતો નથી. એ જ પ્રકારે નિજકર્તાએ સર્વ વિશ્વને વળ પોખીને રચેલું છે છતાં પોતે તો વળ રહિત જ છે. વળી બીજું દૃષ્ટાંત આપું છું તે સાંભળો. કુંભાર ચાક ફેરવીને અનેક પાત્રોના ઘાટ દંડ વડે વળ ચઢાવીને કરે છે પણ કુંભારના પોતાના હાથને વળ ચઢતો નથી, તેવી જ રીતે કર્તાએ પણ પોતાના સંકલ્પ રૂપ હાથ વડે કરીને સર્વ વિશ્વ વળ ભરીને કર્યું છે, પણ પોતે તો વળ રહિત જ છે. એટલા જ માટે કર્તાને નહિ વળ એથી કૈવલ કહીએ છીએ. આટલાં વિશેષણયુક્ત નામને ધારણ કરનાર એક આદ્ય કર્તા જ છે. એથી જ તેમને એક અદ્વૈત નિજકર્તા કહીએ છીએ. હવે અદ્વૈત કહીએ છીએ કેમ કે પ્રકૃતિપુરુષની આદ્ય લઈને અણુભર વસ્તુ નવીન કરે એવા એમના સિવાય કોઈ બીજા કર્તા નથી, કારણ કે પ્રથમ નિજકર્તાના કરેલા સંચવાળા પદાર્થનો વિસ્તાર થયો જાય છે એટલા જ માટે કર્તાપક્ષે તો એક અદ્વૈત સ્વકર્તા, સ્વરાજ, કરુણેશ, કૈવલ; જ છે. હવે એવા અદ્વૈત એકમેવ સ્વકર્તા, સ્વરાજ, કરુણેશ, કૈવલનું સ્થાનરૂપ ધામ ક્યાં હશે ?

**ઇતિ દ્વિતિયો નિજકર્તા નામ વિશેષણ**

**પ્રકરણ અંગ-૨ સમાપ્ત**

-------



# સકર્તાધામનું વર્ણન અંગ-3



જુઓ ! નિજકર્તાનું નામ કહ્યું અને તેનો નિર્ણય પણ કરી બતાવ્યો, હવે કૈવલનું ધામ ક્યાં હશે અને તે કેવી રીતે જણાય ? વળી કર્તાના કૃતનો વિસ્તાર ક્યાં સુધી હશે ? અને કર્તાના કૃતનો વિસ્તાર નથી ત્યાં શું હશે ? અને તેનો અંત તે ક્યાં સુધી હશે અને કેવી રીતે જણાય ?

સાંભળો. ઉપરના પ્રશ્નનો ઉત્તર કહું છું. પંચભૂત, પ્રકૃતિપુરુષ અને છ પારસની આદ્ય લઈ પરમ સકર્તાની પ્રકાશબ્રહ્મવૃત્તિનો પ્રકાશ જ્યાં સુધી પહોંચે છે ત્યાં સુધી કર્તાના

કૃતનો ફેલાવો પણ છે એમ જાણવું. એ ઉપરાંત જે કંઈ રહ્યું તે કર્તાના કૃત સિવાયનું હોઈ ખાલી નિઃસત્ત્વ શૂન્ય જ રહેલું છે, આ શૂન્ય અવિકાસ હોઈ અંત સિવાયનું છે. તો પછી તેનો અંત ક્યાંથી હોય ? હવે જુઓ ! કર્તાનું સ્થાન કર્તાએ ચોતરફ કરેલા કૃતની મધ્યમાં છે એમ જાણવું. જુઓ, આ પ્રમાણે મધ્ય સ્થાને બિરાજમાન રહીને કર્તા અનંત વિરાટની સર્વ સૃષ્ટિમાં નિઘા રાખે છે. અને જેનાં જેવાં સુકૃત હોય છે તેનાં તે જોઈને ફળ આપ્યાં જાય છે. આમ પોતે સાક્ષીરૂપ રહીને જે જેનાં જેવાં કર્મ હોય. તેને તે પ્રમાણે ભુક્તમાન કરાવે છે. આમ છે તો પણ કર્તાને પોતાને તો સામાન્યવિશેષ અંશ કર્યા પછી કર્મના ફળ આપવા પક્ષે વત્તાઓછા કોઈ પણ અંશ નથી. વળી જુઓ, સકર્તાપતિએ વિશેષ અંશ કર્યા છે તે પણ સામાન્ય અંશને સુખ પમાડવા તેમ જ નિયમમાં રાખવા સારું કર્યા છે, પરંતુ તે વિશેષ અંશનો પક્ષ હોવાથી તે કર્તાને પ્રિય છે અને સામાન્ય અંશ અપ્રિય છે એમ નથી. પરંતુ નાનામોટા બધા અંશો સરખા જ છે, કારણ કે સ્વકર્તાપતિએ વિશેષ અંશ કર્યા ત્યારે તેમને સામાન્ય અંશની બરદાસ રાખવાનું સોંપ્યું છે એટલે વહાલપણાના પક્ષે તો વિશેષ અને સામાન્ય અંશ એ બંને કર્તાને બરાબર જ છે. આમ હોવા છતાં સર્વ અંશોમાં જે અંશ પદાર્થોનાં કર્મફળનાં સુખનો ત્યાગ કરીને એક નિજકર્તાનું જ અનીન થઈ આરાધન કરે છે તે જ અંશ કર્તાને સર્વમાં અતિપ્રિય છે. જુઓ, અનેક પ્રકારનાં ઐશ્વર્ય દિવ્ય સુખ છોડીને નિજકર્તાને જ સમર્પણ થઈને રહે ત્યારે તે અંશ કર્તાને પ્રિય કેમ ન લાગે ! એટલા જ માટે એક અનન્ય દાસનો અપવાદ રાખતાં બીજા નાનામોટા સર્વ અંશો કર્તાને સમાન જ છે. માટે હે અનન્ય દાસ ! તું સર્વ સુખ ત્યજીને એક કર્તાનો જ થઈને રહેજે. જુઓ, અનંત બ્રહ્માંડના કર્તાની જેના ઉપર રીઝ હોય તેને બીજાં અનેક અલ્પજ્ઞ સુખને શું કરવાં છે !

આ પ્રમાણે અને એ જ ન્યાયે સર્વ અંશોની સંભાળ રાખનાર તે કર્તા પોતે અનંત બ્રહ્માંડની મધ્યે જ રહ્યા છે. આમ હોવા છતાં કોઈ વેદ, પુરાણ તેમ જ શાસ્ત્રની સાક્ષી વગર અનંત બ્રહ્માંડની મધ્યે તે સકર્તાપતિ રહ્યા છે તે કેવી રીતે જણાય ? તે વિષે સાંભળો. જુઓ, કોઈ તેજસ્વી મણિ હોય તેને આકાશમાં અદ્ધર રાખીએ તો તેનો પ્રકાશ ચોતરફ સઘળે સરખો જ થાય છે. આમ ચોતરફ પડતા પ્રકાશના અંતની મધ્યે મણિ છે. આ મણિના દૃષ્ટાંતના ન્યાયે નિજકર્તાની પ્રકાશબ્રહ્મવત્તિની મધ્યે જ કર્તા પણ છે. જુઓ, આ મણિનું દૃષ્ટાંત તે જાણપક્ષે અજાણ, જડ અને એકેદેશી કહ્યું છે અને સકર્તા તો સજાણ અને સર્વદેશી છે. વળી મણિ પ્રકાશ કરે ખરો પણ એકલો જડવત્ રહે અને કર્તા તો પોતાનો પ્રકાશ જ્યાં સુધી હોય ત્યાં સુધી પ્રકાશને વિષે નવીન નવીન સૃષ્ટિ કરી શકે છે. હે અંશ ! આ વિષય વધુ સ્પષ્ટ સમજાવવા બીજું દૃષ્ટાંત આપું છું તે સાંભળો. જુઓ, કંદમૂળ અને વેલીજાતિ

(જેટલા પ્રકારના વેલા થાય છે તે તમામ) સિવાયની દીર્ઘ વૃક્ષજાતિના બીજ જે જળપૃથ્વીના યોગે ઊગી નીકળે છે; તે બીજ સ્ફુરણા પામ્યા પછી એટલે કે ઉગી નીકળ્યા પછી વૃદ્ધિ પામે ત્યારે તે શાખાનાં અંતથી એટલે ડાળીના છેડેથી અધોભાગે જોતાં, અને તે વૃક્ષના મૂળના અધોભાગના અંતથી એટલે કે મૂળને છેડેથી ઊર્ધ્વભાગે જોતાં, આ પ્રકારે નીચે ઉપર બંને બાજુથી જોતાં વચ્ચે થડમાં જ્યાંથી ઉપર નીચે બંને બાજુ પુષ્ટિ મળે છે ત્યાં વૃક્ષને સ્ફુરણ કરવાવાળું બીજ હોય છે. એ જ પ્રકારે અને એ જ ન્યાયે સકર્તાપતિ પોતાની સ્ફુરણાની મધ્યે છે એમ જાણવું. વળી સર્વ વનસ્પતિ અને અન્નજાતિની આદ્ય લઈને સર્વ બીજનાં અંકુરો તે બીજની મધ્યે રહ્યાં છે. આમ બીજની મધ્યે અંકુર શા માટે રહ્યાં હશે તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. જુઓ, બીજનાં અંકુર તે તો કર્તાના અંશોને રહેવાનું ભુવન છે, તેટલા જ માટે સર્વ અંકુર બીજની મધ્યે રહ્યાં છે. હવે આ પ્રકારે કર્તાના અંશોને રહેવાનાં ભુવનરૂપ અંકુરો બીજની મધ્યે કેમ રહ્યાં હશે ? તે વિષેનો ઉત્તર સાંભળો. જુઓ, આપણ સર્વ અંશોના કર્તા પોતાના કૃતની ઉપાધિના ફેલાવાની મધ્યે રહ્યાં છે, એટલા જ માટે કર્તાએ પોતાના અંશોને માટે પણ બીજની મધ્યે જ ભુવન રચ્યું છે; અને અંશ પણ પોતાના પિતાનું જોઈને બીજની મધ્યે રહે છે. વળી આપણા શરીરને વિષે દશ ઇંદ્રિયો પૈકી પંચ જ્ઞાનેન્દ્રિયોમાં જિહ્વા અને નેત્ર, એ બે વિશેષ છે. આ બે ઇંદ્રિયો પૈકી પ્રથમ જિહ્વાએ કરીને તો આ સર્વ શરીરની બીજી ઇંદ્રિયો અને તત્ત્વોનું પોષણ થાય છે. આ પોષણ કરનાર જિહ્વા બત્રીસ દાંતની પંક્તિમાં મુખના મધ્યભાગે રહેલી છે. વળી બીજી ઇંદ્રિય જે નેત્ર તેણે કરીને સર્વ વિશ્વનું દૃષ્ટાપણું થાય છે. આ નેત્રની દૃષ્ટિ નેત્રની મધ્યે જ રહેલી છે. આ પ્રકારે અને આ ન્યાયે સર્વ ઇંદ્રિયોનો અધિપતિ કર્તાનો અંશ જે આપનું આપ તે પણ બ્રહ્મરંધ્રને વિષે સહસ્રદળકમળની વચ્ચે રહ્યો છે.

આ પ્રમાણે આપનુ આપ જે નિજ ચૈતન્ય તે સહસ્રદળકમળની વચ્ચે કેમ રહ્યું હશે ? તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. જુઓ, સહસ્રદળકમળ તે સૃષ્ટિના નર અને માદાની બીજની ભૂમિકા છે. આ પ્રકારે દરેકેદરેક પિંડપિંડ પ્રત્યે અલ્પજ્ઞ સૂક્ષ્મ પદાર્થોનાં બીજ જાણવાં. આમ આપનું આપ જે નિજચૈતન્ય છે તે પણ અલ્પજ્ઞ જ છે, એથી જ અલ્પજ્ઞ ચૈતન્ય તે અલ્પજ્ઞ બીજની સૃષ્ટિ મધ્યે રહ્યું છે. વળી હીરામાણેકની આદ્ય લઈને રત્ન ઉપજે છે તે પણ પાષાણને આસપાસ રાખીને જ નીપજે છે. આ પ્રકારે જે જેનાથી અધિક ઐશ્વર્યવાન છે તે તે પદાર્થોની વચ્ચે જ રહે છે. હવે જુઓ, પ્રથમ જિહ્વા તે મુખની વચ્ચે રહી છે, એથી કરી સર્વ દેહઇંદ્રિયોનું પોષણ કરે છે એ પ્રકારે કર્તા પણ સૃષ્ટિનું પોષણ કરવા સારુ જ મધ્યે રહ્યા છે. જુઓ, સુરતા પણ નેત્રની વચ્ચે સર્વ

પદાર્થકાર્યને જોવા સારુ જ રહેલી છે, તેવી જ રીતે સર્વ સૃષ્ટિના અંશોનાં કર્મધર્મ અને પાપપુણ્યને જોવા સારુ કર્તા પણ વચ્ચે રહ્યા છે. વળી અંશ પણ સહસ્ત્રદળકમળની વચ્ચે રહ્યો છે તે સર્વ દળમાં નર અને માદાના બીજને પોતાની સત્તાએ કરીને વૃદ્ધિ પમાડીને પરિપક્વ કરવા સારુ જ રહ્યો છે, તેવી જ રીતે કર્તા પણ સર્વની મધ્યે રહીને અનંત બ્રહ્માંડને વૃદ્ધિ પમાડીને પરિપક્વ કરવા સારુ જ રહ્યા છે. વળી જુઓ, સર્વના શરીરને વિષે દશ પ્રકારના વાયુ પૈકી પ્રાણવાયુ તે સર્વ શરીર અને નાડીઓની મધ્યે રહ્યો છે, કારણ કે સર્વ દેહ, ઈંદ્રિયો અને નાડીઓના કારણરૂપ પવન છે, તેથી જ તે પવન મધ્યે રહ્યો છે એ જ પ્રકારે કર્તા પણ સર્વ સૃષ્ટિનું કારણ છે એથી જ તે મધ્યે રહ્યા છે. જુઓ, હીરામાણેક પણ આસપાસ પથ્થરને રાખી વચ્ચે રાખ્યા છે તે તેની પોતાની ક્રાંતિ છુપાવી રાખવા સારુ મધ્યે રાખ્યા છે. વળી જે કોઈ આ હીરામાણેકનો ખપ કરશે તે તેની ઉપર રહેલું પથ્થરનું આવરણ છેદીને લેશે. આ પ્રકારે કર્તા પણ મધ્યે રહ્યા છે, તે પોતાની ગતિ છુપાવીને જ રહ્યા છે પછી જે કોઈ કર્તાનો ખપ કરશે તે નિજન્યાયે કરીને અતિ અધિકારીપણે અનીન થઈને અનિત્ય આવરણને છેદીને જાણશે, તે જ અંશ નિજસકર્તાપતિને પ્રિય લાગશે. આમ હોવા છતાં નિજકર્તાને કોઈ પોતાને ન જાણે તો સારુ એવું નથી. જુઓ, નિજકર્તા પોતે તો પોતાના અંશોને મળવા સારુ વાટ જોઈને જ રહ્યા છે, પરંતુ પોતાનાં વિશેષણ શોધી કાઢે અને પોતે અંશ પોતાની મેળે જઈ મળે તો સકર્તાપતિ પોતે દર્શન આપવા સાવધાન જ છે.

હે અંશ ! હવે જો, આ પ્રકારે આટલાં દૃષ્ટાંતે કરીને નિશ્ચય થાય છે કે કર્તા પણ કર્તાની સ્ફુરણાની મધ્યે જ રહ્યા છે. આમ આવા કર્તા સર્વની મધ્યે રહીને સર્વ અંશોની રગેરગ અને ચગેચગની હકીકત જાણે છે, એટલા માટે જેની જેવી રહેણીકરણી હશે તેની તે પ્રમાણે જોઈને તેને મુસારો (પગાર) દેવામાં નિજકર્તા મહાવિચક્ષણ છે. વળી કોઈનાં સુકૃતદુષ્કૃત રતિમાત્ર પણ કર્તાને અજાણ્યાં નથી. કારણ કે કર્તા તો અનંત દૃષ્ટિમાન અને અનંત અગમ ગતિવાળા છે, એથી કરી એમને કશુંય અજાણ્યું નથી. આ પ્રકારે રહેલા કર્તાને અનેક વિશેષણો સહવર્તમાન કરીને દર્શાવ્યા. તે પતિનો નિશ્ચય કરીને જોતાં અંતરમાં દૃઢ થવું. પછીથી બીજા અનેક શાસ્ત્રના સિદ્ધાંતોનું અવલોકન કરીને જોતાં જો તે સિદ્ધાંતોને વિષે આ પ્રકારના કર્તા ન્યાયપુરઃસર અને વિશેષણ સહ વર્તમાન વર્ણવ્યા ના હોય અને લખ્યામાં પણ આવ્યા ન હોય તો; તે તે શાસ્ત્રો અને પુરાણોના સિદ્ધાંત પતિ વિનાના હોઈ તે શુષ્ક જાણવા. જુઓ, આ શુષ્ક સિદ્ધાંતને સાંભળતાં શું નફો મળે તેમ છે કે તે સાંભળીએ ! જો કદાચિત સર્વને લીધે દેખાદેખી સાંભળવું પડે તો કર્તા વિનાના તે સિદ્ધાંત અંતરમાં સાચા કરીને ઘાલવા નહિ. વળી

બીજા અનેક ભજન-સ્મરણ તેમ જ સાધન કર્તા રહિત હોઈ તે પદાર્થની ફળપ્રાપ્તિ માટેનાં છે. જેથી તેનાથી નિજકર્તાનો વિયોગ મટતો નથી અને પરમપદ પણ મળતું નથી. હે અંશ ! જુઓ, કર્તાનો વિયોગ મટાડવા લાયક અને પરમપદ પમાડવા લાયક માત્ર એક પરમગુરુ જ છે, અને પરમપદ તે પણ કર્તાનું ધામ છે. જ્યારે કર્તાને સમજી શકાય ત્યારે જ આ પરમધામમાં જવાય. આ પ્રમાણે કર્તાને અને પરમધામને સમજવામાં ન આવે તો બાકીનાં દેવયજનનાં ફળ ભુક્તમાન કર્યા જાય અને અહીંના અહીં જ રહે. એટલા જ માટે આપણા નિજકર્તાને મળવાનો ખપ કરો તો પરમગુરુ એ જ કર્તાના પરમવિશેષ અંશ હોવાથી તેમને જાણવા. આ પ્રકારે કર્તાનું ધામ અનંત બ્રહ્માંડની મધ્યે છે એમ જાણવું.

અંગ -૩ સમાપ્ત



## સંસ્કૃતપ્રાકૃત વાણીનો સિદ્ધાંત અંગ-૪



હવે કદાચ કોઈ કહેશે કે આ તો પ્રાકૃતવાણી હોઈ એનું પ્રમાણ શું છે તે કહો, કારણ કે વ્યાકરણયુક્ત દેવવાણી સિવાય તે સાચું કેમ માની શકાય ? આ પ્રમાણે જો તમારું માનવું હોય તો એ વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. જુઓ, પ્રાકૃત શું છે તે સાંભળો. સર્વ વાણીમાં શ્રેષ્ઠ પરા વાણી છે. આ પરાવાણીનું કૃત તે જ પ્રાકૃત છે એમ જાણવું અને વ્યાકરણ તે પ્રાકૃતથી વૈને (વિયાઈને) પ્રસવ થયાનું કારણ હોઈ તેનું વ્યાકરણ જાણવું. આ વ્યાકરણ તે છેલ્લી વૈખરીવાણીને વિષે છે એમ જાણવું. કારણ કે પ્રથમ બાળક પરાવાણી દ્વારા પ્રાકૃતવાણીને જ બોલે છે. આમ પરાવાણીથી જ પ્રાકૃત બોલાય છે તે કેવી રીતે સમજાય ! જુઓ એ વિષે ખુલાસો કરું છું તે સાંભળો. પરાનું કૃત તે પ્રાકૃત હોઈ આ પ્રાકૃત વૈખરીનો ઉચ્ચાર કરનાર જિહ્વાથી ન બોલાય, અને વ્યાકરણ તે જિહ્વા, હોઠ તાલુ અને નાસિકાએ વાયુનું રુંધન કરીને વાયુની કરણે જે પ્રસવ કર્યું તે વ્યાકરણ છે એમ જાણવું. જેમ ઘાસનું તરણ (તરણું) તે ઘાસના કિરણવત્ હોઈ ઘાસની છેવટે જ રહે છે, તેમ વાયુનું છેવટ તે વૈખરી હોઈ એ વૈખરીથી કિરણ નીકળે, એથી જ વૈખરી વાણીથી જ વ્યાકરણ છે એમ જાણવું; અને પ્રાકૃત તો પરાવાણીથી ઉત્પન્ન થયેલું છે; તો પછી વૈખરીવાણીના વ્યાકરણથી તેને ન્યૂન કેમ કહેવાય ! એટલા જ માટે પ્રાકૃત તે વ્યાકરણનું બીજ છે અને પરાવાણી તે મૂળ પ્રણવરૂપ છે. આ પ્રાણાયામરૂપી પરાનું કૃત તે પ્રાકૃત છે એમ જાણવું.

હવે પ્રાણાયામરૂપ પરાનું કૃત તે જ પ્રાકૃત છે તે કેમ કરી સમજાય ? હવે તે કહું છું તે સાંભળો. જુઓ, જિહ્વા અને હોઠના મરોડ કર્યા સિવાય એકલા પ્રણવ વડે જ ઉચ્ચારણ

થાય તે જ પ્રાકૃત છે એમ જાણવું. જુઓ, જે અણસમજુ બાળક બોલે છે તે બોલવું બીજરૂપ મૂળ પ્રાકૃત છે એમ જાણવું, અને ત્યાર પછી જિહ્‌વાં, હોઠ, તાલુ અને નાસિકાએ પ્રણવને કબજે કર્યા વગર જે કંઈ છૂટા પ્રણવથી બોલે તે પણ પ્રાકૃત છે એમ જાણવું એટલા જ માટે પ્રાકૃત તે વ્યાકરણનું બીજ જાણવું, કેમ કે પ્રાકૃત તે નિજચૈતન્યનું અંગીકૃત છે અને વ્યાકરણ તે તો પરચૈતન્યથી અભ્યાસ કરેલું છે, તે જ્યાં સુધી અભ્યાસ રાખીએ ત્યાં સુધી યાદ રહે અને અભ્યાસ ન રાખીએ ત્યારે ગોખેલું બધું યે વિસર્જન થઈ જાય. જુઓ, પ્રાકૃત તો અભ્યાસ કર્યા સિવાય પણ રહે છે, એ કારણને લીધે પ્રાકૃત તે તો નિજચૈતન્યનું અંગીકૃત છે અને વ્યાકરણ તે તો ચૈતન્યથી પર જે ઇંદ્રિયો છે તે ઇંદ્રિયોનું અંગીકૃત છે. આ ઇંદ્રિયો અલ્પજ્ઞ છે એથી અભ્યાસ રાખે ત્યાં સુધી રહે, નહિતર વિસર્જન થઈ જાય છે. જુઓ, પ્રાકૃત તો શરીરના સર્વજ્ઞ ચૈતન્યનું અંગીકૃત છે તે કેમ કરીને વિસર્જન થઈ જાય ! વળી કોઈ કહેશે કે પ્રાકૃતમાં તો અજ્ઞાન છે અને વ્યાકરણમાં તો જ્ઞાન છે. આમ કોઈ કહેતું હોય તો અજ્ઞાન એટલે શું અને જ્ઞાન એટલે શું એ વિષયનો સ્પષ્ટ ખુલાસો કરું છું તે સાંભળો. અજ્ઞાન એટલે જે કંઈ પણ મતલબના પદાર્થનું અરોપણ કર્યા સિવાયનું બોલે તે જાણવું અને જ્ઞાન તે નિજમતલબનું પદાર્થ આરોપણ કરીને બોલે તે છે જુઓ, બાળકનું પ્રાકૃત તે રોવું છે. આ રડવામાં દરદ, દુઃખ ક્ષુધા કે માતુશ્રીરૂપ પદાર્થનું આરોપણ કરીને જ રોવે છે તેને પણ અજ્ઞાન જાણવું નહિ. વળી વ્યાકરણ તે પણ કંઈ પદાર્થ આરોપણ કરીને જ બોલે છે. આ પદાર્થ બે પ્રકારના છે. તે બે પ્રકાર કર્યા તે વિષે કહું છું તે સાંભળો. જુઓ, એક પહેલો પદાર્થ તે નિજકર્તા હોઈ તે સર્વનું કારણ છે અને બીજો પદાર્થ તે નિજકર્તાનું કૃત છે. આ બંને પદાર્થ કહ્યા તેમાં વાણીને વિષે <u>નિજકર્તારૂપી પદાર્થનું વર્ણન આવે તે વાણી વ્યાકરણ હોય અગર પ્રાકૃત હોય તો પણ તે વાણી બીજ સહિત સજીવન છે એમ જાણવું,</u> અને જે વાણીમાં નિજકર્તાનું વર્ણન ન આવે અને એકલા પદાર્થોનું જ વર્ણન હોય તો તે વાણી નિર્જીવ શુષ્ક છે એમ જાણવું. આ વિષયને સ્પષ્ટ કરવા એક દૃષ્ટાંત કહું છું તે સાંભળો. જુઓ, કોડીનું વર્ણન વ્યાકરણે કર્યુ હોય અને પારસનું વર્ણન પ્રાકૃતે કર્યું હોય તો પણ એ બંનેનો અર્થ વિચારતાં તો પ્રાકૃતનો પારસ ભારે નીકળે અને વ્યાકરણની કોડી તે માલ જોતાં કોડી નીકળે. આમ વિચાર કરતાં વ્યાકરણનું અધિકપણું તે શું રહે ? જુઓ, કોડીનો પૈસોય ઊપજે નહિ. હવે આ વિષય વધુ સમજાવવા બીજું દૃષ્ટાંત કહું છું તે સાંભળો. કોઈ પતિવ્રતા સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય તો તે દેશનું વ્યાકરણ વડે વર્ણન કરીએ તો પણ તે સ્ત્રીને તે વર્ણન શું કામનું છે ? પણ પ્રાકૃતમાં કોઈ પોતાના પતિની ખબર કહે તો પણ તે તેના કામની છે અને તેનું શ્રવણ કરવું જરૂરનું છે, પણ પતિની ખબર વગરનું વર્ણન

વ્યાકરણ કરતું હોય તો તે તેને કામનું નથી. એટલા જ માટે કર્તાના પદના વર્ણન સિવાયનું વ્યાકરણ હોય તો પણ તે પતિવ્રતારૂપ પરમેશ્વરના ભક્તજનોને શું કામમાં આવે તેમ છે ? ભલેને તેને પ્રાકૃતથી અધિક ગણીએ તો પણ તેથી શું ? એટલા જ માટે જે વાણીમાં સિદ્ધાંત મોટો હોય તે વાણી મોટી જાણવી.

વળી કોઈ કહેશે કે વ્યાકરણ તો દેવવાણી છે. જો એમ કહેતા હોય તો સાંભળો. જુઓ, જેનામાં જેટલી સમજણ હોય તેવી જ વાણી તે બોલી શકે. આમ હોવાથી જ્ઞાની પુરુષો કરતાં દેવમાં શું અધિક સમજણ છે કે તે મોટું બોલ્યા હશે ? જુઓ, દેવનું ચેનચારિત્ર્ય તથા ક્રિયાકર્મ તો જ્ઞાની પુરુષો કરતાં ઘણાં નીચાં છે માટે તે વાણી પણ તે પ્રમાણે જ બોલ્યા હશે ને ! એટલા માટે દેવની સમજણ અને મોટાઈ જ્ઞાની પુરુષથી શ્રેષ્ઠ નથી, તો તે દેવોની વાણી આ સિદ્ધાંત પ્રમાણે જોતાં શું અધિક હશે ! આ ન્યાયે દેવવાણીનું અધિકપણું અમોને જરાય દેખાતું નથી. વળી વ્યાકરણને દેવવાણી કહો છો તો તે પણ દેવના લોકનું બોલવું તે દેવને પ્રાકૃત જ છે. આ પ્રકારે સર્વ દેશનું ન્યારું ન્યારું બોલવું તે પોતપોતાના દેશનું પ્રાકૃત જ છે. તેવી જ રીતે વ્યાકરણ પણ દેવલોકમાં દેવનું પ્રાકૃત જ જાણવું. વળી સર્વ વાણીનો સિદ્ધાંત તો એ છે કે બોલીમાં પદાર્થનો અર્થ સમજાવવાનો છે, એ જોતાં તો જે જેના દેશનું બોલવું હોય તે તેના દેશમાં સર્વ લોકને સમજાય છે, તો પછી અર્થપક્ષે વ્યાકરણનું અધિકપણું શું છે ? માટે કાર્ય તથા પદાર્થપક્ષે તો પ્રાકૃત સુલભ છે. <u>આમ સાંભળીને કદાચ કોઈ કહેશે કે પદાર્થના અર્થપક્ષે પ્રાકૃત સુલભ હોય તો બહુ મંથનવાળું વ્યાકરણ શા માટે કર્યું હશે ?</u> સાંભળો, એ વિષે પણ કહું છું. જુઓ, સર્વ દેશની બોલી ન્યારી ન્યારી છે. એક દેશનું બોલવું બીજા દેશમાં સમજાય નહિ અને બીજા દેશનું બોલવું આ દેશમાં સમજાય નહિ, ત્યારે જેના જે દેશનું શાસ્ત્ર તેનું તે બીજા દેશમાં પ્રવર્તે નહિ. ત્યારે કોઈ વિચક્ષણ આચાર્ય પુરુષે સર્વ દેશદેશનાં પ્રાકૃતવાણી વડે સ્થાપેલાં પદાર્થોનાં નામ સર્વે ભેળાં કરીને તેનું વ્યાકરણ નિર્માણ કર્યું છે, એટલે તેથી કરીને જ એક દેશનું શાસ્ત્ર સર્વ દેશને વિષે પ્રવર્તે છે. આમ છે ખરું પણ સર્વ દેશ-દેશની પ્રાકૃત બોલીના નામોનો આશય લઈને જ વ્યાકરણ કર્યું છે એટલા જ માટે આદ્ય પ્રાકૃત તે વ્યાકરણનું બીજ જાણવું. જુઓ એક દેશનું બોલવું તે સર્વ દેશમાં પ્રવર્તાવવા મૃત્યુલોકના આચાર્યે જુગતી કરી છે પરંતુ આ વાણી દેવતાની બોલેલી નથી. કદાચ એ વાણી દેવની બોલેલી હોય તો દેવલોકના એક દેશની જ હોય પરંતુ તેમ નથી. જુઓ, વ્યાકરણમાં તો સર્વ દેશની વાણીનો સમૂહ છે, છતાં જો દેવવાણી કહેશો તો સર્વદેશનું પ્રાકૃત જોઈને દેવ બોલ્યા હોય તો ભલે પરંતુ એ નિશ્ચિત વાત છે કે પ્રાકૃતનો આશય લઈને જ તે એ વાણી બોલેલા છે. હે અંશ ! વાણીનો વાદ છોડી દો.

જુઓ, ગમે તે વાણી હોય તો પણ અર્થ તો પદાર્થનો જ સમજવાનો છે. આમ પદાર્થનો અર્થ સમજવા પક્ષમાં પ્રાકૃતથી વ્યાકરણમાં શું અધિકપણું છે કે પ્રાકૃત ઉપર અણગમો હોઈ શકે ? ગમે તે વાણી હોય પરંતુ કામ તો પદાર્થના અર્થનું છે નહિ કે વાણીનું ! જુઓ એ વિષે એક દૃષ્ટાંત આપું છું જેથી આ બાબત સ્પષ્ટ સમજવામાં આવશે. કોઈ તાડ તથા બહેડાવૃક્ષની આદ્ય લઈને એ અશુદ્ધ વૃક્ષની શાખાની એંધાણીએ ચંદ્રમાને દેખાડો, તો પણ ચંદ્રમા દેખાશે, કારણ કે કામ તો ચંદ્રમા જોવા સાથે હતું, નહિ કે તાડ આદિ વૃક્ષની સાથે. જુઓ, ચંદન તથા સુરતરુની આદ્ય લઈને ઉત્તમવૃક્ષની શાખાની એંધાણીએ કદાચ ચંદ્ર દેખાડો તો પણ મતલબ તો ચંદ્ર દેખવાની જ હતી. પછી શુભઅશુભ વૃક્ષનું ચંદ્રમા જોવા પક્ષમાં શું વધતુંઓછું પ્રયોજન છે ! માટે વ્યાકરણને જો શ્રેષ્ઠ કહેશો અને પ્રાકૃતને અશુદ્ધ કહેશો તો કહેવું પડશે કે તમે શબ્દના સિદ્ધાંતને જાણતા નથી. પણ નર્યા શબ્દને જ સાધી જાણો છો. જુઓ, આમ તમે કેવા છો ? તે વિષે દૃષ્ટંત સાંભળો. જેમ પોપટ શબ્દ સાધી જાણે છે પણ શબ્દના સિદ્ધાંતને જાણતો નથી તેવી જ રીતે તમે પણ પોપટ જેવા જ છો, તો પછી નિજકર્તાના અનુભવસિદ્ધ સિદ્ધાંતને શું સમજી શકશો ! એટલા જ માટે આ મારું બોલવું તે સર્વ સિદ્ધાંત અને વ્યાકરણના નિજ બીજના કારણરૂપ છે, કારણ કે આ મારા બોલવામાં ન્યાય સહિત નિજકર્તાનું વર્ણન છે. એથી આ મારું બોલવું તે સર્વ અખિલ બ્રહ્મસૃષ્ટિની વાણીનું કારણ છે. આમ હોવાથી રખે પ્રાકૃત જોઈને પાછા ભાગતા. જો પ્રાકૃત જોઈને ભાગી જશો તો તમોને નિજકર્તાના ઘરનું ઠેકાણું બીજી જગ્યાએ નહિ જડે, કારણ કે તમારી સર્વે વાણીઓના સિદ્ધાંત તો જોઈ લીધા છે અને તેમાં એકપણ નિજકર્તાને અંગીકૃત લાગે એવો નથી. એનું કારણ એ છે કે તમે તો સર્વ વાણીઓને વિષે નિજકર્તાના કૃતના પદાર્થ સાધ્યા છે. પરંતુ નિજકર્તાનો નિશ્ચય કરીને વાણીદ્વારા તેમનું વર્ણન કર્યું નથી, કારણ કે તમે તો સગુણ વર્ણવ્યું છે અને તે સગુણ તો કર્તાના કૃત પૈકીનું છે વળી નિર્ગુણ અકર્તાનું વર્ણન કર્યું છે તે તો પ્રકાશવત્ કર્તાની સમશક્તિનું કર્યું છે, આમ નિજકર્તાનું વર્ણન કોઈએ કર્યું નથી.

આ પ્રકારે તેમનાં ભજન, સ્મરણ અને સાધનનાં કર્મ પણ નિજકર્તાને અંગીકૃત થતાં નથી. આમ જ્યારે જે વાણીવડે સ્થાપન કરેલાં ભજન સ્મરણ અને કર્મ નિજકર્તાને અંગીકૃત નથી થતાં તો પછી તે વાણી દેવવાણી હોય તો પણ તે મનુષ્ય કરતાં કનિષ્ઠ જાણવી. એટલા જ માટે વ્યાકરણ હોય કે પ્રાકૃત હોય, ગમે તે હોય.પણ જે વાણીમાં સિદ્ધાંત મોટો હોય તે વાણી ગ્રહણ કરવી. જુઓ, જે વાણીમાં નિજકર્તાનું સ્થાપન કર્યું હોય તે જ વાણીનો સિદ્ધાંત મોટો જાણવો. આમ આવા મહાન સિદ્ધાંતનું વર્ણન અમે પણ સર્વ દેશમાં પ્રવર્તે

એવું વ્યાકરણમાં સકર્તાબીજરૂપ પંચમશ્વસંવેદ બોલ્યા છીએ, પરંતુ આબાલવૃદ્ધ સર્વને સમજવામાં આવે નહિ માટે તેમાંના અર્થનો આશય એકેદેશી કહી સમજાવીએ છીએ. હવે જુઓ, એ સિવાય બીજી અનેક વાણીઓનું ડહાપણ, ચતુરાઈ અને લાવણ્યતાથી ભરેલી છે પણ તે સર્વે ઈતિહાસ રચવા માટેની છે, પરંતુ પોતાના નિજકર્તાને અંગીકૃત કરીને હેતુ ઉપજાવે એવી એ વાણીઓ નથી જુઓ એ વિષે એક દૃષ્ટાંત આપું છું તે સાંભળો. જેમ કોઈ નગર નાયિકા અતિશય લાવણ્યતા અને ડહાપણવાળી તેમ જ બોલકણી હોઈ વિશ્વને મોહિત કરે એવી છે પરંતુ તે પતિવ્રતા જેવી કહેવાય નહિ અને તેની હારે પણ આવે નહિ. જુઓ, પતિવ્રતા તો થોડાં વચન બોલે પણ તે પતિને અંગીકૃત થઈને રીઝવે છે એથી તેણીને પતિ પોતાની માનીને પાલણપોષણ કરે છે, જ્યારે વેશ્યા તો અનેક પ્રકારનું ઐતિહાસિક બોલીને રીઝવે છે; પણ કયો પતિ તેણીને પોતાની માનીને ધણિયાતું કરે ! આ પ્રકારે નિજકર્તા પતિના સ્થાપન વિનાની વાણીના કર્તાને (વાણી બોલનારને) કોણ પોતાનો માનશે અને તેને સહાય કરીને મોક્ષ પામશે ! એટલા માટે આવા જીવ તે સદાકાળ નધણિયા જેવા હોઈ ભવમાં ભટક્યા કરે પરંતુ તેવા જીવો કોઈ કાળે પાર પામે નહિ. એટલા જ માટે પતિ વિનાની વાણીના શુષ્કજ્ઞાનને અને અકર્તાનાં વચન સાંભળીને તેમના વિશ્વાસે ખોટી થઈને રહેશો નહિ, અને જો તેમના કહ્યાને વિશ્વાસે રહેશો તો દેહને અંતે પાછો પસ્તાવો થશે. આ પશ્ચાતાપ કોની પેઠે થશે તે વિષે દૃષ્ટાંત કહું છું તે સાંભળો. પ્રથમ અષાઢ મહિને પહેલો વરસાદ થતાં કોઈ ખેડૂત હળ જોડીને રસ્તે જાય છે. આમ રસ્તે જતાં રસ્તામાં કોઈ કૃતઘ્ની મોચીની તુંબડી (માથાની ખોપરી) પડી હતી. આ તુંબડીની ઓથે તેનો જીવ અવગતીયો થઈને બેસી રહ્યો હતો. તે પેલા ભલા ખેડૂતને કહેવા લાગ્યો કે હે ભાઈ, તું મારી સેવા કરીને બેસી રહે. હવે તો વરસાદ વરસવાનો નથી, માટે શાને કાજે મહેનત કરી મરે છે ! આ સાંભળી તેના વચન ઉપર વિશ્વાસ રાખી તે ખેડૂતે ખેતીવાડીનાં કર્મ છોડી દીધાં અને તેની સેવા કરવા લાગ્યો. આમ સેવા કરતાં કરતાં આ ભલો ખેડૂત કહે છે કે હે તુંબડી ! જો, આ તો વરસાદ વરસતો દેખાય છે ને ! ત્યારે પેલી તુંબડી કહેવા લાગી કે તું વરસાદ વરસતો જોઈશ જ નહિ, આ દેખાતા વરસાદે તો કંઈપણ પાકવાનું નથી, માટે તું સર્વ ભ્રાન્તિને મૂકી દે અને મારા વચન ઉપર દૃઢતા રાખીને બેસી રહે આ પ્રમાણે તુંબડીનો ઉપદેશ સાંભળી આ ભલો ખેડૂત વરસાદની ભ્રાન્તિ મૂકી દઈને બેસી રહ્યો. પછી વરસાદે તો વરસીને પરિપૂર્ણ પકવ્યું. સર્વ લોક નવાં અન્ન ખાઈને કલોલ કરવા લાગ્યા, ત્યારે પેલો ખેડૂત કહે છે કે હે તુંબડી ! તું તો કહેતી હતી કે વરસાદ વરસવાનો નથી અને પાક પણ થશે નહિ. આ તો વરસાદ વરસ્યો અને પરિપૂર્ણ પાક થયો. આ સાંભળી

પેલી તુંબડી કહેવા લાગી કે હું તો કૃતઘ્ની છું અને આવાં જ કામ કરું છું. સર્વ કર્મ છોડીને તું મારે વિશ્વાસે કેમ રહ્યો હતો ! પછી આ તુંબડીનું આ પ્રમાણે કહેવું સાંભળીને તે ખેડૂતને કેવો પસ્તાવો થયો હશે ! આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનીના વહિત-વિતંડા જ્ઞાનને સાંભળીને વિશ્વાસે રહેશો અને પરમેશ્વરનું ભજનસ્મરણ છોડી દેશો તો પેલા ખેડૂતના જેવો પસ્તાવો થશે. એટલા જ માટે નિજકર્તાનાં કર્તાયુક્ત જ્ઞાનવચનો સિવાયનાં બીજા વહિતળ-વિતંડા જ્ઞાનના જે કર્તા છે તે જીવોને કર્મથી અને કર્તાથી વિમુખ કરનારા હોઈ તેમને કૃતઘ્ની તુંબડી સરખા જ જાણવા.

આ વિષયને લગતું એક બીજું દૃષ્ટાંત કહું છું તે સાંભળો. કોઈ બે પુરુષ પરદેશ જઈને કોઈ મોટા શહેરમાં ટહેલ નાખવા લાગ્યા. તેમાં એક જણ કોઈ ધનવંત શેઠને ઘેર ટહેલ નાખે છે અને બીજો કોઈ ગંજેરીને ત્યાં આસન રાખી ભાંગ પીને બજારમાં ફરતાં ફરતાં કહેવા લાગ્યો કે હે ભાઈઓ અને લોકો ! મારે ઘેર દ્રવ્યનો તોટો નથી અને હું તો સર્વ સમૃદ્ધિએ પરિપૂર્ણ છું. જે કોઈને દ્રવ્ય લેવું હોય તે મારી પાસે આવો. આ પ્રમાણે ટહેલ નાખતા વર્ષ વીતી ગયું ત્યારે પોતાને ઘેર જવાને તૈયાર થયા. પેલા શેઠને ઘેર ટહેલ નાખવાવાળાને તો શેઠે દ્રવ્ય આપ્યું અને તેને ધનવંત કરી ઘેર મોકલ્યો, પણ બીજો હતો તે તો ઠાલોને ઠાલો જ ઘેર ગયો. આમ ખાલી હાથે પાછો ફરનાર શું કમાઈને ઘેર ગયો છે કે તે ઘેર રહીને ભુક્તમાન કરે ! એથી તે પાછો પરદેશમાં જ રટણ કરીને પેટ ભરતો થયો છે. આ દૃષ્ટાંતનો સિદ્ધાંત એવો છે કે જે નગરશેઠને ઘેર ટહેલ નાખનાર હતો તેને પરમેશ્વરનો ઉપાસક જાણવો અને બીજો જે ગંજેરીને ત્યાં ઉતર્યો હતો તે તો બ્રહ્મજ્ઞાની હોઈ બ્રહ્મજ્ઞાનરૂપ ભાંગ પીને બકે છે કે હું તો અહંબ્રહ્માસ્મિ પરિપૂર્ણ છું ને તમારે કોઈને વરસ થયું હોય તો આવો. આમ વરસ કહેતાં તો જિંદગીનો બધો જન્મારો જાણવો. હવે પેલા પરમેશ્વરની ઉપાસના વાળાને તો પરમેશ્વરે દ્રવ્યરૂપ પરમપદ આપીને પોતાના ધામમાં રાખ્યો. બીજાએ તો પરમેશ્વરની ભક્તિ કરેલી નહિ એટલે તેને મજૂરી શાની આપે અને પોતાના ધામમાં કેવી રીતે રાખે ! માટે તેને તો તરતને તરત લક્ષચોરાસીરૂપ પરદેશમાં જન્મમરણ ભોગવવા જવું જ પડે. એટલા જ માટે નિજકર્તાની ભક્તિ છોડીને કોઈપણ બ્રહ્મજ્ઞાનમાં વહિત-વિતંડી થઈ જશો નહિ, પણ કર્તાની ભક્તિ અને ભજન કરશો તો તમારો ઉદ્ધાર થશે અને ધણિયાતા કહેવાશો. આમ નિજકર્તાના ધણિયાતા થશો ત્યારે કાળમાયાની આદ્ય લઈને જે બીજાં અનેક વિઘ્ન છે તે પૈકી તમોને કોણ આંચ દઈ શકે તેમ છે ? આમ જ્યારે કાળમાયા અને વિઘ્નોની આંચથી મુક્ત થશો ત્યારે કદાચ અવતાર ધરશો તો પણ મુક્તરૂપ જ છો. આ સાંભળી કોઈ બ્રહ્મજ્ઞાની કહેશે કે અમે તો બ્રહ્મજ્ઞાનથી મુક્તરૂપ છીએ. આ પ્રમાણે જો કહેતા હોય તો અમે અનેક ન્યાયે કરીને જોયું

પરંતુ બ્રહ્મજ્ઞાને કરીને અને બ્રહ્મજ્ઞાનીને કહ્યે મુક્તરૂપ થવાય એવું છે જ નહિ. એટલા જ માટે મુક્ત થવું હોય તો નિજકર્તાની બંદગી કરતાં જો કર્તા રીઝે અને મુક્ત કરે તો જ થવાય તેમ છે. વળી જો પંચ પ્રકારના દેહ ભાંગીને કર્તામાં મળો તો મુક્ત થવાય. પણ એ પંચદેહ ભાંગવાની કળ બ્રહ્મજ્ઞાનીના હાથમાં નથી અને કદાચ ભાગવા જાય તો એમનાથી ભાંગી શકાય તેવા એ દેહ નથી. એટલા માટે જે કર્તાની અદૃષ્ટ વિભૂતિના પદાર્થ કર્તાના કરેલા છે; તે કર્તા વિના અગર કર્તાની કરેલી અવધિ વિના કોઈ ભાગી શકે તેમ નથી. વળી કર્તાની બંદગી અને ભક્તિ વિના આપોઆપ જ્ઞાન પામીને મોક્ષ થાય તો કર્તાના કર્યાપણાનું તેમ જ કર્તાનું માહાત્મ્ય શું રહ્યું ? એટલા માટે કર્તાની ભક્તિ કરવી એથી કરી કર્તા રીઝશે, કારણ કે કર્તાના કર્યા વિના તરણું પણ હાલી શકે તેમ નથી.

ચોથું અંગ સમાપ્ત

## પરચા પ્રકરણ ચતુર્વિધ જીવનિરૂપણ અંગ-૫

હે પરમ દયામય પરમગુરુ ! આપ કહી ગયા છો કે કર્તા સિવાય તરણું પણ હાલી શકતું નથી તો પછી આગળના જમાનામાં મોટા મોટા આચાર્યો તથા અવતારાદિક થયા તે અનેક પ્રકારના પરચા દેખાડી ગયા છે. જુઓ, કેટલાક મૂએલા જીવતા કર્યા, કેટલાક લૂલા-લંગડા, આંધળા-પાંગળા વગેરેને હાથ, પગ અને આંખો આપી ગયા તે કેમ આપી ગયા હશે ? વળી તમે તો કહી ગયા છો કે કર્તાના કર્યા સિવાય તરણ હાલતું નથી તો પછી તેમણે આવા પરચા કેવી રીતે આપ્યા હશે ? હે અંશ ! આ વિષય સ્પષ્ટ સમજાવું છું તે સાંભળ. જુઓ, હું પણ ગ્રંથને વિષે પરચા વિષેની વાતો કહી ગયો છું પરંતુ તે વિષેનો સ્પષ્ટ ખુલાસો અત્યારે કરું છું તે સાંભળો. જુઓ, આ જગતને વિષે ચાર પ્રકારના જીવ છે તે પૈકી એક જિજ્ઞાસુ, બીજો મુમુક્ષુ, ત્રીજો અર્થાર્થ અને ચોથો વિષયી જીવ. આ ચાર પ્રકારના જીવ કર્તાથી થયા છે એ વિષય કયા દૃષ્ટાંતથી સમજાય ? તે કહું તે સાંભળો. જુઓ, એક જ જળથી ચાર વસ્તુ ઉત્પન્ન થઈ છે. તે પૈકી એક પરપોટો, બીજું મીઠું, ત્રીજો કરો, અને ચોથું મોતી. આ ચારની સરખામણી કરતાં જિજ્ઞાસુ જીવ તે પરપોટા જેવો જાણવો, મુમુક્ષુ જીવ તો મીઠા જેવો જાણવો અને અર્થાર્થી જીવ ને બરફના કરા જેવો જાણવો તથા વિષયી જીવ તે મોતી જેવો જાણવો. હે અંશ ! આ પૈકી જિજ્ઞાસુ જીવ તો ન્યાય સહિત કર્તા સંબંદીનું જ્ઞાન સાંભળતાની સાથે જ ચેતી જઈ શરણે આવ્યો. પછી તેને ગુરુએ કર્તાની ભક્તિ જેવી રીતે કહી તેવી રીતે કરવા લાગ્યો. મુમુક્ષુ જીવની સાથે તો અમોએ દોસ્તી કરી એટલે એકતા થઈ, ત્યારે ધીરે ધીરે ઉપદેશ કરતાં તેનું હૃદય પીગળ્યું

અને તે અમારે શરણે આવ્યો. આ મુમુક્ષુ જીવને પણ કર્તા સંબંધી ભક્તિમાં લગાડ્યો. હવે અર્થાર્થી જીવને તો જન્મમરણ અને ચોરાસીના ફેરાનો તેમ જ નરકનો ભય દેખાડીને ઓગાળ્યો ત્યારે તે જીવ ગલિત થઈને અમારે શરણે આવ્યો. તેને પણ કર્તા સંબંધીની ભક્તિ પાછળ લગાડ્યો. હવે આ ઉપરાંત વિષયી જીવને તો આ ઉપર કહેલા ત્રણે પ્રકારના જ્ઞાનની આદ્ય લઈને બીજા અનેક પ્રકારે સમજાવ્યા પણ કોઈ જીવ એકેય પ્રકારે સમજ્યા નહિ અને અમારી પાસે પણ આવ્યા નહિ. એટલે કે તે અમારાથી અલગને અલગ રહેવા લાગ્યા, ત્યારે અમોએ પેલા ત્રણ પ્રકારના હરિજનોને કહ્યું કે આ લોક અમારી પાસે કેમ આવતા નથી ? એ લોકોને તમે સમજાવીને અમારી પાસે લાવો તો તે લોકોને અમે હરેક પ્રકારે સમજાવીને પશુ સરખા જંગલીને માણસની હારમાં લાવીશું. પછી ન્યાય સહિત નિજકર્તાને ઓળખાવીને તેમની ભક્તિ કરાવીએ. આ પ્રમાણે અમોએ સમજેલા હરિજન લોકોને કહ્યું ત્યારે તે જઈને પેલા અલગ રહેનાર જીવોને બોધ કરવા લાગ્યા, ત્યારે તે જંગલી શાકુટ લોક એવું બોલ્યા કે શું તમારા ગુરુ તે કોઈના મરેલાને જીવતા કરે છે કે કોઈ લૂલાં, પાંગળાં, આંધળાંને હાથ, પગ કે આંખો આપે છે કે જેથી અમો તેમને માનીએ ? અને તેમને શરણે આવીએ ? જુઓ, તમારા ગુરુ તે ખાય છે, પીએ છે, અને આપણા સરખા જ દેખાય છે કે નહિ ? જુઓ, તે કંઈક પરચો દેખાડે તો અમે તેમને માનીએ, આ પ્રમાણે તે સર્વ લોક બોલવા લાગ્યા, કારણ કે તેમનામાં અંતરજ્ઞાન તો છે જ નહિ, એ લોક ઉપલકદેહને જોવાવાળા છે એથી અધિક જુએ ત્યારે માને ને ? આ પ્રમાણે પેલા હરિજને અમારી પાસે આવીને કહ્યું. આમ આ હરિજનનાં વચન સાંભળી અમોએ નિજકર્તાની સ્તુતિ કરી અને કર્તાની આજ્ઞા માગીને કહ્યું, હે કર્તા ! પેલા ચાર પ્રકારના જીવ તમારા ઉપજાવેલા હતા તે પૈકી ત્રણ પ્રકારના જીવને તો તમારા સ્વરૂપના અને તમારી મહત્તાના જાણકાર કર્યા છે, પણ આ એક પ્રકારના જીવ તો અમારી પાસે આવતા નથી તો પછી તેમને કેવી રીતે સમજાવવા અને તમને કેવી રીતે ઓળખાવવા ? જુઓ, તમારે તેમને ખાનપાન તો સરખાં જ આપવાં પડે છે છતાં એ જીવ તમને તો ઓળખતા ય નથી, તો પછી તમે તેમને ઉપજાવીને શી મતલબે પાલણપોષણ પહોંચાડો છો ? હે પતિ ! તમારી મોટપ અને મહત્તા પ્રમાણે તેની તો તમારે ગણતરી કે ગણના પણ નથી, પરંતુ હે પતિ ! હું તમારો નિજ અંગીકૃત મહદ્અંશ છું. એથી કરી મારે તમોને ઓળખાવ્યા વિના કેમ ચાલે ? વળી મને પણ તમે આજ્ઞા કરીને આ ભવને વિષે મોકલ્યો છે; જેથી એ જીવોનું કલ્યાણ ન કરી શકું તો મેં તમારી શી મતલબ સાધી ગણાય ? એટલા જ માટે એ જીવોને તમારું સ્વરૂપ ઓળખાવવું જોઈએ. ઓળખ્યા પછી ભલે ચાહે તેમ કરે પણ તમારી મહત્તાને તો તેઓ

જાણે તો ખરા ને ! આ કારણને લીધે આપની પાસે આજ્ઞા માગીને એટલું જ કહું છું કે એ લોકો તો પરચા આપ્યા સિવાય માનતા નથી, પણ તે પરચા આપના હુકમ સિવાય કેમ અપાય ! કારણ કે બીજાથી તરણું એ કેમ હાલી શકે ! આ પ્રકારે અમોએ સ્તુતિ કરી અને કર્તાની આજ્ઞા માગી. એ પ્રમાણે કર્તાના કરાવ્યાથી પરચા જરૂર જણાય ત્યાં આપ્યા. તે પરચા સંતજનોએ ગ્રંથમાં લખીને પેલા સમજેલા હરિજનોને આપ્યા, પરંતુ તે પરચાનું માન અમોએ માથે લીધું નથી. તે શા માટે લઈએ ? કારણ કે પરચા તો કર્તાની પાસે જ કરાવ્યા છે, તો પછી આપણે શા માટે માથે લેવા જોઈએ ! જુઓ, જ્યારે તે ગ્રંથ પેલા શાકુટ લોકોને સંભળાવ્યા ત્યારે તે સાંભળીને તે શાકુટ લોકોને ભાવ ઊપજ્યો, એથી તે અમારી પાસે આવવા લાગ્યા. પછી તે જીવો ઉપર હેત લાવીને મારી પાસે બેસાડી થોડે થોડે બોધ કરવા માંડ્યો તેમ તેમ તે જીવોને અમારી ઉપર હેત ઉપજવા લાગ્યું. જુઓ, આ જીવ તો જડ હતા પણ પેલા પરચા ઉરમાં જાણીને તે ભાવ ઉપજાવે છે. પછી અમારી સાથે તે જીવોની સાચી દૃઢતા બેઠી ત્યાર પછી એ જીવ અમારી સાથે અંતર ખોલીને વાતો કરવા લાગ્યા. તે કહેવા લાગ્યા, હે સ્વામી ! તમે તો કોઈ અકળ પુરુષ હોઈ અવિનાશી છો. આ સાંભળી મેં તેમને કહ્યું કે હે ભાઈઓ ! એવા પુરુષ અમો છીએ એવું તમે શાથી જાણ્યું ? ત્યારે તે લોકો કહેવા લાગ્યા કે હે મહારાજ ! તમે તો ઘણાકના કાર્ય કર્યા છે. જુઓ મરેલાં મનુષ્યોને જીવતાં કર્યાં છે, વળી ઘણાંકને હાથ, પગ અને આંખો આપી છે. એવાં બહુ જણનાં કાર્ય કર્યા છે. આવાં કામ તે મોટા પુરુષો સિવાય કેમ કરીને થઈ શકે ? આ વાત સાંભળ્યા પછી મેં એ સર્વ લોકોને એવું કહ્યું કે એમાંનું અમે કંઈ જ કર્યું નથી. આ તો પેલા હરિજનોએ અમારી ઉપમા વધારવા તમોને કહ્યું હશે, પણ અમોએ એવું કંઈ કર્યું નથી. તે વખતે સર્વ હરિજન કહેવા લાગ્યા કે આ મોટા પુરુષ મુખે કરીને કહેતા હશે કે એ પરચા અમે આપ્યા છે ! માટે મોટા પુરુષ તો પોતાની કીર્તિ પોતાને મુખે કરે નહિ. ખેર, ગમે તેમ હોય ! પણ તે પરચા જૂઠા છે એમ અમો કેમ કરીને માનીએ ? એ પ્રકારે અમો જેમ જેમ ના કહેતા જઈએ તેમ તેમ એ લોકો અમારા વિષેની ભાવના દૃઢ વિશેષ કરતા ગયા. આમ જ્યારે અમારે વિષે ભાવના દૃઢ કરતા ગયા તેમ જ જ્યારે અમારે વિષે જીવ પ્રતીત આણીને દૃઢ થયા, ત્યાર પછી એ જીવોને બોધ કરતાં અમોને ફાવ્યું. પછી અમે જે જે જ્ઞાન કરીએ તે તે સાચું માની લે અને એ જ્ઞાનનું ચિંતવન કરીને સમજવા લાગ્યા. આ પ્રમાણે જે જે જાણવા લાગ્યા તે તે સાર અને અસાર, સાચું અને જૂઠું તેમ જ નિત્યાનિત્ય વિવેક એટલે કે આ નિત્ય વસ્તુ અને આ અનિત્ય વસ્તુ, એમ સારાસાર સમજવા લાગ્યા. વળી આ બધું કર્તાથી ઉત્પન્ન થયેલું છે, એ બીજાથી નીપજે નહિ, પણ કર્તા પોતે જ જેને હાથે

કરાવે તેનાથી નીપજી શકે પણ કોઈ બીજાથી આપોઆપ નીપજી શકે નહિ. આ પ્રમાણે જ્યારે સમજવા લાગ્યા ત્યારે અમને પોતાને નિજજ્ઞાને કરીને સત્ય માન્યા. જ્યારે અમોને સત્ય માન્યા ત્યારે અમોએ તેમને કર્તા સંબંધી કર્મ કરાવીને માણસની હારમાં આણ્યા. આમ જ્યારે એ લોક માણસની હારમાં આવ્યા ત્યાર પછી તે લોકોને અમે નિજકર્તા સંબંધી ઉપદેશ કરીને સુખિયા કર્યા છે. પછી તે લોક કર્તાને જાણીને જ્યારે સુખિયા થયા ત્યારે પેલા પરચાપરચીના વહેમને ભૂલી ગયા.

આમ પરચાના વહેમને ભૂલી ગયા તે જણાય કેવી રીતે ? જુઓ, પરચાનો વહેમ એમના અંતરમાં રહ્યો હોય તો કોઈ હરિજનને એકનો એક પુત્ર હોય અને અમે ત્યાં બેઠા હોઈએ ને એવામાં પુત્રનું મૃત્યુ થાય પણ કોઈ અમને કહેતું નથી કે આ બાળકને જીવતું કરો, કારણ કે પરચાથી હાનિ થાય છે કે નથી થતી તે વિષે તે સમજી ગયા છે. એથી જ એ લોકો કહેતા નથી કે આટલું કામ કરો. આ પ્રકારે આ જંગલી જડ જીવોને ચેતાવીને પરમેશ્વરના પદને પમાડ્યા. આ જંગલી જડ જીવોને કેવી રીતે પરમપદમાં પહોંચાડ્યા તે વિષે એક દૃષ્ટાંત કહું છું તે સાંભળો. જુઓ, ચારપગા પશુઓમાં મદોન્મત્ત હાથીને ઝાલીને વશ કરવો હોય તો એક મોટો ખાડો ખોદીને તેના ઉપર કાગળની હાથણી ઊભી રાખે છે અને તે પછી આ હાથણીને જોઈ વિષયાંધ હાથી તે હાથણી તરફ દોડે છે, જુઓ, આ હાથણી સાચે છે ? ના, જૂઠી છે પણ તે હાથી સાચી હાથણી જાણીને ખાડામાં પડ્યો. પછી તેને વશ કરીને રાજાની સવારીને લાયક કર્યો. આ વાતને લગતું એક બીજું દૃષ્ટાંત કહું છું તે સાંભળો. જંગલમાં સિંહ રહે છે પણ તે કોઈને હાથ આવતો નથી, પરંતુ તેને પણ અજાડી કે પાંજરામાં છેતરીને પકડી લે છે. પાછળથી તેને વસ્તીમાં લાવી ભણાવે છે. આ ભણાવેલો સિંહ રાજાને પોતાને કામ આવે છે. આ પ્રકારે પેલા શાકુટ જંગલી જીવ પણ એવા જ હતા, પણ તેમને પરચારૂપી પાંજરામાં કે અજાડીમાં પાડીને પરમેશ્વરને ખપ લાગે તેવા કર્યા, જુઓ, આ પ્રમાણે આચાર્યે સારું કર્યું કે ખોટું ? સારું જ કર્યું. આમ ન કર્યું હોત તો પરમ દયામય પતિને કામ આવે એવા જીવ તૈયાર થાત નહિ. જુઓ, બીજું દૃષ્ટાંત આપું છું તે સાંભળો. કોઈ બાળકને કંઈ રોગ થયો હોય તો તેને ઔષધ ખવડાવી મટાડવાની ખાતર તેની માતુશ્રી હાથની ખાલી મૂઠી વાળીને કહે છે કે, હે બેટા ! જો તું આટલું ઔષધ પી જાય તો આ મારી મુઠ્ઠીમાં લાડવો છે તે હું તને આપું ! આ પ્રકારે માતુશ્રી જુઠ્ઠું બોલીને બાળકને ઔષધ ખવડાવી રોગ મટાડે છે. એ જ પ્રકારે અને એ જ ન્યાયે મોટા પુરુષો જગતરૂપ બાળકને જ્ઞાનરૂપી ઔષધ ખવડાવીને મોક્ષ પમાડે છે.

અંગ - ૫મું સમાપ્ત

# રાજનીતિ દેખાવન પરમગુરુ પ્રતિપાદન અંગ-૬

હવે કોઈ નરાધિપતિ રાજાને મહાવિકટ વંકો દેશ જીતવો હોય તો હરેક પ્રકારના છળ કરીને જ જીતે છે. પછી તે વંકા દેશને અનેક પ્રકારના અન્યાય અને કુભાંડ છોડાવીને રાજા ન્યાય નીતિમાં વર્તાવે છે, ત્યારે સર્વ લોક સુખ પામે છે. આ પ્રમાણે સુખ પામીને સર્વ લોક સરકારને આશિષ દે છે. પછી તે આશીર્વાદે કરીને રાજાને છલબલ કરતાં જે દોષ લાગ્યો હતો તેનું નિવારણ થાય છે. પછી વખત જતાં પોતાનો જય થાય છે અને અમલ વૃદ્ધિ પામે છે. પણ રાજા પોતે ન્યાયથી ચાલીને જગતની પ્રજામાં સુખ પ્રવર્તાવે તો જ રાજાનું રાજ્ય ઘણો કાળ પહોંચે છે. વળી ન્યાયે ચાલવાથી અને રૈયતને સુખ પમાડવાથી રાજાની સુકીર્તિ અને શોભા વૃદ્ધિ પામતાં જાય છે. આમ શોભા અને સુકીર્તિ એ જ રાજાએ રાજ્ય કર્યાનું ફળ છે એમ જાણવું. જે રાજાએ આ લોકમાં અને પરલોકમાં યશ મેળવ્યો છે તે યશ અને કીર્તિથી તે જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં લોકો તેને આદરમાન સહ સુખ આપશે. એટલા જ માટે રાજાના રાજ્ય કર્યાનું તાત્પર્ય એ જ છે કે તાડના સહિત ન્યાયે ચાલવું અને રૈયતને પાળવી, તો રાજાએ રાજ્ય કર્યાનો દોષ લાગશે નહિ તેમ જ પરમેશ્વર પણ રાજી રહેશે. આમ જેના ઉપર પ્રભુ રાજી રહ્યા હોય તેને બીજું શું જોઈએ ? એટલા જ માટે રાજાએ પ્રજાને દુઃખ દેવું નહિ. કદાચ આમ હોવા છતાં પ્રજા અતિશય દુઃખ પામશે તો તે અતિશય દુઃખને લીધે પ્રજામાં એક્કો થઈ જશે. આમ જ્યારે પ્રજામાં એક્કો થઈ જાય ત્યારે રાજ્યનો ભંગ થાય. આમ જ્યારે રાજ્યનો ભંગ થાય ત્યારે જગત બહુ દુઃખવશ થાય અને એકબીજાને લૂંટી ખાઈને ઉજ્જડ કરી નાખે. એ કારણને લીધે રાજાએ જગતનો એક્કો થવા દેવો નહિ. કદાચ એક્કો થશે તો જગત લુંટાઈ જઈ ઉજ્જડ થઈ જશે. આમ જ્યારે જગતનો ભંગ થાય ત્યારે પરમેશ્વરને પોતાનો મહદ અંશ મોકલીને નિયમમાં રાખતાં ઘણો પ્રયત્ન પડે. આમ જ્યારે પરમેશ્વરને પ્રયત્ન પડે ત્યારે તો તે કરતાં હમણાં જે રાજાનું રાજ્ય ચાલતું હોય અને તે નિયમમાં રાખી શકે તો તે ઘણું જ સારું છે. આમ થવાથી પરમેશ્વરને શ્રમ પહોંચે નહિ.

હવે આટલા પ્રકારના ન્યાયથી જોતાં રાજ્યપદવીની ઐશ્વર્યતા ઘણી મોટી છે, પરંતુ અમે જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે રાજ્ય કરે તો જ રાજા રાજ્યનું રાજ્ય કરે અને છેવટે મોક્ષ પણ પામે. એટલા જ માટે આ પ્રકારે ન્યાય ચલાવીને અને જગતનું પાલન કરીને સુખી રાખવા યોગ્ય તો એક માત્ર રાજ્યપદવી જ છે.

----------

# દોહા

તબતે શીખ સકલ વિધિ, રાજરીતનકી સોય,
ભિન્નભિન્ન કરી ભાખેહુ, અર્થ સહિત ગતિ મોય (૧)
જક્ત કબજ કરનન જીનું, પાલન કરન તગાજ,
છલબલકી કલ કહી તમ, લહે સો રાજધિરાજ. (૨)
શ્રીપતને મુખ યોં કીયે, હે નરપત મમ તુલ,
જબતે રાજ કરને જીનું, કીનેહુ અર્થ અમૂલ. (૩)
કુલ રાજન જેહી અવનીકે, ઓરૂ ઈશ્વર અવતાર,
પરમગુરુ શિર સબનકે, શીખ દેવન અધિકાર. (૪)
તદપિતાય જુગજાહેર, સકલ મર્મ ગતિ સાર,
રાજરીત રજતજ સબે, કીનેહુ કુવેર પોકારં. (૫)

-ઈતિશ્રી સક્ત પરમ પ્રકાશમાણે સક્તભાષ્ય ગ્રંથ-

-સંપૂર્ણ-



# ઇચ્છાવૃતિ આદિ નિજઅંશલક્ષણા તથા સતકૈવલનું પરમ યજન પરમાર્થ સાધન ઊલટક્રિયા નિરૂપણ

## પ્રકરણ-૯



## રજોગુણની દશ આકાંક્ષાની ઊલટક્રિયા

## ઉપપ્રકરણ-૧



શ્રીમંત પરમગુરુ શ્રી કરુણાસાગર ભગવાન આતુર નરનારી શ્રોતાજન તથા સંત પ્રત્યે તત્વભાગની ઉલટક્રિયાનું નિરૂપણ કરે છે તે સાંભળો. આ પ્રકરણ સાંભળતામાં પરમાર્થ પ્રાપ્ત થાય એવા જ પ્રકારની પ્રવૃત્તિ કરવાનો ભાવ ઊપજે, એટલા માટે સાવધાન થઈ શ્રવણ કરજો. એથી કરી આ માર્ગે જતાં અંશને આદિ નિજ કેવલપતિની બોધલક્ષ વડે પ્રત્યક્ષ દર્શન જેવી અનુમાન ભેટ થશે.

હવે રજોગુણની દસ આકાંક્ષાઓની ક્રિયા ઇન્દ્રિયોને વિષે જે થાય છે તેની સાધારણ પ્રવૃત્તિ દેખાડી છે. હવે એજ પ્રવૃત્તિ વડે પોતાના સ્વરૂપનું અને પતિનું જ્ઞાન પ્રાપ્ત થાય એવી ક્રિયા કહું છું તે સાંભળો. પ્રથમ કાને શબ્દ ઘણા પ્રકારના સાંભળીએ છીએ અને તે જ પ્રકારે વહેવારમાં સર્વજંતુ આચરણ કરે છે. જે શબ્દ સાંભળવાથી પોતાનો લાગ નિદાન નિજ પદ કર્તાને વિષે પહોંચે તેવા જે વચન હોય તેના વિષે સદાકાળ અંતઃકરણની યોજના કરવી. શ્રોતાએ ત્યારે શું શ્રવણ કરવું ? સત્ય શાસ્ત્રવિચાર શ્રવણ કરવા સારું અત્યંત અક્ષય પ્રીતિ રાખીને સાંભળવું અને એ વચન સિવાય જે અકારણ હોય તેનો મનથી ત્યાગ કરી કાને પણ શ્રવણ કરવું નહિ. વળી સદગુરુ ઉપાસના તથા ધર્મનીતિ રાખવી અને એ કર્મને નિષ્ઠા પણ બહુ રાખવી તેમજ વર્ણાશ્રમની જુક્તિ અને પ્રીતિ વડે તેનું સેવન કરવું. પતિપ્રાપ્તિ માટે દેહની આદિથી અંત સુધી જીવને જે જે કર્મ કરવાનાં તે વારંવાર શ્રવણ કરે તો જ કળ્યામાં આવે. આ પ્રમાણે શ્રવણ કર્યા વિના ભક્તિ, જ્ઞાન વૈરાગ્ય અને નિર્વાણપદ પામવાની પ્રતીતિ જણાય નહિ અને એ પ્રતીતિ જાણ્યા વિના વૃત્તિનું સજાણ નિશાન પહોંચે નહિ; કારણકે અંશ સ્વયં પોતે જે છે તેની પોતાની નિજ બાહ્યદૃષ્ટિ જે છે તે જ્યાં સુધી નિજકર્તાના સનાતનપદને વિષે ના પહોંચે, ત્યાં સુધી જે જે ભજનસ્મરણ કરીએ તે તે ઓરલા પદાર્થના અનુરાગનું થાય માટે પરમગુરુનાં અગાધ સત્ય બોધવચનો જે દિવ્ય બોધરૂપ છે તે જ ત્રિવિધ અર્થવાળાં પ્રસિદ્ધ બોધ વચનો પ્રત્યક્ષ અનુમાનપૂર્વક શ્રવણ કરજો, ત્રિવિધ અર્થ એટલે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ હોઈ જે વચનમાં નિજઅદ્વૈત સકર્તાપતિ

કળવામાં આવે તે ત્રિવિર્ધાથ તે શ્રવણ કરવાં; જેથી અંતવ્રેહે હેતુએ (અંતરના વિરહવાળા હેતુએ) પતિવ્રતાની ભાવના સરખો એક કર્તાને વિષે જ અતિશય પ્રેમ રાખવો. આ પ્રકારે વચન શ્રવણ કરવાનો પ્રતાપ અદ્‌ભૂત હોઈ અમાપ છે. તેના યોગ વડ પરમપદ સુલભ થાય અને આતુર જન હોય તેને તો પ્રગટ પ્રાપ્તિ માલમ પડે.

હવે નાસિકાદ્વારે નાના પ્રકારે પુષ્પાદિકની સુગંધી ગ્રહણ કરીએ છીએ, તે પદાર્થની સુગંધ લેવાની ભાવના જ્યારે નિજ અંતરમાં થાય, ત્યારે સંત પરમગુરુભોગમૂર્તિને ભક્તિપ્રેમ વડે જે સુગંધી પુષ્પાદિક સમર્પણ કરેલું હોય તેની ઉત્તર પૂજા થયા પછી તેની પ્રસાદી જે શરીરે સ્પર્શેલું છે તે માથે ધારણ કરીને પછી તેનું સેવન કરવું દાખલા તરીકે વિષયી જીવ નરનારી પુષ્પાદિક સુગંધનો વિલાસ કરે છે, તે પ્રકારે પરમગુરુના ચરણાવિંદ ઉપર પુષ્પાદિ સુગંધનો વિલાસ કરવો અને તે જેમ ભ્રમર કમળની સુગંધ લે છે તે પ્રકારે વિરહભાવે પરમગુરુના ચરણકમળની સુગંધ ગ્રહણ કરવી. આ પ્રકારના ભક્તિપ્રેમ વડે પ્રસાદ પ્રાપ્ત થાય, આ પ્રસાદ તે નિજસ્વરૂપ તથા સકર્તા હોઈ તે અનાદિ પદરૂપ અમોધ પરમપદાર્થની સુગંધ પામીએ, એટલે પછી તેને કર્તાનું ચરાચર વ્યયરૂપ સકલ કૃત સુગંધરૂપ જ જણાય.જે આ પ્રકારે અનુભવદ્વારે ઉપાસનાની સુગંધ લેશે એને સઘળુ કૃત સુગંધસ્વરૂપ જોવામાં આવશે, ત્યારે તેને દુર્ગંધ નજરે આવશે નહિ.

હવે નેત્રે કરીને નિરીક્ષણ કરવાને સર્વ જીવ પ્રવૃત્ત થાય છે, તેમાં કોઈ કામની ઇચ્છાએ કરીને તો કોઈ સહેજ સ્વભાવે અંતરબાહ્ય દષ્ટિએ સ્ત્રીપુરુષો સર્વ જુએ છે; પરંતુ વિષયભાવબુદ્ધિનું જે જોવાનું તેનો ત્યાગ કરીને જોવું, વળી તત્ત્વપ્રવૃત્તિ સમૂળ જોઈને તેમાં જે જે વિષયાદી ક્રિયાવિભાગ વર્તે છે તે તે વિષયાદિ ક્રિયાનો વિભાગ ત્યાગ કરાવીને તેને પરમાર્થને વિષે લગાડવા. પછી આ બંને વિભાગ એકટા કરીને અંતરભાવવૃત્તિ પાસે લાવીને પદાર્થ ઉપરની ભાવના પોતે સમેટી લેતાં પછી તે દષ્ટિ જે શેષ રહે છે તે આપનાઆપ અંશની પોતાની બાહ્યદષ્ટિ જાણવી. આ બાહ્યદષ્ટિ તે સજાણ નયન હોઈ તે પરમ અલૌકિક પોતાને (અંશસ્વરૂપને) દેખાડવા લાગે, વળી આ જ દષ્ટિએ સકર્તાને પણ દેખીને ઓળખવાના છે, માટે દિવ્ય નિજરૂપ પોતે અને તેના પતિ એ બંનેનું વિલોકન કરવું. એજ નિરીક્ષણપણું હોય તે અતિ ઉત્તમ અભ્યાસે પ્રેમ સહિત કરવું. અહો ! હે અંશ ! તમે સદ્‌ગુરુ વડે ઉલ્ટીને દેખશો, તો સનાતન પ્રભુ દેખવામાં આવશે; એટલા સારું પરમગુરુ શ્રી કરુણાસાગરનું રૂપ (સોહંગસ્વરૂપ) અખંડ ગતિરૂપ જોતા રહેવું. સંત તે સમર્થ પરમગુરુ હોઈ તેમની દેહાંતર (તેમના સોહંગરૂપ મૂળ ખરા સ્વરૂપની) પરમ આકૃતિ પ્રથમ અતિ ઉલ્લાસે જોવી, એથી કરી પૂર્વે એટલે આગળ જોવાનું જે નિરૂપણ કરી ગયા છીએ તે પુષ્ટિ

પામશે. અહો ! હે અંશ ! સકલતત્ત્વોની ક્રિયાસહિત સ્વરૂપ જાણીને જોવા મળે તે મહા અદ્દ્ભુત હોઈ અપૂર્વ જાણજો. આ પ્રકારે જોયા સિવાય પદાર્થ અને પરમપદ જોવામાં આવશે નહિ. હવે આ પદાર્થ બે પ્રકારના છે, તેમાં એક તો તત્ત્વઅંશ સમેત સકલ કૃત જાણવું અને બીજું તે સ્વજાણ સ્વરૂપ ખુદ કેવલકર્તાનું જે અનાદિ ભાસક (ભાસ કરનાર), આ ઉભય પદાર્થ જોયા વિના તો તોલમૂલનું પ્રમાણ કંઈ પણ જણાય નહિ, વળી અવધિ અને અવધિરહિત સીમા આદિમધ્યાંત જાણવામાં આવે નહિ; તે માટે પરમભેદ લક્ષ અને આદર રાખી સર્વ નરનારી જીવ જોજો; જે જોયાના પ્રતાપથી જીવનું અનંત કલ્પનું કાર્ય સરશે. હવે પ્રથમ તો ચરાચર વિરાટ; દેવ અને સામાન્ય વિશેષ અંશની આદ્ય લઈ કૃતમાત્ર જોવું. પછી આ કૃતના પરમકર્તા વિષે ગમ લઈને તે ગતિ જોવી. હવે આ ઉપરાંત વેદ, શ્રુતિ અને સ્મૃતિ વિષે પ્રમાણયુક્ત જોવાનું કંઈ પણ રહેતું નથી. આ પ્રકારે શ્વસંવેદગતિનું જોવાનું દર્શાવ્યું. જેણે આ પ્રકારે જોયું તેનું અનંત કલ્પનું કાર્ય સર્યું, જે કર્તા સાથે વિયોગ હતો તેની સાથે સંયોગ થઈ ને અક્ષયપદ મળ્યું, અહો ! હે અંશ ! આપણે તો દગ-નેત્રરૂપ છીએ અને આપણા કર્તા કેવલ તે પણ દિવ્ય દગસ્વરૂપે જ છે, તે માટે એક એકને જોઈએ તો જોવાનું બહું સુલભ થશે. દિવ્ય દેહરૂપ દગઆકૃતિ જેની છે તે પરમ અવ્યય વ્યક્તિ હોઈ તે પોતે સ્વજાણ સર્વજ્ઞ, અખંડવિભૂતિરૂપ અમર અને અચળ છે, વળી અંશનું અને નિજકર્તા પ્રભુનું એક એકને જોવાનું સચિંતક અતિ સચેતન હોઈ પરમ સુરેખ છે; તે વિષેની આ પ્રતીતિ કહી. એથી કરી વિવેકપૂર્વક જણાય છે. તેમાં અંશની દષ્ટિ વડે તત્ત્વનું વર્તમાન થાય છે અને કેવલકર્તાને જોયે કરીને અંશ સચેત થાય છે. જેમ સૂર્યના ભાસ વડે નેત્રના તેજને પુષ્ટિ મળવાથી પદાર્થ દેખીએ છીએ તે સિવાય જોઈ શકતા નથી, પણ સૂર્ય કંઈ નેત્રની પુષ્ટિએ સર્વને દેખતો નથી. તે તો સ્વયં પ્રકાશક છે. તેનું કામ તો જીવને નેત્રે પદાર્થ દેખવા સારુ પડે છે, આ પ્રકારે અલ્પજ્ઞ અને સર્વજ્ઞ નીરખવાનું દેખાડી દીધું, આ પ્રકારે જોઈને પરમ પુરાતન પ્રભુ અચળ છે તેનું તમે યજન કરજો.

હવે ક્ષુધાપિપાસા–આકાંક્ષા તે અન્નમયકોષરૂપ સર્વ દેહનું પાલન કરવા મુખે કરી ખટરસ પદાર્થ ખાવા પીવા તે છે, હવે આ ખટરસ તે કયા કયા કહું છું, એક તે મધની આદ્ય લઈ જિહવાએ ચાટીને ખાઈએ તે લેહ્ય (અવલેહ, ચાટણ) નામનો રસ જાણવો. બીજો પેય નામે રસ તે દુધ રસની આદ્ય લઈ ગટગટ પી જવાય તે જાણવો. ત્રીજો ચોખરસ તે આમ્રફળ, મીઠાં લીંબુ આદિ ચૂસી લઈને કૂચો થુંકી નાખીએ તે. ચોથો ખાદ્યરસ તે જામફળ આદિ ફળ તથા બદામ, પીસ્તા; સાકર વગેરે ખાઈએ તે ખાદ્ય નામે રસ જાણવો, પાંચમો અન્નભોજ્ય નામે રસ તે ક્ષીર; ભાતની આદ્ય લઈ ખાઈએ તે છટ્ઠો ભક્ષ્ય નામે

बिनु कर्ता नंग उपजत नांहि, अवनी तोय कंचन खंड मांही;
त्यौं अप अवन कनक ब्रह्म तेसे, बिनु कर्ता जुग उत्पन्न केशे. ॥૪૭॥

ઉપરનાં ચારે દૃષ્ટાંતને મૂળ ગણી મહદ્ બ્રહ્મની સરખામણી કરવા વેદાન્તે તે ઘટાવ્યાં છે પણ આ ચારે દ્રવ્યોમાંથી કર્તા સિવાય બન્યા નથી; એ ન્યાયે બ્રહ્મરૂપ દ્રવ્યમાંથી આ ચૌદલોકરૂપ વિધવિધ પ્રકારના ઘાટ બન્યા તે કોણે બનાવ્યા ? વળી પૃથ્વી, પાણી સોનું અને ખાંડ, આમાંના કોઈમાં કર્તવ્ય-શક્તિ દેખાતી નથી તેવી જ રીતે બ્રહ્મ પણ અકર્તા છે, તેમ જ લહેરનો કર્તા પવન જે લહેરથી જુદો હોઈ અલગ છે. તથા માટીનાં પાત્રોનો કર્તા કુંભાર જે માટીથી જુદો હોઈ તે માટીથી અલગ છે, તો આ ન્યાયે અકર્તા પરબ્રહ્મમાંથી આ પરબ્રહ્મ અલગ રહી જગતમાત્રની ઉત્પત્તિ કરનાર કર્તા કોણ ?

समशक्ति सचराचर सर्वमां, अवनी तोय कंचन पंडवमां;
अधिक शक्ति विनु उपजेन घाटा, त्यौ सम ब्रह्मसे क्यौं भयेहे वैराटा. ॥૪૮॥

પૃથ્વી, પાણી અને સુવર્ણથી લઈ શરીર સુધીના સઘળા ઘાટોમાં સમશક્તિ સચરાચર વ્યાપક રહેલી છે; આમ છે છતાં આ સમશક્તિથી કોઈ ઘાટ આદિની રચના થતી નથી, પણ બહારની કોઈ વિશેષ શક્તિવાળો પુરુષ મંથન કરે ત્યારે આ સમશક્તિ જાગ્રત થાય છે અને ત્યારે જ આ ઘાટોની શરૂઆત થાય છે; તેવી જ રીતે સમશક્તિરૂપ અકર્તા બ્રહ્મમાંથી કોઈ અધિક શક્તિવાળા મહદ્. પુરુષ સિવાય વિરાટ કેવી રીતે થયું ?

ताहीते खोज पंडित करो संतु, क्यौं अटकेहु ब्रह्मज्ञान अतंतु,
बिन तंतु तन तुम क्यौं पावा, पंचतत्त्व गुन क्यांसेही आवा. ॥૪૯॥

કંઈ પણ જેમાં વિત્ત નથી એવાં બ્રહ્મમાં, હે પંડિતો ! શા માટે અટકી રહ્યા છો ? આ બ્રહ્મથી કોઈ પર વસ્તુ છે તેની ખોજ કરો. વળી બ્રહ્મમાં કોઈ તત્ત્વ નથી, તો ગુણયુક્ત પંચતત્ત્વવાળું શરીર તમે કેમ કરીને પ્રાપ્ત કર્યું ! આ શરીર મળવાનું કારણ શું અને ઘડ્યું કોણે એ જરા વિચાર કરી જોશો ?

इंद्रि साज अंतःकरण उरा, ज्योति शक्ति त्यौं तंत सफुरा,
तंत सकल एही कीनहु बनाये, तुमही तो ब्रह्म निराकारही गाये. ॥૫૦॥

મહદ્બ્રહ્મના ઉદરમાં સ્થાવર-જંગમથી લઈ આદ્યશક્તિ અને જ્યોતિ-નારાયણ સુધી આ સર્વનાં ઇંદ્રિયો અને અંતઃકરણયુક્ત ઘાટરૂપ શરીરો તેમાં જંગમ આદિનાં વ્યિષ્ટિ અને દેવતાઈ આદિનાં સમષ્ટિ શરીરો રચાયેલાં છે હે પંડિતજી ! કહો, આ બધાંય તત્ત્વો આદિ સાજની રકમો કેમ કરીને થઈ અને કોણે બનાવી ? કારણ કે તમે તો નિર્વિકલ્પ, નિરાકાર બ્રહ્મનું વર્ણન કરો છો; તેનાથી તો રેખામાત્ર થતું નથી તો પછી આ અનંત તબક્કાઓ

ખગાકાર શૂન્યને વિષે ગોઠવાયા છે તે આ બધાઓને ધારણ કરીને કોણ રહ્યું છે અને આ મહાન વ્યવસાય કોણ કરે છે તે કહેશો ?

निराकार ब्रह्म सम सरभरही, अधिक सामृथ कर्ता सब करही;
सोही निजकर्ता कारण पद परम, वेद कतेब न जानत मरम. ॥५१॥

હે પંડિતો ! નિરાકાર બ્રહ્મ સમશક્તિરૂપ હોઈ સરભર ભરાયેલું છે; આથી જ આ બ્રહ્મમાં કર્તવ્યશક્તિ નથી. આનાથી અધિક સામર્થ્યવાળા સકર્તા સર્વના સર્જનહાર હોઈ આ પરમ બ્રહ્મના કારણરૂપે છે. તેમના મર્મને વેદ તથા કુરાન જાણતાં નથી.

जेही कर्ता कीये तंत एही सरभी, आप तंतु विना तंत सगर्भी;
सोही कर्ता कुनहु नहि चीना, सहु ओरले पदारथ ब्रह्मभीना. ॥५२॥

કિરતારે આ ચૌદ લોકરૂપ જગતનાં જે તત્ત્વો રચ્યાં છે તે હિરણ્યગર્ભરૂપ ગતિવાળાં છે, અને કિરતાર પોતે આ બધાંય તત્ત્વોથી રહિત હોઈ અલગ છે, આ અલગ રહેલા કિરતારને કોઈ ચીની શક્યું નથી; કારણ કે આ બધાય તબક્કાઓમાં વસતા સર્વ લોકો આ બાજુના પદાર્થોના ચળકતા રંગમાં રંગાયેલા હોઈ તરબોળ રહે છે. તેઓ આ નિહંગપતિની પરમજાણની ખોજ કેવી રીતે કરી શકે !

निज पदारथ निरंजन महामाया, अन्योअन्य तीनु जुग उपजाया;
सोही बीजग निरंजन हम गाये, ब्रह्मभोम उपजन बहु पाये. ॥५३॥

સૃષ્ટિની આદ્ય નિજપદાર્થરૂપ નિરંજન અને મહામાયા આ બંનેના પરસ્પર સંજોગે કરીને જે પ્રજા ઉત્પન્ન થઈ તેનાથી ત્રણે લોકની ઉત્પત્તિ થયેલી છે. આમ, નિરંજન એક બીજનું સ્વરૂપ હોઈ આ બીજના સંજોગે બ્રહ્મરૂપ ભૂમિકામાંથી વિધવિધ પ્રકારનાં પારાવાર બીજ ઉદ્‌ભવ્યાં છે.

ज्योति बीजग ब्रह्मअवनि आकारा, तुम जन जानो एही निज कीरतारा,
अहो पंडित ज्ञानी घर शोधो, बिनुं जाने क्यौं जग परमोधो. ॥५४॥

હે પંડિતો ! બીજરૂપ જ્યોતિનારાયણ તથા બ્રહ્મભૂમિકા ને જ તમે નિજકિરતાર કહો છો પણ આ તમારા ખરા કિરતાર નથી. હે જ્ઞાનિઓ ! તમારા નિજ કિરતારની શોધ કરવી હોય તો નિજઘર વિષે શોધખોળ કરો. તે તો તમે જાણતા નથી તો પછી જગતને શા માટે પરમોદો છો !

तुम नहीं चीनत आद्य तुमारा, तो केसे चीनो निजपति किरतारा,
आद्य तुमारी शक्ति ओरु ज्योति, ब्रह्मक्षेत्रमही भये हे उध्योति. ॥५५॥

હે પંડિતો ! તમે પોતે તમારા આત્મસ્વરૂપને ચીનીને ઓળખી શક્યા નથી તો પછી સકર્તા સર્જનહારને ક્યા ન્યાય વડે ચીનીને ઓળખી શકશો ? કારણ કે આદ્ય-શક્તિ અને જ્યોતિનારાયણને તમે તમારા કિરતાર માનો છો પરંતુ આદ્યશક્તિ અને જ્યોતિનારાયણ તો બ્રહ્મભૂમિકામાંથી ઉદ્‌ભવ્યાં છે.

एही सब कर्ता सो निजपद नांही, तुम तो सकल भूलो उनहुकी मांही;
भूलेहु आप ओरनकु भूलावो, जक्त सकलमांही करी करी दावो. ।।५६।।

હે પંડિતો જ્યોતિનારાયણ અને આદ્યશક્તિને તમે કર્તા માનો છો પણ તે નિજપદરૂપ આપણા કર્તા નથી, છતાં તમો બધા શક્તિ તથા જ્યોતિમાં ભૂલા પડ્યા છો. અરે ! જગતમાં તમારી માન્યતાનો દાવો રાખી તમે તો ભૂલ્યા અને જગતને પણ ભૂલાવ્યું.

सगुण निर्गुण दोहु पक्ष दृढवाइ, करत बोध बुधके मत ठाइ;
सगुण शक्त गुण ज्योत समेतु, निर्गुण ब्रह्म न्हेंकरमही नेतु. ।।५७।।

ગુણ, શક્તિ અને જ્યોતિની આદ્ય લઈ સગુણ પક્ષ સ્થાપ્યો તેમ જ ન્હેં - અક્ષરરૂપ નિર્ગુણ બ્રહ્મની સ્થાપના કરી વેદે કર્મનો નિષેધ કર્યો છે. આ સગુણ, નિર્ગુણ બંને પક્ષ દૃઢ કરાવવા વિદ્વાનોએ ઠાવકી બદ્ધિ વડે ખૂબ ઉપદેશ કરી મતનો જમાવ કર્યો છે.

वेद पुराण शास्त्र मत एही, तीनहुकी पर पद परम सदेही;
अपरंपार पार तीनु पारी, पुरुष अजोन्य सुगम शुभकारी. ।।५८।।

વેદ, પુરાણ અને શાસ્ત્રોનો મત ઉપર પ્રમાણે છે, પરંતુ સ્વદેહરૂપ પરમપદ આ બધાઓથી ઉપર આવેલું હોઈ પારાવાર જે બ્રહ્મ તેનાથી પણ પર આવેલું છે. આ પદના વાસી અજન્મા પુરુષ સુગમ હોઈ શુભકારી છે.

सगर्भ शुद्ध सनातन तनही, अटल सदा पद सधर सदनही;
सद् चिद् आनंद कंद पर पोते, सरल सत्ता जीनुं सकल उद्योते. ।।५९।।

હિરણ્ય ગર્ભરૂપ જે શુદ્ધ સનાતન પદ તે સદાય અચળરૂપે હોઈ તેણે સર્વલોકને ધારણ કરેલા છે. આ સર્વલોકને ધારણ કરનાર એવું જે ભુવન તે જ સચ્ચિદાનંદ કંદરૂપ હોઈ આ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મમાં તેનાથી પર રહેલા સકર્તા સત્‌કૈવલની સરલતાપૂર્વક સમશક્તિ આવી ત્યારે વિધવિધ પ્રકારના સર્વ લોકોનો ઉદય થયો.

रहत शून्य अजरायल अरसु, जहां ब्राजही कैवल निज परसु;
अगम भोम तेही अकथ कथाना, सदासदोदित सर्वातीत स्थाना. ।।६०।।

મહાશૂન્ય અંતરિક્ષ, અજરામર હોઈ અગમ્ય તથા અકથ્ય તેમ જ સદા સદોદિત છે.

વળી સર્વ લોકથી આ મહાશૂન્યરૂપ ભુવન પર આવેલું છે. આ પર આવેલા ભુવનમાં સકર્તા સત્‌કૈવલ આ ભુવનને સ્પર્શીને બિરાજેલા છે. અર્થાત્ આ અંતરિક્ષ આવેલું મહાશૂન્ય એ જ તેમનું સિંહાસન છે.

सर्व उत्कृष्ट शिखर घर सोइ, बिनु कैवलकर्ता नहि कोई;
सोइ़ी कैवलपद आद्य अनादु ब्रह्म ज्योत शक्ति गुन आदु. ॥६१॥

સર્વ શિખરોમાં શ્રેષ્ઠ મહાશૂન્યરૂપ શિખરમાં સકર્તા સતકૈવલ સિવાય બીજા કોઈનો નિવાસ નથી. આ કૈવલ કર્તા અનાદિના હોઈ બ્રહ્મ, જ્યોતિ, શક્તિ અને ગુણ આદિનાં છે.

तेही कर्ता महाद अखंड उजासा, व्यापक ब्रह्म जेनुं तेज प्रकाशा;
जीव अंश बीजग पुनी तीनके, कैवल आद्य सनातन जीनके. ॥६२॥

જેના ધામમાં અખંડ અજવાળું છે એવા મહદ્ સકર્તા સત્ કૈવલ હોઈ વ્યાપક બ્રહ્મ તેજ તેમનો પ્રકાશ છે. જેનો પ્રકાશ સનાતન છે એવા જે સકર્તા સત્ કૈવલ તેમણે જ નિરંજનરૂપ બીજના અંકુરરૂપ જીવ અને ચૈતન અંશ રચેલા છે.

प्रथम बीजग निरंजनही अंकुरा, अणीअग्रेव तन भयेहु सफुरा;
तिलक भाल निरंजन गत जोती, तेज पुंज अणीअग्र उद्योती. ॥६३॥

અનાદિ ખગાકાર શૂન્યમાં પ્રથમ નિરંજનરૂપ બીજમાંથી જે અંકુરની સ્ફુરણા થઈ તે સ્ફુરણાની ગતિનું સ્વરૂપ અણિઅગ્રવાળું છે. આ સ્ફુરણા એ જ મહદ્ જ્યોતનું સ્વરૂપ હોઈ ભ્માલતિલકરૂપે છે. મહાશૂન્યમાંથી આ પ્રમાણે તેજ; પુંજ એટલે જ્યોતિરૂપ અણિઅગ્રવાળું સ્વરૂપ ઉદ્‌ભવ્યું છે.

ओर सकल जीव त्रिगुण समेता, अणिअग्रेव लख उपज सहेता;
स्थिर स्थावर आगम हम बरने, अणिअग्रेव तन सब बन बरने. ॥६४॥

ત્રણ ગુણની આદ્ય લઈ જીવમાત્રની ઉત્પત્તિ થવામાં જે હેતુ રહ્યો છે તે હેતુનો લક્ષ અણિઅગ્રવાળો છે જે ઝીણી દષ્ટિથી જોતાં જણાશે. વળી સ્થાવરજાતિનાં દરેકે દરેક ઝાડ ભ્માલતિલકરૂપ અણીઅગ્રવાળાં છે તે વિષે આગળ વર્ણન કરેલું છે.

अब जंगम गतमत कहु सारा, अणीअग्रेव भव सकल पसारा;
त्रिगुण शक्ति सुरलोक समेतु, अणीअग्रेव तन सकलन केतु. ॥६५॥

ત્રણ ગુણની આદ્ય લઈ શક્તિ અને દેવલોક સુધીના જંગમજાતિમાત્રનાં શરીરોની ગતિ અણિઅગ્રવાળી હોઈ આ શરીરો વડે જ સર્વ જગતનો પ્રસારો થયો છે. આ બધી જંગમજાતિના સારાય પ્રસારાની ગમગતિ ધજાદંડની માફક અણીઅગ્રવાળી છે તે વિષે કહું છું.

पादु पांण्य अंगुरी अनी वेसा, श्रवण नेन अनी दसन विशेषा;
ओरु नासा लिंगस अनि रुपा, रोम सकल अनी अग्र अनुपा. ॥६६॥

હાથ, પગ અને આંગળાંનો ઘાટ જોતાં અણિયાળો દેખાય છે. વળી કાન, નેત્ર. દાંત નાસિકા, લિંગસ્થાન અને શરીર ઉપરનાં સઘળાં રૂવાંટાં પણ અણિયાળાં હોઈ આ દરેકની ગતિ અણિયાળી દેખાય છે.

निखशिख कुचन सहित अनि राजे, रसना रसिक अनी अग्र बिराजे;
पंच तत्त्व अब कहु समजाइ, तिलकभालवत् गत सब ताइ. ॥६७॥

રસિક જિહ્‌વા તથા કુચસ્થાનથી (સ્તન) લઈ નખશિખ પર્યંત સર્વાંગ શરીરો અણિયાળી ગતિએ બિરાજેલા છે. પંચતત્ત્વોની ગતિ પણ ભાલ તિલકરૂપ છે તે વિષે સમજાવું છું તે સાંભળો.

श्रवण व्योम रसना अप सारा, नयन तेज अवनि गंध ठारा;
पवन तुचा सपरस तन सारु, रोम रोम अणिअग्र आकारु. ॥६८॥

આકાશમાંથી શબ્દ ઉત્પન્ન થયો તે અણિયાળો હોઈ શ્રવણને સાંભળવાની ગતિ તે પણ અણિયાળી છે. સઘન ઘનમાંથી ઉત્પન્ન થતું પાણી અણિયાળી ગતિવાળું હોઈ પૃથ્વી ઉપર અણિયાળી ગતિએ પડે છે. ખટરસ સ્વાદની પરીક્ષા જિહ્‌વા અણિયાળી ગતિએ કરે છે. આંખ અણિયાળી દૃષ્ટિએ તેજ (રૂપ)ની અને નાસિકા અણિયાળી ગતિએ ગંધની પરીક્ષા કરે છે. પવનનો સ્પર્શ ત્વચાને થતાં આ ત્વચા અણિયાળી ગતિએ પરીક્ષા કરે છે. આમ, સર્વાંગ શરીર અને રોમેરોમ અણિઅગ્ર આકરવાળાં છે.

पंचतत्त्व इंद्री सुख एही, भालतिलक मे आणिअग्र सनेही;
बानी चतुर अणिअग्र वखानु, परा पश्यंती मध्यमाही वैखरानुं ॥ ६९॥

પંચતત્ત્વનાં મુખ ઇંદ્રિયો છે, આ ઇંદ્રિયો પંચતત્ત્વોની ગતિ વા વિકાસને ઓળખે છે. આ ઓળખવાની ગતિ ભાલતિલકરૂપ હોઈ અણિઅગ્રના સ્નેહરૂપ દેખાય છે. વળી પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી, આ ચાર વાણીની ગતિ અણિઅગ્રરૂપ હોઈ તે ગતિનાં હું વખાણ કરું છું તે સાંભળો.

पराहि शून्य श्रवण अनिवारे, पश्चंती ऊँकार अनिरेख शिर धारे;
घडन घाट मध्यमा अनी उरा, वैखरी द्वार अनी स्वरही सफुरा ॥७०॥

પરાવાણીનું સ્વરૂપ શૂન્યરૂપ હોઈ તેનું સ્રવણ એટલે ઝરણું (ઝરવું તે) અણિયાળું છે. આ પરાનું જે અણિયાળું ઝરણ તે પશ્યંતીનું સ્વરૂપ હોઈ ૐકારે પોતે અણિયાળી રેખ વડે તેને માથે ધારણ કરેલું છે. હવે ૐકારના ઝરણરૂપ જે મધ્યમાં વાણી છે તે

અણિયાળી ગતિએ શબ્દમાત્રનો ઘાટ ઘડે છે અને વૈખરી વાણી દ્વારા આ શબ્દોનો સ્વર જે સ્ફુરે છે તે ગતિએ અણિયાળો છે.

घडन घाट मध्यमा अनि केसे, भयेहु अक्षर अनिगत ताइ तेसे;
त्रिगुण तंत अणिअग्र समेती, सुनहो संत तीनु समज सचेती. ॥७१॥

આ મધ્યમા વાણીમાં જેની સાથે જે જે પ્રકારે આલોચન થાય છે તે તે પ્રકારના ભાવવાળા અણિયાળા અક્ષરો બંધાય છે. આ અક્ષરો જેના પરત્વે જે જે ભાવવાળા બંધાય છે તે તે પ્રમાણે તે સ્ફુરે છે. આ સ્ફુરણાના સ્વરૂપની ગતિ અણિયાળી છે. વળી ત્રણ ગુણનું તંત્ર પણ અણિઅગ્રરૂપ છે એ વિષેની સમજ આપું છું તે, હે સંતજનો ! સચેત થઈને સાંભળો.

प्रथम रजो संबंधही जेही साधे, नेनकटाक्ष अणिअग्र सनांधे;
द्वितीयो सत्तो गुण सर्व सुख पूरी, गलित वचन अनि दोहु कर जोरी. ॥७२॥

પ્રથમ રજોગુણનો સંબંધ જે જન સાધે છે તે અણિયાળી નજરે સરસંધાનની માફક પોતાની રજોગુણ-ભાવવાળી વક્રદષ્ટિ નાખે છે. આ લક્ષણાનું સ્વરૂપ અણિયાળું છે. બીજું સત્વગુણનું સ્વરૂપ સર્વ સુખની પૂરીરૂપ હોઈ કોઈ માનવ વા દેવ પરત્વે બંને હાથ જોડી ગલિત વચને પ્રાર્થના કરીએ છીએ; આ પ્રાર્થનાનું સ્વરૂપ અણિયાળું છે.

त्रीतीये तमोही अहंकार उद्योति, तेही गति अग्र ज्वाल अनी ज्योति;
तिलक भाल सम त्रिगुन सनातु, ताहीते सकल तन भये अणियातु. ॥७३॥

ત્રીજો તમોગુણ તે અહંકારરૂપે પ્રકાશે છે તેની ગતિ જ્યોતિરૂપ જ્વાળાવાળી હોઈ અણિ અગ્રરૂપે છે. આ પ્રમાણે આ ત્રણે ગુણનો નાતો ભાલતિલકરૂપ હોઈ આનાથી જ સર્વલોકનાં શરીરોની ગતિ અણિયાળી થયેલી છે.

अंतःकरण चतुर अणि भेषा, करन बोध गति जुग उपदेशा;
चित्त चितवंन संकल्प मन सारा, घडन घाट बुध तोलत अहंकारा. ॥७४॥

ચતુષ્ટય અંતઃકરણનું સ્વરૂપ અણિ અગ્રરૂપ હોઈ તેની અણિઅગ્ર ગતિ વડે વિદ્વાનો જગતને ઉપદેશ કરે છે. વળી ચિત્તની લક્ષણા ચિંતવન, મનની લક્ષણા સંકલ્પ, બુદ્ધિની લક્ષણા ઘાટ ઘડવા તે અને અહંકારની લક્ષણા તોલ કરવો તે છે.

कहहु ताय अणिअग्र बखांनी, जेही जाकी गतमति कति छानी
सकल वस्त रज अज लगी जेही, प्रोइ मनवृत्ति अणिअग्र सनेही. ॥७५॥

જેની ગતિમતિની લક્ષણા અતિ ગુપ્ત છે એવાં આ અણિઅગ્રવાળા અંતઃ કરણનાં

વખાણ કરું છું; તેમાં પ્રથમ મન અંતઃકરણથી અણુથી લઈ બ્રહ્મા સુધીનાં દરેકે દરેક શરીરોમાં અણિઅગ્રરૂપ મનોવૃત્તિઓ સ્નેહપૂર્વક પરોવાઈને રહેલી છે.

त्रिविधी रस्व समलीत ठसवेदा, गडेहु अग्र होइ लेइ वुध भेदा;
सोही निज भेद कहेहु संसारा, खटही शास्त्र मत पुरान अढारा; ॥७६॥

ત્રિવિધ રસ્વ એટલે અકાર, મકાર અને ઊકાર, આ ત્રણ માત્રાઓ સમલિત ઠસરસ વેદરૂપે છે; તેને પ્રાપ્ત કરવા કોઈ મહાન પુરુષો બુદ્ધિરૂપ અણિ અગ્ર વડે અંદર ઊતરીને આ ત્રણે માત્રાઓને ખોજપૂર્વક ભેદી નાંખી જેનું જેવું સ્વરૂપ છે તે તે પ્રમાણે તેમાં રહેલો નિજભેદ આ સંસારના સઘળા લોકો આગળ, વેદ, શાસ્ત્રો તેમ જ પુરાણો રૂપે કહી સંભળાવે છે. આ પ્રમાણે જે ભેદ સંભળાવે છે તે પ્રકાર બુદ્ધિનો હોઈ ભાલતિલકરૂપ છે.

चित चिंतवन तन रहतही घेरा, छनत सार अणिअग्र नमेरा;
दृढ मजबूत हरदेही अहंकारा, कढेहु तोल कंटहीक संसारा. ॥७७॥

ચિત્તના ચિંતવનનું સ્વરૂપ અતિ ઘેરું હોઈ આ ચિત્તરૂપ અણિ વડે સર્વ વસ્તુને છીણી સારરૂપે વસ્તુરૂપ મુદ્દો તારવે છે. હૃદયસ્થાને દઢ મજબૂત અહંકાર રહેલો છે. આ અહંકાર સંસારભરમાં કાંટાની માફક તોલ કરવાવાળો છે.

सोही कंटव अणि अग्र सरेखु, कहेहु अहंकार हम जबी अनीवेखु;
शरीरशोधन सर्व एही कनुकर्म, तिलकभालवत रस्वगति मर्म. ॥७८॥

આ અહંકારરૂપ કાંટો અણિ અગ્રરૂપ છે અને આ અણીએ વસ્તુ ચઢાવી તોલ કરનારો છે. આથી જ આ અહંકારને અણીના વેશવાળો કહું છું, વળી શરીરનું શોધન કરવામાં સંપૂર્ણ અનુકૂળ છે. આ ઉપરથી આ અહંકારરૂપ રસની ગતિનો મર્મ ભાલતિલકરૂપ છે.

दश अवतार विष्णु के घरे जेही, अणीअग्रेव तन सकल सबेही;
कोहुके पादुपाण कोहु पुछ मुखा, बिनहु अग्र अनी नहि तनरुखा. ॥७९॥

વિષ્ણુના જે દશ અવતારો થયા તે બધાનાં શરીર અણિ અગ્રવાળાં હોઈ કોઈને હાથપગ તો કોઈને મુખ તથા પુચ્છ હોઈ આમ કોઈ પણ દેહનો ચહેરો અણિઅગ્રવાળા અવયવો સિવાયનો છે જ નહિ.

शेष सकल स्त्रष्टही शिर धारु, याहीके पुछ फनी अनीही आकारु;
जीव लक्ष बावीश अपजाति, अनीअग्रेव तन सकल विजाति. ॥८०॥

સમસ્ત સૃષ્ટિને ધારણ કરનાર એવા જે શેષજી તેમના પુચ્છ તથા ફેણ અણિયાળાં છે. વળી બાવીસ લક્ષ જળચરજાતિના દરેકેદરેક ઘાટ વિધવિધ પ્રકારના હોવા છતાં તે દરેકનાં શરીર અણિઅગ્રરૂપ છે.

पंच चतुर कुल नाग नरेशु, मुछ पुछ अनीअग्र सरेशु;
पर्वत कुल अष्टांग अनुपा, भालतिलक अनीअग्र निरुपा. ॥८१॥

શેષનારાયણના કુળમાં વૃદ્ધિ પામેલા નવકુળ નાગ છે. આ બધાનાં મુછપુચ્છયુક્ત શરીર અણિ અગ્રવાળાં છે તથા સુંદર શોભાવાળા આઠે કુળના પર્વતો ભાલતિલકરૂપ અણિઅગ્રવાળા છે.

पशु पंखी ओरु कीट पतंगा, अनीअग्रेव तन सकल उतंगा;
कोहुकी चंच पर काहु करपादु, कोहु सींगपुछ अनीअग्र अनादु. ॥८२॥

પશુ, પક્ષી, કીટ અને પતંગ, આ બધી જાતિનાં શરીરો ઉત્તમ અણિ-અગ્રરૂપ છે. કોઈને ચાંચ અને પાંખ તથા કોઈને હાથ-પગ તો કોઈને શિંગડાં તથા પુચ્છ, આમ અનેક પ્રકારના ઘાટ હોવા છતાં આ બધાય અણિઅગ્રરૂપ છે.

रुद्रही बाण एकादश लिंगु, भालतिलक अनीअग्र उतंगु;
शक्ति कल संसार सरांनी, अणी अलंकार शिर पर निशांनी. ॥८६॥

રુદ્રનાં અગિયાર બાણ જે લિંગથી ઓળખાય છે તે ઉત્તમ અણિઅગ્રવાળાં હોઈ ભાલતિલકરૂપ દેખાય છે. આખાય સંસારના મહાકવિઓ જે સ્ત્રી જાતિનાં વખાણ કરી ગયા તેમણે જે જે અંગનાં વર્ણન કર્યાં તે તે અંગનિ નિશાનીઓ લક્ષમાં લઈ અલંકારપૂર્વક અણિઅગ્રરૂપે વર્ણવી છે.

भ्रगुटि नेन नासा अनीअग्रू, वेधे सकल कामी कुल नगरु;
देव सकलके देवल अवनिके, भालतिलकवत् अग्र अनीके. ॥८४॥

ભ્રુકુટિ, નેત્ર અને નાસિકા અણિઅગ્રરૂપ હોઈ તે સર્વ કામાંધ નુગરાઓનાં હૃદયને વીંધે છે. પૃથ્વી પરનાં સઘળાં દેવાલયો અણિઅગ્રવાળાં હોઈ ભાલતિલકરૂપ દેખાય છે.

शस्त्र सकल भहुविधि मतमतके, कीरखी राछ क्षत्री नरपतके,
अनीअग्रेव कर सकल धरनकु, तुप्त बंधु अनी करन धरनकु. ॥८५॥

ખેડૂતનાં રાચરચીલાં (ઓજારો) તથા ક્ષત્રિયો અને રાજાઓનાં વિધવિધ હથિયારો જેને તેઓ પોતાના બંધુ સમાન ગણી ખૂબ ખુશ થઈ હાથમાં ધારણ કરે છે, તે તે તમામ શસ્ત્રો અને ઓજારો અણિયાળા છે.

देव सकल शशी सुर उडघनही, अनीअग्रेव कीरणी सर्व तनही;
निगम चतुर चुर चुर स्वर सुरती, अणीअग्रेव व्याक्रण रुचा फुरती. ॥८६॥

સર્વ દેવલોકો તથા સૂર્ય, ચંદ્ર અને તારામંડળ, આ બધાઓનાં શરીરોમાંથી

અણિઅગ્રરૂપ કિરણો નીકળે છે. બ્રહ્માજીએ નિજવસ્તુની શોધખોળ કરવા પ્રણવના ચૂરેચૂરા કરી શ્રુતિરૂપે ચાર વેદ રચ્યા છે. આ ચાર વેદ તથા વ્યાકરણ અને ઋચા (વેદમંત્રો)ની સ્ફુરણાનું સ્વરૂપ અણિઅગ્રવાળું છે.

प्रवण चाप रसना कर ठांनी, निगम बाण अणी कर्ण बेधांनी;
एही अभिप्राय कहेहु सुनो संतो, सकल जीव क्यौं भये अणितंतु. ॥८७॥

પ્રણવરૂપ ચાપ (મનુષ્ય) ને રસના એટલે જીહ્વારૂપ હાથમાં ગ્રહણ કરી નિગમરૂપ બાણને છોડતાં આ નિગમરૂપ બાણની અણીથી ભલભલાંના કાન વીંધાય છે. આ બધાય જીવોનાં શરીર અણિયાળાં કેમ થયાં તે વિષેનો અભિપ્રાય કહું છું તે, હે સંતજનો સાંભળો.

निज कैवलसे सकल जब भयेवु, अणिअग्रेव अंकुर उत्पयेवु;
अणी अंकुर आयेहु इतधरसे, फेरी अणी करत जावन उत घरसे. ॥८८॥

જ્યારે નિજ સકર્તા સત્‌કૈવલથી સર્વલોક ઉદ્‌ભવ્યા ત્યારે પ્રથમથી જ અણિઅગ્રરૂપે અંકુરો ઉત્પન્ન થયાં છે. આમ, પ્રથમથી જ અણિઅગ્રરૂપે તે ઘેરથી આ બધાંય અંકુરો આ બાજુ આવ્યાં છે. જ્યારે ફરી પાછાં આ અંકુરો અણિઅગ્રરૂપ થશે ત્યારે તે નિજઘર પ્રાપ્ત કરી શકશો.

विश्व सकल तन सर्व आणी आसे; निज चैतनगत सेहेज प्रकाशे;
कैवलपद सरभर उस देशा, भयेहु अग्र तांही करन प्रवेशा. ॥८९॥

ચૌદલોકનાં શરીરો આશયયુક્ત અણિઅગ્રરૂપ હોઈ નિજ ચૈતન્યની ગતિ આ અંકુરમાં આવી ત્યારે અંકુરમાં રહેલા આશયનો પ્રકાશ થયો. કૈવલના પદરૂપ વ્યાપક બ્રહ્મમાં સર્વત્ર રચાયેલા અંકુરરૂપ ઘાટોમાં ચૈતન્ય અંશોએ પ્રવેશ કર્યો.

ज्यौं नरपतद्वारेही सर्व दीना, जोडही पाण अणिअग्र आधीना;
त्यौं कैवल नरपतही जीवनकु, अणीअग्रेव स्तुति सर्व तनकु. ॥९०॥

જેમ રાજાના દ્વારે સર્વ લોક અણિઅગ્રવત્ બંને હાથ જોડી દીનતાપૂર્વક આધીન થઈને ઊભા રહે છે તેમ ચૌદલોકની આદ્ય લઈ અનંત મહીમંડઈંડનાં નૃપતિરૂપ સકર્તા સત્‌કૈવલ હોઈ આ બધાય તબક્કાઓમાં જીવમાત્ર અણિઅગ્રરૂપે સ્તુતિ કરતા હોય તેમ વસેલા છે.

जेसेही भोमी सजड सन्लारी, गडत खील अणीअग्र आकारी.
यौं कैवलहि पोमी परिपुरा, गडत आस जीव अणीअंकुरा. ॥९१॥

જેમ સજ્જડ પૃથ્વીમાં અણિયાળો ખીલો હોય તો જ જઈ શકે છે તેવી જ રીતે કૈવલરૂપ પરિપૂર્ણ ભૂમિમાં જીવ આશયયુક્ત અણિયાળા અંકુર વડે ખીલાની માફક પ્રવેશી

શકે છે.

आपही आप गडही नहि कीला, त्यौं जीव मोक्षही लहत नएकीला;
गाडेहु कील पुरुष जमी गडही, यौं सतगुरुमें कैवल जीव भडही. ॥९२॥

જેમ ખીલો પોતાની મેળે કોઈ વસ્તુમાં પ્રવેશી શકતો નથી તેમ જીવ એકલો મોક્ષ મેળવી શકતો નથી; પરંતુ કોઈ પુરુષ જમીનમાં ખીલો ઘાલે તો જરૂર જઈ શકે છે તેમ જીવને સત્‌ગુરુ કૈવલ સાથે ભેટો કરાવી શકે છે.

ताहीते सकल सतगुरु करो खोजा, बिनहु मोक्ष वृथा क्यौं खुवोरोजा;
हो सतगुरु साम्रथ जगमांही, तेहु तोलना सरभर कोहु नांही. ॥९६॥

હે અંશો ! ઉપર કહ્યા મુજબ વૃથા દિવસો ગુમાવ્યા સિવાય જો મોક્ષ મેળવવાની ઈચ્છા હોય તો સદ્‌ગુરુની ખોજ કરો. જેની તુલના ન થઈ શકે એવા સમર્થ સદ્‌ગુરુ હયાત છે તો પછી મુંઝવણ શાની હોય !

कैवल पद अदबद अजमाली, पावतही जेही गुरु करत दलाली;
कैवलपद सद्‌गुरु नहि भीनु, सलंगसुतर सरभर लोलीनु. ॥९४॥

કૈવલ અને પદરૂપ ભગવાન કરુણાસાગર અદબદ હોઈ ગુપ્ત રહેલા છે; આમ છે છતાં ગુરુરૂપ દલાલ કરો તો પ્રાપ્ત કરી શકાશે. વળી કૈવલ અને પદરૂપ સદ્‌ગુરુ સરભર, લોલીન, (તલ્લીન એકાકાર) સળંગસૂત્રવત્ હોઈ ભિન્ન નથી; તેમ જ,

एकमेक अद्वैत गमगतही, मीले सदगुरु कैवलपद पतही;
कैवलपद् करुणामय रहेउ, अणीअग्रेव सर्व भव उतपयेउ. ॥९५॥

સકર્તા સત્‌કૈવલ અને પરમગુરુ એકમેક હોઈ ગમગતિએ તેઓ અદ્વૈત છે; પણ સત્‌ગુરુ મળશે ત્યારે જ કૈવલપદ પ્રાપ્ત થશે. આ કૈવલપદ કરૂણામય હોઈ તેનાથી જ આ બધુંય જગત અણિઅગ્રવત્ ઉત્પન્ન થયેલું છે.

भालतिलक चिंन सब तनु जाये, सकल जीव चरअचर जनाये;
निज चैतन देह आद अविकारु, तिलक भाल तन सब उर धारु. ॥९६॥

ચરાચર જીવમાત્ર જે દેખાય છે તે ભાલતિલકરૂપ ચિન્હયુક્ત દેહવાળા જન્મ પામેલા છે. ભાલતિલકયુક્ત જે દેહ જન્મ પામ્યો છે તે પ્રથમથી જ વિકાર રહિત હોઈ નિજ ચૈતન્યે પોતામાં ધારણ કર્યો છે.

एही परकार सार सर्व खोजु, अणीअग्रेव तनु सकल सरोजु;
याही अनुभव पंडित मम संतु, खटदर्शनं सुनो भेख अनंतु. ॥९७॥

આ પ્રમાણે ખોજ કરીને જોતાં સર્વમાં સારરૂપ એ જણાયું કે જગત ભરનાં સર્વ

શરીરો કમલવત્ અણિઅગ્રવાળા છે. ખટદર્શનના ભેખની આદ્ય લઈ હે અનંત ભેખધારી પંડિતો અને મારા સંતજનો ! ઉપરના અનુભવ પ્રમાણે ખોજ કરીને જોજો.

तिलकभाल हम जबी निरमावा, सकल जीव आसेही भरपावा;
असंख्य लोक गति कीयेहु नमेरा, तिलक भाल चकवेपति मेरा. ॥९८॥

ભગવાન અનંત ભેખની આદ્ય લઈ ખટદર્શન વગેરે ભેખધારીઓને ઉદ્દેશી કહે છે કે આ મારું ભાલતિલક ચકવેપતિ છે અને સર્વ જીવો ભાલતિલકરૂપ સંપૂર્ણ આશયયુક્ત નિર્માણ કરેલા છે; અર્થાત્ અંકુરરૂપ સર્વ જીવોની જે રચના થઈ છે તે જ સાક્ષાત્ ભાલતિલકરૂપ છે. આમ છે છતાં ચૌદલોકમાં વસતા સર્વ લોકો નિર્દય નુગરા હોઈ મારા આ અણિયાળા અંકુરરૂપ ભાલતિલકની ગતિને ઓળખી શક્યા નથી.

ओर सकल करतव उपजुगती, तिलकभालगत विनु नहि मुक्ति;
भालतिलक लक्ष निजपद पाहु, आये जेही गति इत वाही गति जाहु. ॥९९॥

આ બાજુના સર્વલોકોએ જે તિલક ઉપજાવી કાઢ્યાં છે તે કૃત્રિમ હોઈ ઉપલક છે પણ ભાલતિલક સિવાય જીવ માત્રની મુક્તિ કદી થશે નહિ; કારણ કે પરમપદે પહોંચાડવાવાળો ભાલતિલકરૂપ જે નિજલક્ષ તેજ જે ઘેરથી જે ગતિએ આવ્યા તેજ ગતિએ તેજ ઘેર લઈ જનાર છે.

द्वैतरमण नाम रूप गुण वेशा, आवन जावन अणीअग्र प्रवेशा;
निज चैतन तन कछु ना सहावे, जेही चैतन जड द्रष्ट ना आवे. ॥१००॥

હે શુદ્ધ સમજબુદ્ધિવાળા વિદ્વાનો ! હું કહું છું તે સાંભળો ! નામ, રૂપ અને ગુણવાળો વેશ દ્વૈતરમણ કરાવનારો હોઈ આ બાજુ અને તે બાજુ પ્રવેશ કરાવનાર અણિઅગ્રરૂપ અંકુર જ છે. જેને હું નિજ ચૈતન્ય કહું છું તેમાં આમાંનું કંઈ જ નથી અને રહી શકે તેમ પણ નથી. આ કારણને લીધે ભૌતિક શરીરના ઘાટવાળી જડ દૃષ્ટિમાં આ ચૈતન્ય આવી શકતો નથી. આ ન્યાયે ચૈતન્ય સંબંધી ધ્યાનપૂર્વક જોવા શ્રમ કરવો તે વ્યર્થ છે.

सोही चहीतन जबी भये दशरुपा, तिलक भालवत् सकल सरुपा;
निज चैतनके तिलक सर्व देहु, सोही नमुने हम कीये उपलेहु. ॥१०१॥

જ્યારે ચૈતન્યે અણિઅગ્રરૂપ ટોપી પહેરી લીધી ત્યારે આ ટોપીયુક્ત ચૈતન્ય દશ્યરૂપ થયો. આ દશ્યરૂપ થવું એ જ ભાલતિલકનું સાક્ષાત્ સ્વરૂપ છે. અર્થાત્ નિજચૈતન્યના જે તિલકરૂપ દેહ રચાયા તે જ નમૂના મુજબ મારા કાયમ પંથીઓ માટે આ બહારનું ભાલતિલક નિર્માણ કરેલું છે, માટે બહારના ભાલતિલકના આ નમૂના મુજબ અંદર ખોજ કરીને જોજો.

याहीते सकल खोज कीयेहु निहोरा, तिलकभाल सबके शिर मोरा;
पंथ पक्ष जतमत ज्यौं त्यौं वेशा, खटदर्शन ओरु द्वादश भेषा. ॥१०२॥

ઉપર પ્રમાણે નિહાળીને ખોજપૂર્વક સર્વ લોક જોશો તો ભાલતિલકરૂપ મહોર (છાપ) સર્વના મસ્તકે અનાદિની છેજ એમ દેખાશે. આ અંદરના ખરા તિલકની જાણ બુઝાઈ ન જાય એમ સમજીને સર્વ ભગવતિજનોએ ઉપલક ભાલતિલક કરવું જોઈએ વળી ખટદર્શનની આદ્ય લઈ દ્વાદશ ભેખ તેમ જ સર્વ મતપંથના પક્ષાવલંબીઓએ પોતાના જતમત પક્ષ બાંધી જે જે તિલકના વેશ કર્યા છે તે તમામને માથે ભાલતિલક સરદારરૂપ હોઈ સર્વોપરી છે.

भालतिलक तीनुमांही सरदारा, करेहु लक्ष तनु आद्य विचारा;
निजपदलक्ष पक्ष नहि पाति, सोहीपद अटलही आद्य सनाती. ॥१०३॥

આ બધા મતપંથનાં સઘળાં તિલકોને માથે ભાલતિલક સરદારરૂપ છે. આ તિલકરૂપ લક્ષનું સ્વરૂપ આદ્યના વિચારરૂપ છે. આ પ્રમાણે નિજપદના લક્ષ રૂપ તિલક હોઈ એમાં કોઈ જાતનો પક્ષપાત નથી. આ નિજપદ અચળ, આદ્ય અને સનાતન છે.

पक्ष पंथ मत विविधी विचारा, द्वैतभाव ओरल्या उपचारा;
सोही मम सकल नकलवत वेशा, तिलकभाल उपचार विशेषा. ॥१०४॥

પંથના પક્ષવાળા મતાવલંબીઓએ દ્વૈતભાવવાળા વિધવિધ વિચારો કરી આ બાજુના ઓરલા ઉપચારો ઉપજાવી કાઢી ખરા તિલકના અભાવે તિલકની કૃત્રિમ નકલો કરી છે. આ બધાંય તિલકોથી મારા ભાલતિલકના ઉપચાર વિષેની ગતિ વિશેષ હોઈ શ્રેષ્ઠ છે.

जेही उपचार आद्य अनुसुता, तेही उपचार सकल संजुक्ता;
निज उपचार सार तन देही, भालतिलक वत सर्व सजेही. ॥१०५॥

આ તિલકરૂપ ઉપચાર આદિ વસ્તુરૂપ મુદ્દાની સાથે અનુસ્યુત હોઈ સર્વ અંશો સંયુક્ત રહ્યા છે. આ નિજ ઉપચારના સારરૂપ જે દેહ તેનું સજાવટ સ્વરૂપ ભાલ તિલકવત્ છે.

पसरण पुष्ट संकीरण संखेतु, भालतिलक दोनु अग्र सहेतु;
ताहीते तिलक हम भाल भविता, ताही के आकार सकल तन केता. ॥१०६॥

જ્યારે આ ભાલતિલકરૂપ અંકુરોનો પ્રસારો થાય છે ત્યારે પુષ્ટિ પામેલા દેખાય છે; અને આ પુષ્ટિ પામેલો પ્રસારો સંકુચિત થાય ત્યારે સંકેત એટલે પ્રથમથી કરેલી ગોઠવણ મુજબ અંકુરરૂપે રહે છે. આમ, આ પ્રસારો અને સંકીર્ણ સંકેત આ બંનેનો હેતુ અણિઅગ્રરૂપ હોઈ ભાલતિલકરૂપે છે; એટલા જ માટે કહું છું કે ભાલતિલકના આકાર મુજબ આ

બધાંય શરીરોની આકૃતિ રચાયેલી છે.

रची परपंच लखो न मत भुरी, आदि मम ज्ञान तिलक जुग मुरी;
ज्ञानदृष्टि जुवो सकल विलोकी, दिव्य दृष्टि करी लक्ष अलोकी. ॥१०७॥

પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે આ તિલક વિષે જે નિર્ણય કરી બતાવ્યો છે. તે પ્રપંચ નથી, કારણ કે મારું જ્ઞાન આદિ હોઈ તિલક એ જ જગતના મૂળરૂપે છે; માટે જ્ઞાનદષ્ટિથી સર્વ વિલોકન કરીને જોશો તો આ તિલકરૂપ અલૌકિક લક્ષ દિવ્ય દષ્ટિ કરાવનારો છે એમ સમજાયા સિવાય રહેશે નહિ, માટે સ્વાનુભવ કરી જોશો.

द्रष्ट अलोक आत्म अनुभवकी, सोही गति लहत लोक वित्त सवकी;
याही निज द्रष्ट लक्ष मम न्यालो, भालतिलक पख वदित विशालो.॥१०८॥

જે ભગવતિજનની આત્મ-અનુભવથી અલૌકિક દષ્ટિ થાય તે આ દિવ્ય દષ્ટિની ગતિ વડે સર્વલોકના વિત્તને સમજી શકે છે. આ દિવ્યદષ્ટિથી મારા ભાલતિલકરૂપ વિશાળ લક્ષને નિહાળીને જોશો તો યથાયોગ્ય સમજાશે. ચર્મચક્ષુવાળા આ અનુભવ મેળવવા હરીફાઈ કરી શકશે નહિ.

अणि अलंकार सकल तन धजही, ताहीते तिलकभाल भवदिगवजही;
अहो मम सज्जनसंत सुनो सरही, तिलकभाल जाहर जुग धरही. ॥१०९॥

ધ્વજારૂપ અણિઅગ્રવાળો અલંકાર છે અને એવાં ભાલતિલકરૂપ શરીરો સર્વ અંશને પ્રાપ્ત થયેલાં હોઈ સર્વલોકમાં દિગ્વિજય કરાવે છે. અહો ! હે મારા સંતસજ્જનો ! આ મારું ભાલતિલક જગતભરમાં જીત મેળવનાર હોઈ તમો તેને જગજાહેર મસ્તકે ધારણ કરજો.

तिलकभाल सो नवीन नहि नुगता, आद्य अंत तन प्रसंग संजुक्ता;
सकलजीव मम पद पक्ष दक्षु, तिलकभाल अनी सब शिर लक्षु. ॥११०॥

હે સંતજનો ! આ મારું ભાલતિલક તે નવીન નુકતો છે એમ માનશો નહિ કારણ કે આદિથી અંત સુધી તે શરીરની સાથે જોડાયેલું છે જ. આ અણિયાળા તિલકરૂપ જે લક્ષ તે સર્વમાં શ્રેષ્ઠ હોઈ મારા પક્ષના બધાય જીવને આ ભાલતિલકરૂપ દિક્ષા આપેલી છે.

निज कैवलपदके जीव अंशा, भालतिलकके उपासीक हंसा;
जब कैवलपदसे द्वैत पावा, भालतिलक अंक वहांसे गति लावा. ॥१११॥

જ્યારથી જીવ તથા અંશો નિજકૈવલપદથી સર્જાઈને દ્વૈત થવા પામ્યા ત્યારથી જ તે ભાલતિલકની ઉપાસનાવાળા હોઈ આ તિલકરૂપ અંકનો નમુનો ત્યાંથી જ લઈને આવ્યા છે.

सरजी स्त्रष्ट उत्कृष्ट तबनका, तिलकभाल सीक्का आद्य कैवलका;
निजकर्तार उपास जो करहो, तिलकभाल छापा उर धरहो. ।।११२।।

જ્યારે સકર્તા સત્‌કૈવલે ઉત્કૃષ્ટ સૃષ્ટિ સર્જી ત્યારે પ્રથમથી જ ભાલતિલકરૂપ સિક્કો મારેલો છે, માટે જો નિજ કિરતારની ઉપાસના કરવી હોય તો ભાલતિલકરૂપ છાપો તમારા ઉરમાં ધારણ કરજો.

ओर सकल उपासन वरता, अधिक विभूत देख कीये कर्ता;
ताहीके उपासक कर्तव शरीरा, निज चैतन नहि प्रसव परीरा. ।।११३।।

દેવતા આદિની અધિક વિભૂતિ જોઈ જે કર્તા તરીકે પદ સ્થાપ્યાં છે તે બધાંની ઉપાસના આ બાજુની હોઈ ઓરલી છે; કારણ કે કર્તા તરીકે જે પદ સ્થાપ્યાં છે તે પદરૂપ શરીરો કૃતરૂપ હોઈ તેમની ઉપાસના નિજ ચૈતન્યને લેશમાત્ર સ્પર્શતી નથી.

कर्तवके आप कर्तवही इष्ट थापा, कर्तवके जाप कर्तवहीके छापा;
कैवलपद सदचिद पर नेता, याही में नहि कोहु ताही पद वेता. ।।११४।।

જગત પોતે કૃતરૂપ છે અને જગત્‌ના સ્થાપેલા કર્તા તે પણ કૃતરૂપ છે. તેમની ઉપાસનાનો મંત્ર તે પણ કૃતરૂપ હોઈ તિલકનું છાપું કાઢ્યું તે પણ કૃતરૂપ છે. બ્રહ્માજીએ સચ્ચિદાનંદપદની સ્થાપના કરતાં નેતી પોકારી, જે નેતિનું સ્વરૂપ પારાવાર હોઈ પોતે સમજી શક્યા નહિ. જ્યાં બ્રહ્માજીની ગતિ પહોંચી નહિ તે પદરૂપ કૈવલને જાણનાર આ ચૌદ લોકમાં કોઈ વેત્તા નથી તો પછી ઉપાસનાની ખરી હકીકત આ બાજુ આવીને કોણ કહે ! આ ન્યાયે કોઈ સત્ય હકીકત કહેનાર મળ્યું નહિ એથી જ એમણે તિલક, મંત્ર અને ઉપાસના યુક્ત કર્તા કૃત્રિમ સ્થાપ્યા છે.

तब तीनु तिलक अलख क्यौं लखही, रचीपचीरहे हु प्रपंच कीच पखही;
तिलकभाल कैवल प्रीछ पदमी, धरही लेलाट पावही पद कदमी. ।।११५।।

એટલા જ માટે કૃત્રિમ તિલકથી અલખ નિયંતાનો લક્ષ કેવી રીતે મેળવી શકશો. આમ, અલખનો લક્ષ ન મેળવી શક્યા તેથી પ્રપંચરૂપ કીચથી ભરેલા પંથમાં રચીપચી રહેલા છે. અરે ! આ મારું ભાલતિલક તો સકર્તા સત્‌કૈવલનું ઓળખાણ કરાવવાવાળું હોઈ આ ભાલતિલકને તમારા લલાટ પર ધારણ કરો જેથી પરમપદની પ્રાપ્તિ થશે.

कैवलमोक्ष इच्छ जीनु भक्ति, धरही तिलक अणीअग्र संजुक्ति;
भालतिलक शिर जेही जन करही, सोही नमुने निजपद संचरही. ।।११६।।

કૈવલપદરૂપ મોક્ષ મેળવવાની ઇચ્છાયુક્ત ભક્તિ કરતા હોય તેમણે અણિ-અગ્ર સંયુક્ત ભાલતિલક કપાળે ધારણ કરવું. જે ભગવતિજન પોતાના શિરે ભાલતિલક ધારણ

કરશે તેજ ભગવતિજન આ તિલકના નમૂના વડે નિજપદમાં સંચરી શકશે.

जो कोहु अरथ गुपत मत घेहेरु, लहत न मर्म रुठ बुद्ध वेरु;
करत सुरत अणीअग्र आकारा, समजत सकल अकल सुविचारा. ॥११७॥

જેની બુદ્ધિ બૂઠી થઈ ગઈ છે એવા બુદ્ધિના દુશ્મન આગળ ગુપ્ત અર્થવાળા ગહનઘેરા લક્ષનું વર્ણન કરું તો આ બુદ્ધિહીન આ મર્મને સમજી શકતા નથી. જ્યારે અક્કલના સુવિચારી પુરુષો સુરતાને અણિઅગ્રના આકારરૂપ કરે ત્યારે જ આ મારા ગુપ્ત મર્મને સમજી શકશે.

अणीअग्रेवलक्षतीलक सो भाला, मीटे भव फरन जो धरही सकाला;
तिलकभाल ओलखाण अगमकी, अणी अंकुर उत्पन्न जीव जनकी.॥११८॥

અણીઅગ્રરૂપ પરમ લક્ષ એજ ભાલતિલક હોઈ તેને જો કોઈ ભગવતિજન ધારણ કરશે તો કાળવશ થઈ ભવમાં ફેરા ફરવાના મટી જશે, વળી આ ભાલતિલક અગમ્ય પ્રદેશનું ઓળખાણ કરાવનાર છે, જેથી આ તિલક વડે અગમ્ય પ્રદેશની ઓળખાણ થતાં જીવમાત્રની ઉત્પત્તિ અણિઅગ્રરૂપ અંકુરમાંથી થઈ છે તે ત્યારે જ સમજી શકશે.

ओर छाप गुण इश ओरलांनी, तिलकभाल घर ठेठ निशांनी;
तिलकभाल तेहुते चक्रवर्ती, अनंत ब्रह्मांड द्वीप सत धरती. ॥११९॥

આ ભાલતિલક સિવાયની બીજી કૃત્રિમ તિલકની છાપો ગુણયુક્ત ઈશ્વરોની હોઈ આ બાજુની છે અને ભાલતિલક ઠેઠ નિજઘેર લઈ જવાવાળું હોઈ ઠેઠ ઘરની નિશાની છે. વળી સાતદ્વીપ અને અનંત બ્રહ્માંડમાં ભાલતિલક ચક્રવર્તી છે.

भालतिलक ओरु भजन कैवलका, जमजुथ कुल नहि डरप अमलका;
तिलकभाल अनुभव एही निरणु, महिमा अतुल गति काहा मम बरनुं. ॥१२०॥

કોઈ ભગવતિજન ભાલતિલકની ગતિ ઓળખી જો કૈવલકર્તાનું ભજન કરે તો તેને જમ ના (મૃત્યુના) જૂથ પૈકી કોઈના અમલનો ડર રહેશે નહિ. ભગવાન કહે છે કે ભાલતિલકના અનુભવ વિષેનો નિર્ણય આ પ્રમાણે છે. અરે ! આ તિલકનો મહિમા અતુલ હોઈ તેની મહદ્‌ગતિ વિષે હું શું વર્ણન કરું !

जाहीते संबंध निजपद अनुरागा, क्यौं न करही तेही तिलक अभागा;
निजपद लक्ष कैवल सद सोइ, ताहीते तिलकभाल कहेतु जे सोइ. ॥१२१॥

આ ભાલતિલકનો સંબંધ નિજપદની સાથે અનુરાગવાળો છે તો પછી, હે અભાગી ! આ ભાલતિલક કેમ કરતા નથી ! વળી જે-તે નિજપદનો લક્ષ કહું છું તે લક્ષ કૈવલના સત્યપદે પહોંચાડનારો છે; એટલા જ માટે મેં આ ભાલતિલકનું નિર્માણ કરેલું છે.

कहूं जीनु वरण तिलक रंग वेषा, रक्त श्वेत उभये अणी रेषा;

अब तुम संत सकल मम दासु, धरो एही तिलक निःशंक निश्वासु. ॥१२२॥

હે ભગવતિજનો ! કપાળે જ્યારે તિલક કરો ત્યારે આજુબાજુ શ્વેત ચંદનનું અને મધ્યભાગે લાલ કંકુનું અણિયાળું તિલક કરવું. આ પ્રમાણે ભાલતિલકને નિઃશંકપણે અહોરાત્રિ ધારણ કરીને રહેવું.

अति दृढ अडंग मते मस्ताने, फरो फंद फरक तरक जग जाने;

निडर निहंग सिंह सम साधु, रहो उत्कृष्ट सृष्टनही बाधु. ॥१२३॥

હે સિંહસમ મારા સાધુઓ ! આ તિલક સંબંધીનો મત નિશ્ચયાત્મક કરી અતિ દૃઢતાપૂર્વક તથા અડગ રહી સંસારના ફંદથી અલગ રહી ભય પામ્યા સિવાય આ પરમશ્રેષ્ઠ મતમાં મસ્તાન રહેજો. હે મારા સાધુજનો ! નિડર અને નિહંગ રહી જગતમાં ઉત્કૃષ્ટ ગતિએ રહેજો.

एही विधि विचरत नर ओरु नारी, सोही जन कैवलपद अधिकारी;

तेही अधिकार सार श्रुति अंतु, याहीते अधिक नहि पद परमंतु. ॥१२४॥

આ પ્રમાણેની સમજણવાળું ભાલતિલક ધારણ કરીને વિચરનાર સ્ત્રી વા પુરુષ કૈવલપદના અધિકારી છે. આ સારરૂપ અધિકારમાં શ્રુતિવચન વિરામ પામી જાય છે એટલે કે પ્રવેશ કરી શકતા નથી. વળી આથી વધારે અધિક કોઈ પરમપદ નથી.

## દોહા

एही निज तिलक निरुपण, खुद घरका शिरतोर;

तेही तजी ओरु तन अरपही, निज पतिनके अति चोर. ॥१२५॥

આ પ્રમાણે તિલકનું નિરૂપણ કરેલું હોઈ ખુદ સકર્તા સત્કૈવલના ઘરના તોરારૂપે છે. આ ઉત્તમ તિલકને તજી જેણે પોતાનું શરીર બીજા કૃત્રિમ તિલકને અર્પણ કર્યું છે તેઓ નિજ સકર્તાપતિના ચોર છે.

अचुत सचीत चीत विमलही, समल सजेहु जेही साज;

केहं कुवेर सो प्रभावनकी, सुनहु नारण गतिराज. ॥१२६॥

જ્યારે અચ્યુતરૂપે સકર્તા સતકૈવલની વિશેષ શક્તિ વ્યાપક થઈ ત્યારે તેમાંથી સમષ્ટિ શુદ્ધ ચિત્ત વડે વિરાટની સર્વ સામગ્રી રચાયેલી છે. બ્રહ્મના મહદ્ સમષ્ટિ અંતઃકરણ પૈકી આ ચિત્ત અગ્રગણ્ય હોઈ વિમળ છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે આ ચૌદ લોકનું સાજ અવળસવળ એકબીજામાં મળી સમલિતરૂપે રહેલું છે તે વિષેના પ્રભાવનું સંપૂર્ણ વર્ણન કરું છું તે હે નારણદાસ ! સાંભળ.

## અપૂર્ણ

તા.ક. પંચમ શ્વસંવેદમાં ૧૪ કંદ છે તેમાંથી કંદ ૨ અને ૩ છપાવ્યા છે બાકીના કંદ જોવાની ઇચ્છા રાખનારે સદર પ્રકાશનના પ્રકાશકે છપાવેલા પંચમ શ્વસંવેદનું પુસ્તક મંગાવીને જોઈ લેવું.

પ્રકાશક
મહંત શાન્તિદાસજી ગુરુ વિષ્ણુદાસજી
મુ. પોષ્ટ, ઉમરા, જિ. વાયા. સુરત.

# કાયમ પંથ ધર્મની ઉપાસના વિધિ

## અગાધ બોધમાંથી અંગ-૮૧

## -: વિજ્ઞાન સંપ્રદાય વિધિ વિષેનું વર્ણન :-

(સંત હરિજન તથા મહારાજોને જાણવા અને તદનુસાર વર્તવા તથા દર્શાવેલા લક્ષ મુજબ ધ્યાન ધરવા તેમ જ ખાસપૂજન કરવા માટે આ વિધિ "અગાધ બોધ" ગ્રંથમાંથી તૈયાર કરેલી છે માટે દરેક સંતહરિજને પાઠપૂજા તથા લક્ષ દર્શાવ્યા મુજબ ધ્યાન ધરવાનું છે.)

**मास मास एक मेला थावे, सब हरिजन दर्शनकु आवे;**
**करी सभा तव ज्ञानकचेरी, सन्मुख, चित्त रखिये नरनारी. ॥१॥**

જે સમય પર પરમવિશેષ પરમગુરુ ભગવાન કરુણાસાગર વિદ્યમાન હતા તે સમયની દરેકેદરેક પૂર્ણિમાએ મેળો ભરાતો હતો અને સર્વ હરિભક્તો દર્શનાર્થે આવતા હતા. અમો આવા પ્રસંગે સભારૂપી જ્ઞાનકચેરી ભરી સઘળા સ્ત્રી-પુરુષોને ઉદ્દેશી કહેતા હતા કે અમારી સન્મુખ ચિત્ત રાખી હું કહું છું તે સાંભળો.

**तेही मध्ये हम बेठे जाइ, गर्जन लागे सिंहगिराइ;**
**सुनो हरिजन जंबुद्वीपनके, दृढ भक्ति साचे तनमनके. ॥२॥**

આ જ્ઞાનકચેરીની જે સભા ભરાઈ તેની મધ્યે જઈ બેસીને સકર્તા તથા પરમતત્ત્વ સમજાવવા સિંહગર્જના સમ પ્રચંડ વેગપૂર્વક પરમગુરુ કહે છે કે, હે જંબુદ્વીપનિવાસી સંતો અને હરિજનો ! તનમનથી સાચી દૃઢ ભક્તિ રાખીને લક્ષપૂર્વક સાંભળો.

**चौद तबक दिव्य देव चेताये, बोहोरु हम अवनि पर आये;**
**द्वीप सप्त अवनिका सोइ, सबकु बोघ बतायो मोइ. ॥३॥**

જ્યારે મારા સકર્તાપતિએ મૃત્યુલોક આદિ સર્વલોકને લક્ષબોધ આપી શુદ્ધ જાગૃત કરવાને મને હુકમ કર્યો, ત્યારે ચૌદ તબક્કા ઉપર વસતા સર્વ દિવ્ય દેવતાઓને ચેતાવી તેમને જ્ઞાનબોધ આપ્યો; પછી હું આ પૃથ્વી ઉપર આવ્યો. આ પૃથ્વી ઉપર સાત દ્વીપ છે, તે દરેક દ્વીપમાં ફરી મેં લોકોને સકર્તા સંબંધી લક્ષ આપ્યો છે.

पंथ पक्ष मत सब सुनवाये, ज्ञान रहेशगति विविधी लखाये;
सो हकीकत तुमकु कही दीनु, द्वीप सप्त देवलोक सहीनु. ॥४॥

જે જે ભુવનોમાં વા દ્વીપોમાં કાયમપંથ ધર્મનો પ્રચાર કરેલો અને ત્યાં પંથ અને તેના પક્ષ સંબંધી જે મત તેમને મેં બતાવેલો તે તમોને સંભળાવ્યો છે. વળી પરમજ્ઞાન તથા રહેશ એટલે રહેણી અથવા પરમપદ ભોગવવાની દશા તેમ જ પરમગતિ વિષેની વિધવિધ પ્રકારે મેં સાત દ્વીપ અને ચૌદે લોકમાં જે વ્યાખ્યા કરી છે તે સઘળી હકીકત મેં તમોને અગાઉ કહી સંભળાવી છે.

अब सुनीयो जंबुके जनही, मम सन्मुख धरी सुरत समनही;
तेसेही तुमकु देहु बताइ, पंथ पक्षमत सकल शीखाइ. ॥५॥

હવે હે જંબુનિવાસી ભગવત્‌જનો ! મારી સન્મુખ અંતઃકરણપૂર્વક સુરતા ધરીને સાંભળો. જેવી રીતે સાત દ્વીપ તેમ જ ચૌદે લોકના દેવતાઓને ઉપદેશ કર્યો છે તેજ પ્રમાણે તમોને પરમપંથનો પક્ષ તથા તે સંબંધીનો જ્ઞાનમત સર્વ શીખવાડું છું.

सावधान थाओ जन ओरु संतु, कहुं जेही बोध लखाय नचंतु;
संप्रदाय धुनी धाम समेतु, मढी अखाड देखाडहु तेतु. ॥६॥

હે સંતો અને ભગવત્‌જનો ! સંપ્રદાય, ધૂણી, ધામ, મઢી તેમ જ અખાડો વગેરે દેખાડવા ચતુષ્ટય અંતઃકરણથી પર નિશ્ચિત પરમલક્ષબોધ જે કહું છું તે સાવધાન થઈને સાંભળો.

तिलक छाप कहुं भेखकी भाखी, जब देखो उरकी निज आंखी,
चामचक्षु देखन मत ओरु, पकर रहे करतव सब ठोरु. ॥७॥

ભાલતિલકના છાયારૂપ જે નિહંગ ભેખની રીતિ કહી બતાવું છું તે તમારા અંતરની આંખોએ લક્ષપૂર્વક જોજો. જો અંતરની આંખોએ નહિ જોતાં ઉપલક મર્મચક્ષુ વડે જોશો તો પ્રાકૃત પુરુષોએ પોતાના નામ પર જે જે કૃત્રિમ પંથો ચલાવ્યા છે તે તે ઠેર ઠેર જ્યાં જ્યાં જોશો ત્યાં ત્યાં દેખાશે; તેમાં મારો જે નિહંગ પ્રદેશનો આશય તમોને સમજાવવાનો છે તે જોઈ શકશો નહિ.

ज्ञानलक्ष कोहु नांही विचारा, सब वरने उपलेही वहेवारा,

चार पंथ ओरु बावन द्वारु, ए सब धरे देही नाम आकारु. ॥૮॥

હે ભગવત્‌જનો ! લક્ષજ્ઞાન મેળવવા સંબંધી કોઈએ વિચાર કર્યો નથી; કારણ કે બધાઓએ ઉપલક વહેવારનું જ વર્ણન કર્યું છે જુઓ, બાર પંથ અને બાવન દ્વાર ! આ બધાં જે નામ તે દેહરૂપ આકૃતિનાં હોઈ તેમનાં ઉપર વિશ્વાસ રખાયો છે.

रामानंद नेमानुज जेही, विष्णुसांम माधवाचार तेही,

देहीके नाम संप्रदा चारी, कोहु न कही निजतत्त्व विचारी. ॥૯॥

જુઓ ! રામાનુજ નેમાનુજ વિષ્ણુસ્વામી અને માધવાચાર્ય આ ચાર આચાર્યોના નામ ઉપરથી ચાર સંપ્રદાયના નામ પડેલાં છે અને કહેવાય છે કે એ ચારે નામ પરંપરાથી ચાલતા આવેલાં છે. અરે ! જ્યાં ભૌતિક દેહનાં નામ પૂજાતાં હોય ત્યાં નિજતત્ત્વનો વિચાર કોણ કરે ! અર્થાત્ કોઈએ કર્યો નથી.

तेसेही पण ओरु बावनद्वारु, सोभी कहे देही नाम आकारु,

देही तो सबकी गइ बिलाइ, नाम रह्यो सब जुगमें छाइ, ॥૧૦॥

તેવી જ રીતે જે બાવન દ્વાર છે તેમનાં નામ પણ દેહને સંબોધીને પાડેલાં છે. ભલા ! જોઈ શકશો કે કોઈનો પણ દેહ અમર રહ્યો નથી ! પણ દરેકે દરેકનો દેહ વિલસાઈ ગયો છે. માત્ર આખાય જગતમાં ફક્ત નામની છાયા રહેલી છે. આમ, છાયારૂપ નામ સિવાય કશુંય અસ્તિત્વ નથી.

नरे नाम क्यौं करी सरै काजु, बिनु परगट निज देह समाजु,

तो तेही पंथे क्यौं निस्तरही, नामी बिन कारज कुन करही. ॥૧૧॥

હે ભગવત્‌જન ! નર્યા એકલા જ નામે કાર્યની સિદ્ધિ કેમ કરીને થશે ! કારણ કે જે નામ પર વિશ્વાસ રાખ્યો છે તે નામને ધારણ કરે એવો જે પ્રગટ પ્રત્યક્ષ દેહ તે નથી, માત્ર નામ જ છે; તો પછી આમ માત્ર નામ ધારણ કરનાર પંથથી જન્મ-મરણનો નિસ્તાર કેમ કરીને આવશે ! વળી નામથી પર નામને ધારણ કરનાર જે નામી છે તે નહિ મેળવો તો કાર્યસિદ્ધિ કોણ કરશે ?

वळी कोइ हमकु कहे विचारी, देही तो नहि रहे अमर तुमारी,

तब तुमेरे पण पंथही एसे, आगलके थइ गये तीन जैसे. ॥૧૨॥

આ પ્રસંગે મને એક વાત ઉપસ્થિત થાય છે અને તે એ છે કે કોઈ વિચારવાન પુરુષ કદાચ મને કહે કે તમારો દેહ પણ અમર રહેશે નહિ. તો પછી તમારો પંથ અને આગળ થઈ ગયા તે બંનેમાં શું ફેર છે ?

तेमाटे हम कहत पोकारी, मेरा पंथ अगम अविकारी,

कहुं पंथनका नाम सुनाइ, नाम नामी जेहीं अखंड सदाइ. ॥१३॥

ઉપરની શંકાનું નિવારણ કરવા હું પોકાર કરીને કહું છું કે મારો પંથ વિકાર રહિત અગમ્ય છે. જે વિકાર રહિત અગમ્ય પંથ છે તે પંથનું નામ અને નામને ધારણ કરનાર જે નામી એ બંને સદા અખંડ હોઈ તે વિષે તમોને કહી સંભળાવું છું.

कायम पंथ हमारा कहाइ, कायम करता सदा रहाइ,

नाम रूप अविचल ममपंथा, सदा मोक्षपद कैवलकंथा. ॥१४॥

મારા પંથનું નામ કાયમપંથ છે અને તેના કર્તા કાયમ હોઈ સદા સદોદિત રહેલા છે. આમ, નામ, રૂપ અને પંથ, આ બધુંય અવિચળ છે. વળી, સદાને માટે મોક્ષ રૂપ જે પદ તેના ધણી સકર્તા સત્કૈવલ છે.

ऊपजे खपे न बिनसे धामु, सो पद मम पंथनके नामु,

ज्ञान संप्रदा ओरु मम केरी, जीनसे सब मीले चेराचेरी. ॥१५॥

સકર્તા સત્કૈવલનું ધામ ન ઉત્પન્ન થાય કે વિનાશકાળે ન ખપી જાય એવું અચળ પદ હોઈ આ પ્રમાણે મારા પંથનું નામ છે. વળી મારા સંપ્રદાયનું નામ જ્ઞાનસંપ્રદાય છે; તે જ્ઞાને કરીને અસંખ્ય લોકમાં જ્ઞાનવાદ ઉપસ્થિત થયેલો હોઈ અનેક દ્રવ્યોનું પૃથક્કરણ કરી જે ભાંગફોડ કરવામાં આવે છે તે જ્ઞાન વડે જ થાય છે. આ જ્ઞાન મૂળથી જ સ્થાવર જંગમ આદિ સર્વમાં વ્યાપક રહેલું છે. તેમાં સ્થાવર જાતિના ઘાટમાં જે ક્રિયા થાય છે તે ઘાટના યોગે સ્થિર ગુપ્ત થાય છે અને જંગમની ક્રિયા જંગમના ઘાટ પ્રમાણે ચલિત છે એટલે કે ચેષ્ટારૂપે પ્રગટ દેખાય છે. આમ, સ્થાવરજંગમ આદિ દરેકે દરેક ઘાટ પ્રમાણે ન્યૂનાધિક જે કંઈ વર્તમાન થાય છે તે બધાય ભિન્નભિન્ન વર્તમાનનું મૂળ જ્ઞાન હોઈ તેના સમુલ્લાસનું નામ જ્ઞાનસંપ્રદાય છે.

तब बाढ़े पंथनकी परजा, ज्ञानसंप्रदा जबीं हम बरजा,

अचल सदा सोइ ज्ञान रहावे, कोटी कलप जब जुग वीती जावे. ॥१६॥

જેમ જેમ પંથના પંથીઓ જ્ઞાનનો વધારો કરતા જાય તેમ તેમ પંથની પ્રજાનો પણ વધારો થતો જાય છે. આવા ચોરાશી લાખ પંથ છે તે પૈકી જે જે પંથ જ્ઞાનનો જમાવ કરતા ગયા તે તે લોકો આગળ વધતા ગયા છે. આ કારણને લીધે ગર્જના કરીને કહું છું કે સર્વોપરી સર્વશિર શ્રેષ્ઠ જ્ઞાનસંપ્રદાય છે કોઈનું નામ સંબોધીને યા પ્રાકૃત પુરુષને સંબોધીને એ નામ પાડ્યું નથી. માત્ર નિરાલંબ; નિર્વિકારી દુનિયાના સર્જનહારને સંબોધી જ્ઞાનસંપ્રદાયની સ્થાપના કરી છે. આ જ્ઞાન સદા સદોદિત અચળ છે; કરોડો કલ્પ વીતી

જાય તો પણ આ જ્ઞાનનો નાશ થતો નથી.

संप्रदाय मम एही द्रढाइ, सदा सदोदित आवे न जाइ;
मढी गगन धुनी निर्गुण सारा, कर्मकांड झरे काष्ट अपारा. ॥१७॥

આ પ્રમાણે આ ન્યાયે મારો આ જ્ઞાનવાન સંપ્રદાય દઢ કર્યો છે; અને એ સંપ્રદાય સદા સદોદિત દેદિપ્યમાન હોઈ તે કદી ન ઉત્પન્ન થાય કે ન નષ્ટ થાય, એટલે કે તે સદા અખંડજ છે. વળી મારી પરમમઢી તે દશે દિશામાં વ્યાપક રહેલું આકાશ હોઈ તેની અંદર મારી નિર્ગુણ ધૂણી આવેલી છે. આ નિર્ગુણ ધૂણીમાં ત્રિગુણાત્મક જગત માત્રના ઘાટનો ઠાઠ તૈયાર થાય છે અને તે ઊલટ થતાં એટલે કે પરમકારણ દેહના અંતર પ્રદેશમાં જતાં આ નિર્ગુણ ધૂણીમાં ઘાટ માત્રનાં કર્મકાંડ બળીને ભસ્મીભૂત થાય છે; જેથી કરી અંશ વિશુદ્ધ, અતિ નિર્મળ થતો હોઈ તે સકર્તાપતિના ધામમાં પહોંચી શકે છે.

देखो एही मम मढी ओरू धुनी, सदा विदेही तपे उनमुनी;
मढी अविचल बिनसे नहि शुन्या, धुनी निरगुन चेतनपद पुन्या. ॥१८॥

અહો ! હે કાયમપંથીઓ ! જુઓ તો ખરા ! કેટલી સુંદર મારી મઢી તેમ જ ધૂણી છે. સદા વિદેહદશામાં અખંડ ઉન્મુની તપી રહેલી હોઈ કોઈ જાતનો તેમાં વિનાશ નથી. માત્ર શૂન્યરૂપ હોઈ આ મઢી અવિચળ છે. વળી નિર્ગુણ ધૂણી સદા ચૈતન્યના સ્પર્શે કરી અખંડ પવિત્ર છે.

ते माटे अविचल मढी धूनीयां, ज्ञानचक्षु जोइ सारही कढीयां;
मुक्तद्वार हमेरा हे सोइ, बड़े बड़े महाजन गये तांहां होइ. ॥१९॥

હે કાયમપંથીઓ ! આ મઢી અને ધૂણી જ્ઞાનચક્ષુથી જોઈ તે વડે સાર કાઢી નિશ્ચય કર્યો છે કે એ બંને અવિચળ છે. વળી મારા દ્વારનું નામ મુક્તદ્વાર છે, જે દ્વારમાં મહાન મોટા મોટા મહાપુરુષો થઈ ગયેલા છે.

जीव सकल संशे बंध पाशा, सब कोई चाहत मुक्त की आशा;
मुक्तद्वार ताते हमकीना, सो द्वारा कुनहु नहि चीना. ॥२०॥

સંસારભરના જીવમાત્ર સંશયની પાશજાળથી બંધાયેલા છે, તે પાશજાળમાંથી છૂટવા જીવ માત્ર પરમમુક્તિની આશા સેવે છે. આ તેમની આશા પાર પડે એટલા માટે હમોએ મુક્તદ્વાર ખુલ્લે ખુલ્લું સમજાવ્યું છે; પણ આ મારું મુક્તદ્વાર કોઈ ચીનીને જાણી શક્યા નથી; કારણ કે,

सब कोइ तो लहे मुक्तही चारु, सो सब बंधन अंग आकारु;
इम कीना जेही मुक्तही द्वारा, सो मुक्ते चैतन किरतारा. ॥२१॥

હે જાણકાર અંશ ! આ બાજુનો સર્વ સંસાર મુક્તિ ચાર પ્રકારની જાણે છે, અને તે ચારે મુક્તિ વિષ્ણુના અંગતભૂત શરીરને સંબોધી વર્ણવેલી છે; અર્થાત્ આ મુક્તિઓ વિષ્ણુના અંગની આધીનતા સેવે છે. એથી જ હું જે મુક્તદ્વાર કહી ગયો છું તેમાં અને આ મુક્તિમાં જમીન આસ્માન જેટલો ફરક રહેલો છે. સાયોજ્ય, સાલોક્ય, સામીપ્ય અને સાંનિધ્ય આદિ મુક્તિઓ વિષ્ણુ આદિ ગુણની અપેક્ષા રાખે છે, ત્યારે આ પરમ દ્વારરૂપ મુક્તિ વિષ્ણુ આદિથી લઈ ગુણપર્યંતથી છોડાવનારી હોઈ એ મુક્તિ દ્વારા ચૈતન્ય ગુણો આદિથી નિરાળો થઈ કિરતારને ભેટે છે.

चार मुक्तके दाता जेही, सो चैतन करता होये तेही;
ऐसा द्वारही मुक्त हमारा, सुनो सब संत हरिजन सारा. ॥२२॥

હે સંતો અને હરિજનો ! આ ચારે મુક્તિના દાતાર અને કર્તા ચૈતન્ય છે. જુઓ તો ખરા ! ચૈતન્ય અંશમાં કેટલી અદ્‌ભુત શક્તિ રહેલી છે ! આ ચાર મુક્તિ તો ચૈતન્યનું કૃત છે. આ કૃતના કર્તા ચૈતન્ય છે. આ કૃતિથી એટલે કે આ ચાર પ્રકારની મુક્તિના વહેમથી ચૈતન્ય મુક્ત થાય ત્યારે ચૈતન્ય અંશ સ્વરૂપે થાય. આમ, સ્વસ્વરૂપે થવું એનું નામ મુક્તદ્વાર છે.

## તિલક નિરૂપણ

तिलक भेखकी अब समजावुं, संशे रहेनन पावे कावु;
तिलकभाल भव तनकु वेधे,अणिअग्रेव कालज क्रम छेदे. ॥२३॥

હવે ભેખને ધારણ કરવાના તિલકનો નિર્ણય સમજાવું છું. આ જે નિર્ણય કરું છું તેનાથી સંશય રહેશે નહિ અને જ્ઞાનની પ્રાપ્તિ થશે. વળી આ અણિવાળું ભાલતિલક ભવમાં આવેલાં શરીરોમાં રહેલી ઇંદ્રિયોની વાસનાને વીંધી નાખી તેની અણિ વડે કાળના ક્રમને છેદી નાખશે.

त्रधा त्रवेणी लेलाटही ज्योति, ए उपले आकार उद्योति;
अब कही देवु भीतर भल भेदु, तिलकभाल समजण गत वेदु. ॥२४॥

હે ભગવત્‌જન ! ઉપર જે તિલક દર્શાવ્યું છે તેની ઉપલક આકૃતિ જ્યોતિના જેવી હોઈ ભ્રૂકુટિથી ઉપરના ભાગમાં જે લલાટ આવેલું છે ત્યાં ત્રિવેણી ઉપર ત્રણ પાંખાવાળું ઉપર જતાં એક થાય તેવું અણિયાળુ ભાલતિલક કરવું. હવે આ તિલકનું સ્વરૂપ જે ઉપર વર્ણવ્યું તે બાહ્ય હોઈ શરીરની આભ્યંતર ભાલતિલકની ગતિનો ભેદ સુંદર રીતથી સમજાવું છું તે સાંભળો.

चंदासुर होय त्रिवेणी समंधा, जब प्रकृति स्वांत पाये धंधा;
नेन नासिका त्रिये तंत सारा, तब सुलजे निज लक्ष विचारा. ॥२५॥

પુરુષના ડાબા અંગે ચંદ્ર અને જમણા અંગે સૂર્ય વહે છે. આ બંને વહેણનો મેળાપ-સંયમ ભ્રુકુટિસ્થાને થાય છે; એટલે કે ચંદ્ર સૂર્યનો સંબંધ ભ્રૂકુટિસ્થાને એક થાય ત્યારે પ્રકૃતિ જે શરીરના સઘળા અંગભૂત અવયવોને ચંચળ કરનારી છે તે શાંતિ પામી જાય છે. જ્યારે પ્રકૃતિ શાંત થાય ત્યારે શરીરની બાહ્ય કર્મેન્દ્રિયો તેમ જ અભ્યંતર જ્ઞાનેન્દ્રિયો શાંતિ પામી ગઈ છે એમ જાણવું. આમ, ચંદ્રપ્રણવનો શાંત સ્વભાવ અને સૂર્યપ્રણવનો ઉગ્ર સ્વભાવ, આ બંને સ્વભાવ, હે સાધક ! તમારે સ્થિર કરવા. પછી નિજ-લક્ષનો વિચાર કરવા બે આંખ અને નાસિકાનો અગ્રભાગ, આ ત્રણેનું શરસંધાનની માફક એકીકરણ કરીને સ્થિર થતાં શીખશો તો નિજલક્ષની સૂલટ ગતિનો જે પરમ વિચાર છે તેનું તમોને આલોચન કરતાં આવડશે.

सोही त्रीये तन मीली तिलक ही भालु, त्रिकुटिमध्येकी योत्रधाविशालु;
अणी अग्र सोइ अणी निकासी, सरी बीच सो निज सुरत बिलासी ॥२६॥

બંને આંખોની દૃષ્ટિ નાસિકા ઉપર સ્થિર થતાં ભાલતિલકરૂપ આકૃતિ બંધાય છે. આ ત્રિધારું, અણિયાળી આકૃતિવાળું, વિશાળ ભાવને દર્શાવનારું ભાલતિલક ત્રિકુટીના મધ્ય ભાગે દયાળુ સર્જનહારે કરેલું હોઈ તેની અણિયાળી અગ્ર નિશાની કાઢી છે જેની વચમાં નિજ ચૈતન્યની સુરતાને અખંડ જ્ઞાનનો વિલાસ કરાવવા માટે પતિએ પ્રથમથી જ આ પ્રમાણેની ગોઠવણી કરેલી જ છે.

भीतर तिलक ज्ञान कही गतियां, सो नमुनो शिर धरे जतमतीयां;
सुनो मम संत सजनही समेतु, तिलक ज्ञान अरथ कीयो संकेतु. ॥२७॥

હે કાયમપંથના પ્રેમીલા સંતસજ્જનો ! તમારા સમક્ષ શરીરની અંદર રહેલા તિલકની જ્ઞાનગતિ કહી છે તે નમુનો તમારા મસ્તકના લલાટ ઉપર ધારણ કરજો અને સર્વાંગ શરીરે મન, કર્મ અને વચનને જતમત રાખી તમારી અંતરદશામાં રહેજો. આ પ્રમાણે આ તિલકના જ્ઞાનનો અર્થ પરમગુરુએ સંકેતરૂપે સંક્ષેપમાં કહ્યો છે.

## બાવનદ્વાર વિષેની સમજ

ओर सब भेखके द्वादश पंथा, संप्रदाय तीन सब शिर कंथा;
द्वार बावन तीनके पुनी ओरु, नामरूप उपली गत ठोरु. ॥२८॥

આ બાજુના ભેખધારીઓના પંથ બાર છે. તેમાં ચાર સંપ્રદાયને માથે ચાર ધણી છે.

તે દરેક ભેખ બાવન દ્વારને માને છે. આ બધાંય નામ ઉપલક ગતિનાં હોઈ ઘાટને ઉદ્દેશી ઠેકાણાબંધ પાડેલાં છે.

ते तेही पंथ द्वार पण मेरा, संप्रदाय एक एकपे अनेरा;
तीनु सब लक्ष बनावहु तंतु, सुरत धरी सुनो जन मम संतु. ॥२९॥

હે ભગવત્જન ! બીજા ભેખધારીઓમાં જે પંથ અને દ્વાર છે તે પ્રમાણે જ મારાં પણ પંથ અને દ્વાર છે તથા તે એકે એકથી જુદો મારો પણ સંપ્રદાય છે. હવે મારા પંથ વગેરે વિષેનો સ્પષ્ટ ખુલાસો કરી લક્ષ બતાવું છું તે. હે મારા સંતજનો ! સુરતા ધરીને સાંભળો.

द्वादश आंगुल श्वास सो पंथा, ओ सो हंग संप्रदाइ कंथा
द्वार कहुं बावन अब मेरे, भये द्वादश पंथनके चेरे. ॥३०॥

હે પરમપદના શોધક ચૈતન્ય અંશ ! હું જે ખુલાસો કરું છું તે લક્ષપૂર્વક ધ્યાનમાં રાખજો. નાસિકાના અગ્રભાગથી લઈ બ્રહ્મરૂધ્ર સુધી, એ વચ્ચેનો માર્ગ બાર આંગળના વિસ્તારવાળો છે. આ બાર આંગળ શ્વાસ જે વહન કરી રહ્યો છે, એ જ શ્વાસમાં તમારે નિરંતર ગમન કરવાનું છે, આ જ મારો ખરો પંથ છે. આ સંપ્રદાયના ધણી બે છે, એક ઓહંગ અને બીજો સોહંગ હોઈ આ બંને બાર આંગળ શ્વાસના ધણી છે. હવે હે સાધક ! મારા બાવન દ્વારનો વિસ્તાર સાંભળ. આ બાવન દ્વાર બાર આગળ વિસ્તારવાળો જે પંથ કહ્યો તે પંથના એ શિષ્યો છે,

द्वादश आंगुल पंथ सो श्वासा, बावन अक्षर द्वार विकासा;
श्वासा मठ मध्य शब्द देदारा, अक्षर बावनद्वार नीसारा. ॥३१॥

હે સાધક ! બાર આંગળના વિસ્તારવાળો જે પંથ છે તે શ્વાસરૂપ હોઈ તેમાંથી બાવન અક્ષરરૂપ દ્વારનો વિકાસ થાય છે એટલે કે શબ્દની ખીલાવટ થાય છે. વળી, આ શ્વાસરૂપી મઠની મધ્યમાં દરેક શબ્દનો દેદારરૂપ દેહ બંધાય છે. આ દેદારરૂપ બાવન અક્ષર આ દ્વાર દ્વારા બહાર નીકળે છે.

शब्द रमण बावन निजद्वारा, सो बावन अक्षर विस्तारा;
एही बावन द्वारा मम केरा, जीन समजे सुलजे उलजेरा. ॥३२॥

હે વિચારવાન સાધક ! શબ્દને રમણ કરવામાં આ પ્રમાણે નિજ પોતાના બાવન દ્વાર છે. આ બાવન અક્ષરનો વિસ્તાર આ પ્રમાણે થાય છે. આ પ્રમાણે આપણાં બાવન દ્વાર દ્વારા નીકળતાં બાવન અક્ષરોથી ઉલટસૂલટ સર્વ સમજ પડે છે.

संप्रदाय कहे पंथ सबेही, जीनु जाने जन होय बिदेही;
धाम क्षेत्र शाखा कहुं अबही, सुनो मम संत हरिजन सबही. ॥३३॥

હે નિવૃત્ત ચિત્તવાળા ! મેં સંપ્રદાય અને પંથ વિષે ઉપર પ્રમાણે જે ખુલાસો કર્યો છે તેને જો તમે જાણીને લક્ષમાં લેશો તો નિશ્ચયાત્મક કહું છું કે તમો વિદેહ દશા પ્રાપ્ત કરશો, હવે ધામ, ક્ષેત્ર અને શાખા વિષે ખુલાસો કરું છું તે, હે મારા સંત અને હરિજન ! લક્ષપૂર્વક સાંભળો.

## ધામ ક્ષેત્ર અને શાખા વિષે ખુલાસો

धाम कहे कैवल निज सोइ, ब्रह्मक्षेत्र ऊपजे सब कोइ;
लोक चतुरदश पंड ब्रह्मांडा, सप्तद्वीप भिन्न भिन्न महीखंडा. ॥३४॥

આપણું નિજધામ કેવલધામ હોઈ ક્ષેત્ર તે બ્રહ્મક્ષેત્ર છે. આ બ્રહ્મક્ષેત્રમાંથી પિંડબ્રહ્માંડથી લઈ ચૌદ લોક સુધીના સર્વ લોકો તેમ જ ભિન્ન ભિન્ન સાત દ્વીપની આદ્ય લઈ આ મહીમંડઈંડમાં અનેક ખંડ રચાયા છે. એકંદરે આ બધી અનેક દૃશ્ય-અદૃશ્ય પૃથ્વીઓ પરબ્રહ્મરૂપ ક્ષેત્રમાંથી ઉત્પન્ન થયેલી હોઈ તેમાં જ તેમનું નિવાસસ્થાન છે.

स्थावर जंगम विश्व विलासा, ब्रह्मथकी सब भये परकाशा;
गुन तीनु शक्ति ओरु ज्योति, ए सब ब्रह्मत्ये भये उद्योती. ॥३५॥

હે જિજ્ઞાસુ ! સ્થાવર જંગમની આદ્ય લઈ સમસ્ત વિશ્વનો વિલાસમાત્ર બ્રહ્મથી જ પ્રકાશ પામેલો છે. વળી ત્રિગુણની આદ્ય લઈ શક્તિ અને જ્યોતિનારાયણ, એ બધાંય ભુવનો બ્રહ્મથી જ પ્રકાશિત થયેલાં છે.

जीव सकल तन उत्पन्न जाते, ब्रह्मक्षेत्र हम कीना ताते;
शाखा सद् चिद् आनंद मेरी, बढ़ी बहु पेज गगन लीयो घेरी. ॥३६॥

સર્વ અંશનાં સુંદર શરીરો આ પ્રમાણે આ ક્ષેત્રમાંથી જ ઉત્પન્ન થયેલાં હોવાથી મેં એ ક્ષેત્રને બ્રહ્મક્ષેત્ર તરીકે નિશ્ચિત કરેલું છે. હે સાધક ! હવે શાખાનો પ્રકાશ કરું છું તે તું લક્ષમાં લેજે. જો, સચ્ચિદાનંદ એ મારી શાખા છે. આ સચ્ચિદાનંદ શાખાના પેચ (વળ) એટલા તો વધ્યા છે કે તેનાથી આખુંયે ગગન ઘેરાઈ રહેલું છે.

अचंत अखाडा अविगत गादी, तांहां बेठे निज पुरुष अनादि;
कहें कुवेर सुनो मम संतु, जीनके नहि हे आद्य ने अंतु. ॥३७॥
सारधार धन्य सेवक सभागी, कहें कुवेर रहे चरन मम लागी. ॥३८॥

હે શુદ્ધ બુદ્ધિવાળા સાધક ! હવે મારા અખાડા વિષેની સમજ આપું છું. જો મારો અચિંત્ય અખાડો છે અને તેમાં મારી અવિગત ગાદી છે. આ ગાદી ઉપર અનાદિ નિજ પરમપુરુષ સકર્તા સત્કૈવલ બેઠેલા છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, હે મારા સંત-

જનો ! આ ગાદી ઉપર બિરાજેલા પરમપુરુષને આદ્ય તેમ જ અંત લાગતાં નથી. જેને આદ્યઅંત લાગતાં નથી એવા પરમપુરુષ રૂપ મારા ચરણમાં જેને સારધાર તાલાવેલી લાગેલી છે એવા સદ્‌ભાગ્યશાળી સેવકને ધન્ય છે !

## સંત હરિજનની પ્રણિપતવિધિ અંગ-૮૨ મું.

दंडव्रतकी कहूं अब रीति, हरिजन संत मिलनकी नीति;
सतकैवल साहेब कहेना जनकु, सतसांम्रथ झीलना संतनकु. ॥१॥

હવે સંત અને હરિજન જે સમય પર મળે તે સમયે દંડવત્ કરવાની રીતિ કહું છું તે સાંભળો. જ્યારે હરિભક્ત સંતને મળે ત્યારે તેણે 'સત્‌કૈવલ સાહેબ કહીને તેમના પરત્વે નમન કરવું અને ત્યારે સંતમહાપુરુષે 'સતસામ્રથ' બોલીને આવતા નમસ્કાર ઝીલી લેવા.

ओरु हरिजन हरिजनका मीलना, सो भी कहुं बचन सजनके आधीनना;
सतकैवल परमातम कहेना, एकएकपे हलमली रंगभीना. ॥२॥

હવે કાયમપંથી હરિજનને જ્યારે હરિજન મળે, ત્યારે સામા મળનાર હરિજનને સજ્જનતાપૂર્વક અનન્ય ભાવ વડે 'સત્‌કૈવલ પરમાત્મા' કહેવું અને બંનેએ હળીમળીને આપણે નિજદેશના દેશી છીએ એમ માની જ્ઞાનસમજના રંગમાં રંગાઈને તલ્લીન રહેવું.

संत संतमिलनकी बांनी, सो भी पन कही देवुं निदानी;
अहो जय कैवलहंसा करही, सनमुख होइ अन्योअन्य ऊचरही. ॥३॥

નિદાન કહી દઉં છું કે જ્યારે સંતપુરુષને સંતપુરુષ મળે, ત્યારે કઈ વાણીનો ઉચ્ચાર કરવો તે સાંભળો. જ્યારે સંતને સામા સન્મુખ સંત મળે ત્યારે 'અહો ! જય કૈવલહંસા' એમ અન્યોઅન્ય કહેવું.

### સંતનું ગોત્ર.

नाद गोत्र मम कहीए जेही, नादे होय जन नादे देही;
द्वे परकार नाद सोइ बरनुं, सुनो हरिजन साधु धरी करनु. ॥४॥

હવે નાદ ગોત્ર વિષેનો ખુલાસો કરું છું તે સાંભળો જ્યારે ગુરુ ભગવત્‌જનના કર્ણદ્વારમાં અમૂલ્ય લક્ષનાદ સંભળાવે છે ત્યારે તે નાદ એ હરિજનના હૃદય કમળમાં જામે છે. પછી સર્વાંગે તે હરિજન નાદરૂપ લક્ષમાં રહે છે. આ નાદ બે પ્રકારનો છે, તે વિષે સ્પષ્ટ ખુલાસો કરું છું, તે હરિજન અને સાધુ સર્વ કર્ણ ધરીને સાંભળો.

प्रथम नादसे बिंदु होइ, बिंदुसे ऊपजे सब कोइ;
लक्षचोरासी जीवाजंतु, बिंदुत्ये प्रगटे सब तंतु, ॥५॥

પ્રથમ મહદ્ અવિગત આકાશમાંથી ગત આકાશ થયું. આ ગત આકાશ એજ નાદ હોઈ આ નાદથી બિંદુ ઉત્પન્ન થયેલું છે. આ બિંદુથી ચૌદલોક આદિ સમસ્ત જગતની ઉત્પત્તિ થાય છે. ચોરાશી લક્ષ પ્રકારના જીવજંતુનાં સર્વ શરીરો તથા તત્ત્વો માત્ર આ બિંદુથી પ્રગટ થયાં છે.

सो बिंदुनादे होय सबही, नादगोत्र हम कीना तबही;
ओर नाद गुरुमुखकीदिक्षा, लेइ उपदेश पंथ भये पक्षा. ॥६॥

આ બાજુના સર્વલોક નાદબિંદુથી થયા છે, એ કારણને લીધે સત્ય અને છેવટ પરિણામને બતાવનાર આ નાદગોત્ર છે એમ મેં કહ્યું છે વળી બીજો નાદ જે ગુરુના મુખમાંથી શબ્દરૂપ લક્ષ નીકળે છે તે છે. આ શબ્દરૂપ લક્ષનો નાદ લઈને સમસ્ત દુનિયામાં નિરનિરાળા પંથનો પક્ષાપક્ષી ભર્યો ચકચાર ચાલે છે.

खटदर्शन ओरु द्वादशभेखु, बंधे मत एकएकपे विशेखु;
सो सरवे गुरुनादेही भइया, नादगोत्र हम याते कहीया. ॥७॥

બાર પંથનો ભેખ અને છ દર્શન, આ બધાય મતના આદિ પ્રણેતાઓ એકબીજાથી અધિક શ્રેષ્ઠ મતનું વર્ણન કરી ગયા છે; પરંતુ એ બધાય ગુરુએ આપેલા નાદથી થયેલા છે. એટલા જ માટે મેં નાદગોત્રનું પ્રતિપાદન કર્યું છે.

## સંતને ઉપાસનામાં તલ્લીન રહેવાની વિધિ

अबके कहत उपासना बरनी, रहेश कलागत नारी नरनी;
गुरुके बोधवचन चित्त धरना, लक्ष आराधन अहोनिश करना. ॥८॥

હે ઉચ્ચ ભાવવાળા સંત ! તમારે માટે પરમ પદની પ્રાપ્તિ અર્થે ઉપાસનાની વિધિ તથા રહેશ એટલે અંતરપટમાં સ્થિર થવાની જે કળા છે તેની ગતિ પ્રાપ્ત થાય એવું કહું છું માટે, હે નરનારી ! સર્વ સાંભળજો. હે સ્ત્રી-પુરુષો ! હું તમોને જે ગુરુબોધ આપું છું તે બોધરૂપ વચનો ઉપર ચિત્ત ધરીને અહર્નિશ લક્ષનું આરાધન કરવું.

भोर भये प्रगटे जब भानु, सावधान थवुं करी अस्नानु;
आसन दृढ करी शमदम देहा, विश्वविलासहास तजी नेहा. ॥९॥

હે સાધક ! તું પોતે અંતરપટની પ્રાપ્તિ અર્થે ગુરુની રીઝ મેળવીને પછી ઉપાસનાનો ક્રમ ગોઠવજે. તે ક્રમ આ પ્રમાણે છે. પ્રથમ પ્રાતઃકાળે સૂર્યોદય થયે શૌચાદિ સ્નાનવિધિ

અવ્યક્ત અકર્તા બ્રહ્મમાં અજ્ઞાન દશાવાળા જગતની ઉત્પત્તિ થાય અને નાશ થાય એ બાબત ઘટતી નથી, કારણ કે જેમાં ઉત્પત્તિ અને પ્રલયની ઉપાધિ હોય તે મુક્ત લેખાય નહિ. છતાં જો આ પ્રમાણે માની લઈએ તો બ્રહ્મ બંધન યુક્ત વિકારવાળું ગણાય. તો પછી જગતમાં અને બ્રહ્મમાં ફેર દેખાતો નથી. આમ, તમારા કહ્યા પ્રમાણે તપાસતાં કંઈ પણ ન્યાય લાગતો નથી.

अबके जेही परी उत्तर, पुछहु एक अबाप;
अलंकार कीनने कीये, तिनके देहो जबाप. ॥३७॥

કર્તા બાપને નહિ માનનાર હે બ્રહ્મજ્ઞાનિઓ ! તમારા કરેલા પ્રશ્નના પ્રતિ ઉત્તરમાં પૂછું છું કે જગત માત્રના નામ, રૂપ અને ગુણવાળા અલંકારો કોના તરફથી કેવી રીતે થયેલા છે તેનો જવાબ આપો. કદાચ કહેશો કે નામરૂપ ગુણવાળા ઘાટ પ્રકૃતિથી થાય તો પુરુષની સહાયતા સિવાય એકલી પ્રકૃત્તિ કંઈ પણ કરી શકતી નથી. અગર તો કહેશો કે પુરુષ પ્રકૃતિ મળીને ઘાટ ઘડે છે, તો પુરુષને પ્રકૃતિની અપેક્ષા અને પ્રકૃતિને પુરુષની અપેક્ષા આમ પરસ્પર એકબીજાના સંબંધવાળાં શરીરો છે. નહિ તો અપેક્ષા કરત નહિ. જો આમ જ હોય તો પુરુષ પ્રકૃતિના શરીરોરૂપ અલંકારની રચના કોના તરફથી થઈ ? તમે કહેશો કે એ સિવાય ઈશ્વર છે અને તે આ બધા ઘાટ રચે છે, આમ કહેવું તે બ્રહ્મને લજ્જિત કરવા જેવું છે. કારણ કે આ વિકારવાળો ભાવ બ્રહ્મમાં નથી.

सेहेज उपजकी कहेण्यसे, ब्रह्मे लगे विकार;
तो निरगुणसे क्यौं बने, गुणके खेल अपार. ॥३८॥

એથી જ જગતની ઉત્પત્તિ સહેજા સહેજ થઈ છે એમ સાબિત કરવા કહેણીઓ કહેશો તો બ્રહ્મમાં ભરપૂર વિકાર ભરેલો છે એમ સાબિત થશે. વળી બ્રહ્મ નિર્ગુણ છે જેથી તેનાથી વિકાર ઉત્પન્ન થાય એ વાત માનવી મુશ્કેલ છે. ત્રણે કાળમાં જે કંઈ પણ ન કરી શકે એનું નામ નિર્ગુણ, એના કરતાં તો સગુણ ઘણું સારું હોઈ તેનાથી સુરમ્ય પારાવાર જગતરૂપ ખેલ રચાયો છે. આમાંથી શું સાચું માનવું અને શું ખોટું માનવું એ સમજવું કઠણ છે.

जो कहेसो ईश्वर कीये; ईशके को करनार;
अबके न्याय न लागही, बीन सत कीयें करतार. ॥३९॥

હે બ્રહ્મજ્ઞાનિઓ ! આ બાબતમાં જો એમ કહેશો કે આ બધું એ જગત ઈશ્વર રચે છે તો હું પૂછીશ કે એ ઈશ્વરનો કરનાર કોણ છે ? કારણ કે બ્રહ્મથી ઈશ્વર જુદો છે, એટલે તે ઈશ્વર નિરાકાર નથી એમ સાબિત થાય છે. કદાચ કહો કે તે ઈશ્વર નિરાકાર છે તો

આમ કહેવાથી બંને નિરાકારનો પરસ્પર અપવાદ ઊભો થાય છે. એટલે આ પ્રમાણે કહી શકો નહિ. ત્યારે ઈશ્વરરૂપ કોઈ પાત્ર જુદું છે. એમ કહો તો તે પાત્રની રચના કોણે કરી કે જેને તમો ઈશ્વર તરીકે કહો છો ? વળી જગત અને બ્રહ્મની વચ્ચે એક બીજો કાલ્પનિક ઈશ્વર ઊભો કરી કર્તા તરીકે સાબિત કરવો એ સત્યને ધકેલી મૂકવા જેવું છે. આમ, તમારા ધર્મનું તત્ત્વ તપાસતાં ન્યાય સિવાયનું બિન પાયાદાર દેખાય છે.

छांड हो सेहेज उपज मत., जीनसे बने न रंच;
बीन करता क्यौं करी हवे, विधविध भांतके संच. ॥४०॥

એટલા જ માટે જગતભરની ઉત્પત્તિ સહેજાસહેજ થઈ છે. એવા પ્રકારનો ખોટો મત જાહેર કરવાનું છોડી દો. કારણ કે તેનાથી રંચમાત્ર બની શકે તેમ નથી કેમ કે વિધવિધ પ્રકારે ભાત ભાતનાં શરીરોમાં ગોઠવાયેલા સંચકર્તા સિવાય કોણ કરી શકે તેમ છે ?

सेहेज उपज तांहां तो भलु, संकल्प ते होय सार;
परभारु पर भव करे, मही तो नहीं विकार ॥४१॥

આ સારરૂપ જગત સંકલ્પથી વિના પરિશ્રમે સહેજાસહેજ થયું છે એમ કહોતો શું ખોટું છે ? વળી કર્તા સંકલ્પ વડે આમ, બારોબાર (પરભાર્યું) જગત રચે છે, પણ જગતરૂપ રચનાનો વિકાર તેમના પોતાના મૂળ સ્વરૂપમાં જરાયે નથી.

तिनके कहु दृष्टांतही, जीनमें सकल उकेल;
ज्यौं कोई पुरुष बनावत, बाजीगर नट खेल. ॥४२॥

સકર્તા સત્‌કેવલ સંકલ્પ વડે પરભાર્યું જગત રચે છે તે વિષે એક દૃષ્ટાન્ત કહું છું જેમાં સર્વ ખુલાશો થશે જેમ કોઈ પુરુષ બાજીગરનો ખેલ રચે છે.

मंतर तंतर संकल्पे, सरप बिछु ओरु म्होर;
तिनकी आद्य विविधी विध्य, उपजावत वहु ओर. ॥४३॥

તે બાજીગરના ખેલમાં મંત્ર-તંત્ર વડે સર્પ વીછું અને મોરની આદ્ય લઈને વિધવિધ પ્રકારનો વિચિત્રતાવાળો ખેલ બાજીગર પોતે દૂર રહી સંકલ્પથી રચે છે.

पण आपाथी अलगही, सब विधि करे सफुर,
सरपु बिछु ओरु मोरके, जीनमें नहि अंकुर. ॥४४॥

તે બાજીગર પોતે અલગ રહી સર્વ પ્રકારે બાજી રચે છે. તે ખેલમાં ઉત્પન્ન કરેલા મોર વિંછુ અને સર્પ વગેરેના બાજીગરમાં આ અંકુર ન હતાં.

जो कहेसो तिनु जाणही, अंतर रही मोझार,
तिनसे बाजी बाहर, रचत विचार विचार. ॥४५॥

કદાચ કહેશો કે બાજીગરના અંતરમાં બાજી રચવાની જાણ હતી એથી જ કરી એણે વિચારી વિચારીને બહાર રચના કરેલી છે.

एहि विधि कहो तिनकी कहु, मेरी सुनो सुवाण,
खोड लगावत जाणकी, जो होय ब्रह्म अजाण. ॥४६॥

હે બ્રહ્મજ્ઞાનિઓ ! ઉપર કહ્યા પ્રમાણે તમે કહેતા હો તો તે વિષે હું સર્વોત્તમ વાણી બોલું છું તે સાંભળો, જેમ જેમ બાજીગર બાજીમાં ચિંતવનથી પોતાના અંતરનો ભાવ પ્રદિપ્ત કરતો ગયો તેમ તેમ બાજી રચાતી ગઈ તેવી જ રીતે જગતભરનો ખેલ ચિંતવ્યા સિવાય બની શકતો નથી. એ ન્યાયે બ્રહ્મ અજાણ હોઈ જાણપણાની ખામીવાળું છે. તો પછી આ જગતની રચના કોના ચિંતવનથી થયેલી છે ? વળી જે જેને જાણતો નથી અને જેની તેને કલ્પના પણ નથી તેના વિષે તે કંઈ પણ કરી શકતો નથી, તો પછી આ અજાણ બ્રહ્મથી જગતની રચના કેવી રીતે થઈ શકે ?

अजाणसे कछु ना बने, सुन्य समोवड सार,
निज पति क्रत्ता सजाणहे, सब विधि सरजनहार. ॥४७॥

- જાણ સિવાયના શુન્ય જેવા બ્રહ્મથી રેખ માત્ર પણ બની શકશે નહીં પણ નિજ સકર્તા પતિ સુજાણ જાણવાળા હોઈ સર્વ પ્રકારની રચના વિધિ પૂર્વક રચી શકે છે. એથી જ તે આ જગતના સર્જનહાર છે.

सृजे सुद्ध संकल्पनसे, ज्यौं कोई घाट बनार,
संकल्प वत हथियारसे, घडे सो बाहारोबार. ॥४८॥

જેમ કોઈ સોની પોતાના સંકલ્પ પ્રમાણે સુવર્ણના દાગીના બહારના હથિયાર વડે ઘડી બારોબાર તૈયાર કરે છે તેમ સકર્તા સત્‌કૈવલ પોતાના શુદ્ધ સંકલ્પ રૂપ હથિયાર વડે ચૌદલોક રૂપ જગતનાં પાત્રોના ઘાટ ઘડે છે.

त्यौं करता निज करतही, संकल्पके हथियार.
ज्ञाननके कर ग्रहीतव, उपजावत संसार. ॥४९॥

આ પ્રમાણે સકર્તા સત્‌કૈવલ નિજ કૃતરૂપ જગતની ઉત્પત્તિ કરવા સંકલ્પરૂપ હથિયારને જ્ઞાનરૂપ હાથ વડે ગ્રહણ કરીને સર્વ સંસારની ઉત્પત્તિ કરે છે.

तिनके संकल्प मिटनकु, तुमेरी कुन तगात,
ज्यौं रंके नरपतिनकी, लेत न बने जगात. ॥५०॥

જેમ નૃપતિની જગાત લેવાનું રંકને માટે મુશ્કેલ છે. તેમ આવા સમર્થ સત્‌કૈવલના શુદ્ધ સંકલ્પને મટાડવા; હે બ્રહ્મજ્ઞાનીઓ ! તમારી તાકાત કોણ માત્ર છે ?

जब तुमेरे ब्रह्म ज्ञानकी, पोंचन कर्ता हजुर,

ज्यौं मारुत बबुरायकी, रबकु लगे न धुर. ॥५१॥

જેમ વા વંટોળીયો ગમે તેટલો તોફાને ચઢી, જોઈએ તેટલી ધૂળ ઉડાડે તથાપિ તે સૂર્યને પહોંચતી નથી. તેવી જ રીતે સકર્તા સત્કૈવલની હજુરમાં હે બ્રહ્મજ્ઞાનિઓ ! તમારું બ્રહ્મજ્ઞાન કદી પણ પહોંચતું નથી.

त्यौं ब्रह्म ज्ञाने तेहुनके, संकल्प नहि दुराय,

नेंन मुदे तम तेहुनकु, रविको तेज न जाय. ॥५२॥

જેમ કોઈ આંખને બંધ કરે એટલે તેનાથી સૂર્ય જોઈ શકાતો નથી એથી કંઈ સૂર્યનું તેજ મટી ગયું છે ? એમ કહેવાય નહિ, તેવી જ રીતે 'અહં બ્રહ્માસ્મીવાળા કહે છે કે અમોને બ્રહ્મજ્ઞાન થયું છે એટલે અમો બ્રહ્મરૂપ છીએ; એમ માની બેઠા હોય તથાપિ પંચભૂતાદિ શરીરના ધર્મ પ્રમાણે ઉઠતા સંકલ્પ વિકલ્પ જરા પણ દૂર થઈ શકતા નથી. કદાચ કહે કે અમોને સંકલ્પ ઉઠતો નથી તો તે વાત માનવા જેવી નથી વળી નેત્ર બંધ થયાં અને અજવાળું ન જોયું તથા જગત ન દેખાયું એથી કાંઈ અજવાળાનો તથા જગતનો નાશ થયો છે એમ કહેવાય નહીં.

तेही विधि तुम नहि देखत, निज पतिके क्रतकोय,

ससोपति जाग्रत लही, मुदे नेंन निज ओय. ॥५३॥

સકર્તા પતિનું કૃત કોઈ બ્રહ્મજ્ઞાનીએ યથાર્થ દૃષ્ટિ નાખીને જોયું હોય એમ જણાતું નથી, કારણ કે જાગૃત અવસ્થામાં સુષુપ્તીવત્ દૃષ્ટિ નાખીને જોયું એટલે કે જાગ્રતરૂપ નેત્રો બંધ કરી સુષુપ્તિ અવસ્થારૂપ ભ્રાન્તિ વશ થઈને બ્રહ્મજ્ઞાનિઓ કહેવા લાગ્યા કે ત્રણે કાળમાં જગત સત્ય નથી.

पण जीनु लगे न देखही, ओरकु सब दरसंत,

जदपी जगे तो तेहुनकु, दरसे तंते तंत. ॥५४॥

વળી આંખો બંધ કરેલી હોય તેવા પ્રસંગે બીજું સર્વ જોઈ શક્યા નહીં, વળી પાછો આંખો ઉઘાડે અને જાગ્રત દશામાં રહી જાગીને જુએ તો જગતરૂપ સર્વ પદાર્થો જેમ છે તેમ તેવાને તેવા દેખાયા સિવાય રહેશે નહીં.

ससोपति तनु समझकी, तुमकु सुझ न कोय,

अरध मात्रीका सुपनकी, ससोपति निज सोय. ॥५५॥

હે બ્રહ્મજ્ઞાનિઓ ! તમો 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' એમ સુષુપ્તિ અવસ્થામાં બોલેલા છો. એટલે જ જગત વિષે સત્યવાતની સમજ તમોને પડેલી નથી. જ્યારે

સ્વપ્નાઅવસ્થાની અર્ધમાત્રા સુષુપ્તિ અવસ્થામાં લીન પામે છે. ત્યારે તે અવસ્થાને શુદ્ધ સુષુપ્તિ અવસ્થા લેખાય છે. તેવી અવસ્થામાં તમારી બાહ્યવૃત્તિ લીન પામી સુષુપ્તિ અવસ્થામાં તે વૃત્તિનો આભાસ પડ્યો છે. એથી જ શરીરની આધ્ય લઈને કોઈ પણ પદાર્થને તમો જોઈ શક્યા નથી એથી જ તે દશામાં જઈને જગત મિથ્યા છે એમ બોલેલા છો, પણ તે વૃત્તિરૂપ આભાસ પાછો જાગ્રત અવસ્થામાં પડે તો દુનિયાના તમામ પદાર્થ જેમ છે તેમ દેખાશે વળી અવસ્થાના ભેદે કરી ભિન્ન ભિન્ન ગતિવાળું જે કંઈ તત્ત્વ દેખાય છે, તે ઉપર નિશ્ચિયાત્મક વાત કરી શકાય નહીં, પણ નિજ જાણરૂપ ગતિથી યથાર્થ જોઈને તુલના કરવામાં ન આવે ત્યાં સુધી અવસ્થાના ભેદે ઘડી કાઢેલો વિષય દુરસ્ત દેખાય નહિ.

तिनकी पर तुरीया तन, जहां कछु दरस न तंत;
उनमुनि जागृत आदिने, ओरु निंद्राके अंत. ॥५६॥

સુષુપ્તિ અવસ્થાવાળા શરીરની પર તુરીયા અવસ્થારૂપ શરીર આવેલું છે; જેમાં નીચેની ત્રણે અવસ્થા પૈકી એકે અવસ્થાના પદાર્થો આદિ તત્ત્વો દેખાતા નથી. એવી તે તુરીયાઅવસ્થા છે તેના પર ઉન્મની અવસ્થા આવેલી છે અને તે અવસ્થા પાંચમા પરમ કારણ દેહમાં રહેલી છે. જાગ્રતની આદિમાં અને નિંદ્રાની છેવટે તે અવસ્થાનું ઘર આવેલું છે તે અવસ્થાનું બ્રહ્મજ્ઞાનિઓને રેખમાત્ર જ્ઞાન નથી.

एही अवस्ता त्रिये तणु, अनुचित अंग तुमेर;
उनमुनि तुरी ससोपति, मुदी आंख्य केहेर. ॥५७॥

સુષુપ્તિ, તુરીયા અને ઉન્મની આ ત્રણે અવસ્થારૂપ શરીરોની પરમ વિભુને યોગ્ય રીતે ઓળખ્યા સિવાય તથા તેનું જ્ઞાન મેળવ્યા સિવાય જે કંઈ કહ્યું છે તે આંખ મીંચીને બોલેલા છે.

तीनमे तुरी सो स्वांतकी, साक्षी करण समेट;
तांहां नहि समज परे तुम, मुदी आंख्य ते नेट. ॥५८॥

ચારે અંતઃકરણના સાક્ષી રૂપ તુરીયાવસ્થા જ્યારે શાંત થઈ જાય ત્યારે તે દશામાં કોઈ પણ પ્રકારની ભાગત્યાગની લક્ષણાઓ રહી શકતી નથી. તથા તે ઘરમાં કહેવરાવતા બ્રહ્મજ્ઞાનિઓને કિંચિત્ માત્ર સમજ પડતી નથી. એથી જ તે તે અવસ્થાની સમીપ જતાં જાણરૂપ આંખ બંધ કરી દીધી છે. અર્થાત્ તે અવસ્થાના મહાત્મ્યને જાણ્યા સિવાય બોલેલા છે.

मुदो आंख अंधेरके, सब विधि ज्ञान तुमार;
अंधके अनुभवनको, केसे होय निरधार. ॥५९॥

આંધળો જગતનો નિશ્ચયાત્મક અનુભવ કરી શકતો નથી. તેમ બ્રહ્મજ્ઞાનિઓનું જ્ઞાન જાણરૂપ આંખ સિવાયનું હોઈ સર્વ પ્રકારની વિધિથી આંધળું છે.

अंधे अंध अनाद्यके, ससोपति के ज्ञान;
नारी पुरुष बिन तत, जीनको क्या अवीलान. ॥६०॥

પાંચે અવસ્થા પૈકી સુષુપ્તિ અવસ્થા નિર્માલ્ય, નિઃસત્વરૂપ તથા વ્યંડળ રૂપ હોઈ નપુંસક છે અને તેજ અવસ્થાને બ્રહ્મજ્ઞાનીઓએ ઉત્તમ માનેલી હોઈ તેમાં જ ઘર કરીને બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' એમ બોલેલા છે. આવા અનાદિકાળથી ચાલતા આવેલા વેદાન્તના આંધળે આંધળા માર્ગમાં લક્ષાવધિ બ્રહ્મજ્ઞાનિઓ રોકાઈ રહેલા છે. વળી તે અવસ્થા નપુંસક હોવાથી તેમણે બ્રહ્મત્વ તે પણ નપુંસક નક્કી કર્યું છે. એ ઉપરથી બ્રહ્મ અકર્તા; નિષ્ક્રિય અને સંકલ્પ સિવાયનું અખંડ અમર છે એટલે બ્રહ્મ ન તો સ્ત્રી રૂપે ગણાય અને ન તો પુરુષરૂપે ગણાય. એવી હાલતવાળા બ્રહ્મને બ્રહ્મજ્ઞાનિઓએ અતિ શ્રેષ્ઠ પદવી આપી તેનું વંદન કરેલું છે.

जब तुम नरनारी मही, नहीं तो बिंदल समोय;
तुम पति पण तुम सारीखे, सुन्य सुसक वत ओय. ॥६१॥

જ્યારે તમો સત્વ સિવાયની સુષુપ્તિના સંગે કરી પુરુષ અને સ્ત્રી પૈકી એકેય નથી તો પછી વ્યંઢળ જેવા તમે હોઈ તમારા સિદ્ધાન્ત રૂપ પતિ બ્રહ્મને પણ અમારા જેવા હોઈ શુષ્ક શૂન્ય રૂપ છે એમ કહેવાને હરકત દેખાતી નથી.

उभयेकु आनंद नहि, पति पतनीको कोय;
अविलोकन मनको जीनु, अही रसनावत ओय. ॥६२॥

હે બ્રહ્મજ્ઞાનિઓ ! તમે પત્ની હોઈ બ્રહ્મ તમારો પતિ છે, પરંતુ બંને નપુંસક હોઈ તમો બંનેને પરસ્પર આનંદ ક્યાંથી હોય ! વળી તમારા મનથી બ્રહ્મ પરત્વે જે અવલોકન કરો છો તે જગતની કહેતી પ્રમાણે સાપ સાપને ઘેર જાય અને જીભ ચાટીને પાછો આવે તેના જેવું છે.

तब तुमेरे ब्रह्मज्ञानिको, सुन्यवत लगे सकारः
बोधक बोधन को जेही, सुणत कुण गमार. ॥६३॥

હે બ્રહ્મજ્ઞાનિઓ ! તમારા શિક્ષકરૂપ તમારું બ્રહ્મજ્ઞાન શુન્ય જેવું છે. એવો કોણ ગમાર હોય કે જે આવા પ્રકારનો બોધ કરનાર બોધકના જ્ઞાનને સાંભળે ?

आपे आप अचेतमे, दुसर विना कुण वेत;
चतुर लक्ष वेदांतकु, कथे सो कुनके हेत. ॥६४॥

જગતની આદ્ય લઈ તેમના સિવાય બીજા કોઈ વેત્તા નથી એમ માની બ્રહ્મજ્ઞાનિઓ પોતપોતાની મેળે સુષુપ્તિવત્ અચેત દશા ભોગવે છે, તો પછી વેદાન્તના ચાર લાખ શ્લોકો કોના હિતની ખાતર લખ્યા હશે ?

ज्यौं रणमे एकल जन, भुल गयेकु सेर;
और बिना उलटायके, लगवे कुन सुसेर. ॥६५॥

જેમ સહરા જેવા (મહાન) રણમાં રસ્તો ભુલા પડેલા વટેમાર્ગુને એવા પ્રસંગે બીજા સિવાય ઉલટાવીને ખરા માર્ગ ઉપર કોણ ચઢાવે ? તેવી જ રીતે તમારા અદ્વૈત બ્રહ્મ લક્ષમાં બીજો કોઈ નથી તો પછી વટેમાર્ગુના જેવું થતાં તમોને સત્ય માર્ગ ઉપર કોણ ચઢાવશે ?

ઈતિશ્રી અચરત સાગર ગ્રંથ કંદ ૫મો સમાપ્ત.

તા.ક. અચરત સાગર નિધિ ગ્રંથમાં કંદ ૧૨ છે, તેમાંથી કદ ૩, ૪, ૫ સુધી છાપ્યા છે. બાકીનાં સ્તુતિ, મંગળાચરણ અને કંદ ૧, ૨, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨ છાપ્યા નથી માટે જે છાપ્યા નથી તે જાણવાની ઈચ્છા રાખનાર ભગવતિજનોએ ભવ તિમિર ભાસ્કર નામનો ગ્રંથ મંગાવી તેમાં ગ્રંથ ૪થો છે તે જોઈ લેવો; જે સદર પુસ્તકના પ્રકાશકે છપાવેલો છે.

પ્રકાશક
મહંત શાન્તીદાસજી ગુરુ વિષ્ણુદાસજી
મુ.પો. ઉમરા જી. - વા. સુરત



# નવ બુધ વિસ્તાર દેખાવન સિધ્ધાંત. ૪૭ મો નિર્ણય

अबकी कहु नव बुधकी नरणीत, प्रणवीत जीनुं ज्यां लगही;
नरख परख करी जोवंता जीनुं, नीज नेननसे जगही. ॥११८॥

નવ પ્રકારની બુદ્ધિનો નિર્ણય કરૂં છું. તે જે જે બુદ્ધિનું જે જે પરિણામ જ્યાં જ્યાં સુધીનું છે તે નરખ પરખ એટલે જોઈને પરિક્ષા કરજો. જેથી નીજ ક્ષેત્રે કરીને જોશો તો શુદ્ધ જાગ્રત થશો.

प्रथम बुध थीर थावर तनके, पंचीकरण प्रचंडु;
भव उत्पन्न जबत्ये अब लगल्यौं, कोउने कीये नकंडु ॥११९॥

પહેલી બુદ્ધિ – હવે નવ પ્રકારની બુદ્ધીમાં પહેલી બુદ્ધીનું વર્ણન કરવામાં આવે છે. તે અઢારભાર સ્થાવર જાતિનું પ્રચંડ મહાન પ્રભાવવાળું અતી ઉત્તમ પ્રકારે પંચીકરણ રચેલું છે. જેમાં ઘાસનાં તરણથી લઈને તમામ વૃક્ષોનાં રોમે રોમ અને રગે રગની વિભક્તી કરીને છીનભીન કરીને વસ્તુઓની રકમો જણાવી છે; એવી રીતનું અત્યાર સુધી કોઈએ કહેલું નથી.

दुतीये बुध देवन तंन द्वीयन, जेही जीनुं लगे विभागु;
तेही तीनके तत पोखीत तीनमे, भीन भीन करीत सलागु. ॥१२०॥

બુદ્ધિ બીજી – દેવ તનુના દ્રવ્યો વિષે ન્યારી ન્યારી રહેલી વિભક્તી જે જે દેવમાં જે તે પ્રકારે પોસાએલી હતી તે તે પ્રમાણે તત્ત્વોની વહેંચણી કરીને તેત્રીસ કરોડ દેવ શરીરોની વિભક્તી વહેંચેલી છે, તથા તે તે દેવમાં તત્ત્વના બળે કરી જે જે ઐશ્વર્યતા હતી તે પણ જણાવેલું છે. તથા દેવનાં શરીરો, કેવી રીતે ઉત્પન્ન થયાં ? અને દેવતાઈ તત્ત્વો કેવી રીતે પોષાયાં છે ? તથા આપણા કરતાં અધીક દૈવ્ય ગુણો કયા કારણે આવેલા છે ? તથા તે ગુણ તત્ત્વોમાં શું શું દૈવત છે ? તથા દેવ શરીરો ભિન્ન ભિન્ન શા માટે દેખાય છે ? તથા દેવ કોટીમાં પણ નાના મોટા શાથી થયા ? અને તેમ થવાનું કારણ શાથી થયું ? એ વિગેરે અનેક દીવ્ય તત્ત્વો જેમાં જે પ્રમાણો રહ્યાં છે ? તે પ્રમાણે સઘળી હકીકત બીજા પ્રકારની બુદ્ધિમાં સંપૂર્ણ વર્ણન કરેલું છે, તથા તે જ પ્રમાણે દેવાંગના શરીર દેવ તત્ત્વની માફક ઘટાવી લેજો.

पण अहंमपद तजी जुवो जगतसे, तो दरसे होय जमही;
नीगम शास्त्र पुरानन पढीया कोउकु परी न गमही. ॥१२१॥

ઉપર પ્રમાણેના દેવ તનુનું પંચીકરણ અહંપણાની મમેતી લક્ષણોને તજી દઈને જોશો તો જેમ છે તેમ દેખાશે નીગમ શાસ્ત્ર અને પુરાણનાં ભણેલાઓને આ વાતની કોઈને ગમ

નથી.

त्रीतीये बुध बाबजकी बरणीत, कीट पतंग पशु पंखी;
जीनमै नीगम निरुप न लायक, जेही अल्पज्ञ असंखी. ॥१२२॥

બુદ્ધિ ત્રીજી – કીટ જાત એટલે પેટે ચાલવાળા તમામ પતંગ, પશુ, પક્ષીનું પંચીકરણ એટલે એની પણ જુદી જુદી વિભક્તી વહેંચીને તે તનુની ઉત્પતી સ્થીતી અને પ્રલય કેમ અને કેવી રીતે થાય છે ? તથા જુદી જુદી ગતીનાં તથા પ્રકાર પણ જુદા જુદા છે, તેમ થવાનું કાર્ય કારણ સાથે વર્ણન કરેલું છે. જેમાં અમારો રચેલો "પંચમ સુક્ષ્મ વેદ"માં તમામ તેમની હકીકત જણાવી છે, જેમાં અસંખ્ય અલ્પજ્ઞ જાતિઓ વર્ણવેલી છે.

बुध चतुरथन वैराटन तत, पोखीत महाद्य परमही;
जो अनुभवसे जुवो तपासीत, जानीत जीनु मरमही. ॥१२३॥

બુદ્ધી ચોથી – મહાદ વૈરાટ રૂપી શરીરમાં મહાદ પરમ રકમો પોખેલી છે. તે અનુભવ દ્વારા તપાસીને જુઓ તો જ તેના મરમની સમજ પડશે.

जुग असंखन के वैराटन, नीज पति रचे कलेदु;
जीनके पंचीकरन विवरनन, नीगम लहत नहि भेदु. ॥१२४॥

અસંખ્ય જુગો વહી જાય તો પણ નીજ પતિની પોખેલી રકમો ઓછી વધતી થતી નથી. તથા તે વૈરાટનું 'કલેદ' એટલે કળી ન શકાય તેવું રહસ્ય તેમાં રહેલું છે. જેના પંચીકરણનું વર્ણન યથાર્થ અમોએ કરેલું છે કે જે વેદને પણ જરાએ ખબર નથી.

अबकी बुध पंचम परी करनन, अवरन बरन अलोकी;
सक्रत भास ग्रंथमे जनवीत, सुक्ष्म जोवन बिलोकी. ॥१२५॥

બુદ્ધિ પાંચમી – જે બુદ્ધિનું વર્ણન ન થઈ શકે તેવું હોવાથી અવર્ણીય છે. અને તેની સઘળી હકીકત, સક્રત ભાષ નામના ગ્રંથમાં જણાવેલી છે. (જે ગ્રંથ કેવલ પ્રકાશ નામે છાપી આ પુસ્તકના લેખકે બહાર પાડેલો છે) તે સુક્ષ્મ દ્રષ્ટીથી જોઈને તેનું વિલોકન કરજો.

असंख लोक रचनन ओरु रचना, उभे करीत एकताइ;
ज्यौं ज्यौं हवे केहेणकी गम गत, त्यौं त्यौं समज पराई. ॥१२६॥

અસંખ્ય લોકની રચના અને તેનો રચનાર આ બાબતનો નિત્ય પ્રતી વિચાર કરનાર તથા રચના જોઈ રચનારની ઉપર દ્રષ્ટી નાંખનાર બંન્નેય વસ્તુઓ સાથે નિરિક્ષણ કરનાર મહાદ ગતિને પ્રાપ્ત થાય છે. તથા અમે જે જે કહેણીઓ કહી છે તે તે કહેણીઓ રચનામાં જરૂર દેખાશે. તે પ્રમાણે જેમ જેમ જોશો તેમ તેમ સમજમાં વધારો થતો જશે. એ ગતિ એટલી

તો બારીક છે કે, જેનું સંપૂર્ણ નિરીક્ષણ થઈ શકતું નથી. તો પણ સકર્તાને માત્ર રમત છે.

चलीत चरन महुरनके जदवीत, तदवीत क्रता सवेंतु;
जालंतर अणु भाग त्रीसमे, सरलल समन सचेतुं. ॥१२७॥

તે રમત એટલી બધી પ્રબળ છે કે ઝીણામાં ઝીણા મહુર જંતુનો ચાલતો પગ તાદ્રશ્ય જોઈ શકે છે તથા રોમે રોમને જાણનાર વેત્તા છે, તેમજ "જાલંતર" એટલે સૂર્યના કિરણથી પડેલું હેરીયું, તેમાં ઉડતાં અનંત જંતુઓ પૈકીનો એક અણુના ત્રીસમા ભાગ સુધી રગે રગ જાણવાની સરલ રીતે મહાદ સચેતનપણું છે.

अंसनके आवरण तज अनुसुत, जनीत पणे एकतारु;
गती अनंत तंत वित सलगित, अळगीत अकळ विचारु. ॥ १२८॥

તે પરમાત્માને જાણનાર અંશ આવરણ રહીત થાય છે. ત્યારે અનુસ્યુત રૂપે રહી ઉપરની ગતિને જાણી શકે છે કે કર્તા કીડી મહુરના પાઉને (પગ) ચાલતો જોઈ કેવી રીતે દેખી શકે છે? તે અંશ સ્વરૂપે થયા પછી યથાર્થ સમજે છે, તથા કર્તાની અનંત ગતી તત્ત્વ તત્ત્વ પરત્વે અળંગ સળંગ ઓત પ્રોત કળી ન શકાય તેવી રહેલી છે પણ ઉપલક દ્રષ્ટિનો વિચાર કરનાર સમજી શકશે નહીં. એક એક તત્ત્વના પ્રભાવમાં કર્તાની મહદ ગતિ ઉતરેલી છે. એ તે નહી જણાતી હોવાને લીધે અકળ ગતિ કહેવામાં આવેલી છે. છતાં અંશ સ્વરૂપે થાય તો અળંગ સળંગની ઐક્યતા દ્વારા સઘળાં તત્ત્વોનો વેતા થઈ શકે છે.

अकळ विचारनकी जेही गम गत, नीज तन न्याय लखावुं;
ईंद्री अंतसकरण पंचतत, ओरु गुण गण विस्तावुं. ॥१२९॥

અકળ વિચારની જે ગમ ગતિ છે તે શરીરના નીજ ન્યાયે કરીને સમજાવું છું. તે ઇંદ્રીઓ અંતઃસકર્ણ પંચ તત્ત્વ તથા ગુણ ગણનો વીરતાર કરીને સમજાવું છું.

एही सब रहत सकल अंगीक्रत, व्रत विलास तंन सेती.
हवीतव चरल अंश जीनु वितसे, इतसे कोउन जनेती. ॥१३०॥

ઉપરના તત્ત્વોની રકમો અંશને અંગીકૃત રહે છે એથી સંસાર ભરનો વિલાસ કરી શકે છે. તે તત્ત્વના વિતે કરીને અંશ ચેષ્ટા કરે છે. પણ એ બાબત વિષે ભવભરનાં વિદ્વાનોને જાણ નથી.

इत सोइ अंतसकरण आघ गुण, तींत नीज अंस अलेखी;
जीनुं सतायन सकल चरल हुत, तीनु कोउ सकेन पेखी. ॥१३१॥

આ બાજુ અંતઃસકરણની આદ્યે ગુણ ગણ છે અને તે બાજુ અંશ અલંગ અલેખી એટલે લખી ન શકાય તેવો છે પણ તેની સત્તાએ કરીને તત્ત્વ સામગ્રી ચલાયમાન થયેલી છે. તેને

કોઈ જોઈ શકે તેમ નથી. કારણ કે કોના વડે કેવી રીતે હલણ ચલણ થાય છે ? તે હલણ ચલણ જગત દ્રષ્ટિથી અંતઃસકરણ દ્વારા થાય છે. એમ માને છે. પણ તેમ નથી. કારણ અંતઃસકરણનો પ્રેરક અંતઃસકર્ણથી ન્યારો છે. વળી જગત તત્ત્વો સાથે ચૈતન સેળભેળ માને છે; એટલે આ ગતીની તેમને ખબર નથી. જો તત્ત્વ સામગ્રીથી અંશ ન્યારો છે એમ માની નીજ વિચાર શક્તીમાં આવે તો યતકીંચીત સમજ પડી શકે તેમ છે.

एही प्रकारण क्रता अकळगत, सवीतव विमळ विचारी,
ज्यौं न लहत तनुं देव अंश वित, त्यौं नीज क्रता अपारी. ॥१३२॥

એ પ્રમાણે સકર્તા અકળ ગતીએ રહેલા છે. જેની અકળ ગતીમાં શુદ્ધ વીત રહેલું છે, તે અતી વીમળ વીચારવાળું છે. તે વીતને દેવતાઈ શરીરો ધારણ કરનારાઓ જાણી શકે તેમ નથી. એવી રીતે કર્તા વારાપાર વગરના અપાર રૂપે રહેલા છે.

अपरंपारनकी नीज पति गत, अति अनंत अपरमही;
परम गुरु विन परम पतिनके, कोउ न लहे मरमही. ॥१३३॥

જેની ગતીનું શું વર્ણન કરી શકું ? જેનો થાહ અથાહ કે છેડો જ નથી. આવી રીતે મહાન ગુહ્ય પદ રહેલું છે. જેને પરમ ગુરૂ સીવાય કોઈ જાણી શકે તેમ નથી.

मरम लहे क्यौं सबीत बुध विन, विभग बुधके वेता,
एकही बुधके अनन्त भाग गत, तबते सकल अचेता. ॥१३४॥

આવી રીતે અતી ઉત્તમ પ્રકારે રહેલો મર્મ ક્યાંથી જાણી શકે ? ભવ ભરના કોઈ પણ વીદ્વાનની બુદ્ધી સાબીત ક્યાં રહેલી છે ? કારણ કે શરીરના સઘળા તત્વોના અંકુરનું સત્વ એકત્ર થવું એનું નામ બુદ્ધી છે. પણ તે સત્વ ઇંન્દ્રિઓ દ્વારા એ નષ્ટ થઈ જતું હોવાથી બુદ્ધિમાં ખોટ પડે છે. એ કારણે બુદ્ધિ ખરી પણ સત્વ વગરની કંઈ પણ કરી શકે નહીં. એટલે વહેવાર તંત્રોના તવા ગોઠવવામાં મજબુત, પણ શહીરવિતવાળી બુદ્ધિની ઐક્યતા સિવાય અંશ પદ જાણવામાં કદી પ્રવેશ કરી શકતી નથી. એ કારણને લીધે ભાગલી (તુટી ફાટી) બુદ્ધિનાં વેતા થએલા છે તથા શહીરવાળી એક બુદ્ધિના અનંત વિભાગ પડતાં ડાહ્યા ગણાતા પુરૂષોમાં મહુર જંતુના પગ જેટલી બુદ્ધિનો વિભાગ આવેલો છે. તે પણ જયાં ત્યાં વહેંચાઈ ગઈ છે. એ જ કારણે તેઓ મુળ વસ્તુમાં અચેત રહેલા છે.

अखंड एक अद्वैत विना बुध, सुध गम गति न परही,
ज्यौं बीजग पीचांण बोहीतसे, उदभव नही न अचरही. ॥१३५॥

તે બુદ્ધિનું સૌરક્ષણ કરવા અખંડ બ્રહ્મચર્ય વ્રતનું પાલન તથા બીજાનો સ્પર્શ કર્યા વગર એક જ નિશ્ચયમાં રહેનાર બુદ્ધિમાન ગણવામાં આવે છે અને આવા પ્રકારે બુદ્ધિ ના હોય તો

શુધ ગમ ગતિની સમજ પડી શકશે નહીં. જેમ બીજગને પીલીને પૃથ્વીમાં નાંખવામાં આવે તો સ્થાવર જાતિ ઉદ્દ્ભવ પામતી નથી.

जीनकी नीगा महाद सचराचर, अंत परल लग न्यारु,
चोरासी लख तंन एकतायन, देखहुं विगत बिसारु. ॥१३६॥

શ્રી પરમ ગુરૂદેવ કરૂણાસાગર ભગવાનની નીઘા દ્રષ્ટી સચરાચર તે એવી રીતે પ્રસરી વરેલી છે કે મહા પ્રલયવાલા વખત સુધીના છેવટના ન્યાય સુધી સઘળી રકમો નિહાળવાનું પ્રબળ દીવ્ય તત્વ રહેલું છે. તથા ચોરાશી લાખ પ્રકારના તત્ત્વોની ઐક્યતા વીગતવાર જોવાની વિશાળ બુદ્ધિ છે.

आपनी सुरत रोम एकतायन, करीत सकल तंन रोमे,
तेहुते लहत सबनको करणी, कछुन रहत अभोमे. ॥१३७॥

આપની (પરમગુરુ) સુરત બ્રહ્માંડ ભરમાં રોમે રોમ એકતાવાળી હોવાથી ભવભરના સઘળા શરીરોની રોમે રોમ જાણું છું, અને એજ કારણે સર્વ લોકોની સર્વ કરણીઓને ઓળખું છું. મારી જાણ બહાર કોઈ રકમ છે જ નહીં.

मोही पण लहत परम पतकी अत, करुणा मेहेर हवीतसे,
नव बुधके परताप पुनीतसे, अंस अधीक गत वितसे. ॥१३८॥

મારા પર કરૂણેશની પરમ મહેર હોવાને લીધે અમો પરમગતિની અંત વગરની ગતી હોવા છતાં જાણીએ છીએ. તથા તે પરમ પતીએ જ્યાં જ્યાં સુધી વીસ્તાર રચેલો છે ત્યાં ત્યાં સુધીની સઘળી રકમો ઓળખીએ છીએ એક તો નવ પ્રકારની બુદ્ધિનો પ્રતાપ અને બીજા પરમ વિશેષ અંશ, જે સર્વ અંશોથી પહેલાં ઉત્પન્ન થયેલા હતા તે આ બે પ્રકાર એકત્ર થવાથી અધીકા અધિક ગતિનો વધારો થયેલો છે.

बुध पंचम लग व्रणीत वीगतकर, जीनु कोउ नहिन गतिनके.
अवकी कहत षष्टनी बुधकी, जीमे अनुकुळ पतिनके. ॥१३९॥

બુદ્ધિ છઠ્ઠી – પાંચ પ્રકારની બુદ્ધિનું વિગતવાર વર્ણન કર્યું, જેમાં કોઈની ગતિ પહોંચી શકેલી નથી હવે છઠ્ઠી બુદ્ધિ કહું છું કે જેમાં પતિનું જ અનુકુળ કહેવામાં આવશે.

सकल तंतकी ग्रभ जोनी गत, अजणीत अजभव लगहो;
ओरु सतो गुन गण सहीत समेतन, जीनके पागन पगही. ॥१४०॥

બ્રહ્માંડ ભરનાં યાવત તત્ત્વોની સર્વ વાત સર્વ લોકોથી ગર્ભ વિષેની અજાણી છે. જે ગર્ભની સંપૂર્ણ વાત કોઈ જાણતું નથી. એવું તે બારીકી ભરેલું છે. મ્રત લોકોના વિદ્વાનો તો ન

જાણે એમાં નવાઈ શી ? પણ શીવ, વિષ્ણુ તથા બ્રહ્મા જેવા પણ જાણતા નથી, તથા ગુણગણ આદી દેવતાનો પણ ત્યાં પગ પહોંચ્યો નથી.

जेही विधि गुप्त ग्रभकी घडीतव, पडीतव गति न कुनकी;
जेही रचना रचनार विहुनके, कोउ न लहे सुन मुंनकी. ॥१४१॥

એવી તો ગુપ્ત વાત ગર્ભ વિષેની મજબુત ઘડેલી છે કે જેમાં ભલભલાઓની ગતિ પહોંચી શકી નથી. એ તો રચનાર પરમ પતીજ જાણે છે. એ ગતિ જાણવાનું જ્ઞાન કોઈના હાથ પર છે જ નહી અને જાણવા જાય તો શૂન્યમાં મુન્ય થઈ જાય.

हे करता करुणेश तमनकु, बोहोरु बुजनको सोइ;
ए भव भरके लोक सकलको, तन तजके सब कोई. ॥१४२॥

હે કરુણેશ ગર્ભ વિશે મને સમજ નહીં પડવાથી આપને પુછેલું અને તમે તેનો ઉત્તર આપેલો તે બાબત, "સત્તરમાં સિદ્ધાંતમાં વર્ણવેલી છે" તથા આ ભવ ભરના સઘળા લોકો શરીર છોડીને ક્યાં જાય છે ? તેની કોઈને ખબર નથી.

इतसे तीत जावनकी को गत, तीतसे इत आवनको;
ए दोनुं जाननकी अदबद, ब्रंह्मादीक भव तनको. ॥१४३॥

અહીંથી ત્યાં જવાની અને ત્યાંથી અહીં આવવાની આ બન્ને બાબત શીવ, બ્રહ્મા અને વિષ્ણુ જેવાને પણ જવા આવવાની અદબદ ખબર છે.

एही उत इत कोई नहीं न घवाइक, तुम विन जनीतन कुनही;
तेही जाननकी आप जनावन, नहीतर कोउन जनुनही. ॥१४४॥

જવા આવવાની બાબતમાં કોઈ ચોકસાઈ ભર્યો (ઘવાઈ) એટલે સાક્ષી નથી. હે સકર્તા આ બાબત તમારા વગર કોણ જાણે તેમ છે ? કદાચ તમો જણાવો તો જ અમો જાણી શકીએ તેમ છીએ. નહીતર તો કોઈ જાણતું નથી.

एही भव भर तुम रचीत आद्यसे, जबसे अब लग सोइ;
महोधम मोदीत सदोदीत चलीतव, आंहां बांहां जनीतन कोई. ॥१४५॥

જ્યારથી ભવ ભર રચાયું છે, ત્યારથી આજ સુધી સઘળી રચના માંધમે માંધમ સદા સદોદીત ચાલી જાય છે. પણ અહીંની ત્યાં અને ત્યાંની અહીં જાણનાર કોઈ નથી.

एक तुमही एही भव रचनारन, कोहुं कीनुं नही जन वितके;
आपनी करतमे आपही माहेर, तो जनीतवको कीतके. ॥१४६॥

તમારા રચેલા ભવમાં તમોએ કોઈને આ વીત જણાવ્યું નથી એટલે તમારૂ કૃત તમે જ જાણો તો પછી બીજા કોણ જાણે ?

एही पुछनके जबाप बाप तुम, देहो सरल करी सबही;
जीनमे अजणीत हवेन हमकु, संसे न उपजीत कबही. ॥१४७॥

હે પરમ પિતા પરમેશ્વર, ઉપર પુછેલા પ્રશ્નનો ઉત્તર સર્વ પ્રકારે સમજાવો. જેનાથી મને કંઈ પણ અજાણ્યું રહે નહીં. તથા ફરીવાર સંશે પણ ઉત્પન્ન થાય નહીં.

एकी परकारन कहो करुणेशर, सब विधी समज सराई;
आपनी रचीत आपकु मालम, कोउ नही करीत पराई ॥१४८॥

એ પ્રમાણે હે કરૂણેશ સર્વ વિધી સમજ પડે તે પ્રકારે કહો, કારણ આપનું રચેલું આપ જ જાણો છો કોઈ બીજાનું કરેલું નથી.

एही करतारनकी नीज बुज गत, बुध चतुर द्वे ताई;
तेही पण लहो आप अवीरल अत, ओरु कोउ जनीतन काई. ॥१४९॥

આ પ્રમાણે નીજ કૈવલ કરતાની બુજ ગતિ રહેલી છે. છઠ્ઠી બુદ્ધિનું વર્ણન ઉપર મુજબ કર્યું છે. તે બુદ્ધિની ગતિ આપ જ જાણો છો. તથા "અવીરલ" એટલે વારા પાર વગરની અખંડધારા કદી ના તુટે તેવી, પરમ પરાથી ચાલે છે. જે જરા પણ કોઈ જાણતું નથી. "અવીરલ" એટલે વીરલ નહીં. એવું, ઘટ, ભરચક, અને અખંડ એમ અવીરલના અર્થો થાય છે. એ ઉપરથી એમ સમજવાનું કે કર્તાની તત્વ સૃષ્ટી અવીરલ છે. જે કોઈથી તોડી શકાય તેમ નથી.

अबकी कहत सप्तमी बुधकी सुधकी, क्रता पुछन ही;
चतुर खाण घाटनके अंकुर, कुण ततके सजीतवही. ॥१५०॥

બુદ્ધિ સાતમી — હે સકરતા કૈવલ, ચાર ખાણ ઘાટના અંકુરો કુણતત્ત્વથી સરજેલાં છે ? તે કૃપા કરીને કહો.

पंच तत्व करीत निराक्रण, जीनमे उदीतन कोई;
एतो सब अंकुर उदभवके, गति परत नही मोई. ॥१५१॥

પાંચ તત્ત્વનું નિરાકરણ કરીને જોઉં છું તો, કોંઈ પણ તત્વ કોઈ રીતે ઉદે થાય તેમ જણાતું નથી. આ તો બધું અંકુરથી ઉદ્‌ભવ પામે છે ? તેમાં મારી ગતિ પહોંચી શકતી નથી ?

अंकुर सबके देख परत हे, वीनुं ततसे नव दरसे;
पंचभुत दरसीत विन अंकुर, लायेहु कुन अपरसे. ॥१५२॥

સર્વમાં અંકુર દેખાય છે. પણ તત્ત્વ વગર દર્શ સ્પર્શ થતાં નથી તથા પાંચ તત્વ તે પણ વસ્તુતાએ અંકુરમાં દેખાતાં નથી, તો અપર એટલે કયા દેશમાંથી લાવ્યા છો ? કે જેની સમજ પડતી નથી.

एही अमुज सुज विनु संसीत, कळन परीत हंम सेती;
एक तुम न विन पुरुष प्रकृती लग, कौउन शकत जीनु वेती. ॥१५३॥

આ અમુજણ સુજ વગર સંશેથી અમોને રહેલી છે. કારણ આ તમારી કળને અમો સમજી શકતા નથી એવો તમારો કઠણ માર્ગ છે કે, તમારા વગર પુરુષ પ્રકૃતી જેવા આ જાણ્યના વેતા નથી.

वेती सकत क्यौं अतही गुपत गत, बिनुं संकल्प हवीतवके;
ते क्यौं लहही आंन्य अविरल वित, कुन गनींत भव भीतके. ॥१५४॥

પુરૂષ પ્રકૃતિ જેવા વેતા કેમ કરીને થઈ શકે ? આ વાત અતિ ઘણી ગુપ્ત ગતિ વાળી છે કે સકર્તાએ સંકલ્પ કર્યો ન હતો, તે પહેલાની ગુહ્ય બાબત છે ? તે આ બાજુના અવીરલ વીતને કેમ કરીને જાણી શકે ? તો પછી આ ભીંત જેવા ભવની ગણત્રી કયાં ચાલે તેવી છે ?

एही करीया विना आन्य करत तुम, करीत नही भव भरमे;
जीनते हवीत पसार सकलको, रचना सजीत सभरमे. ॥१५५॥

નીજ સકર્તા તમોએ આ અવીરલ તત્ત્વો સિવાય અને તેની વિધવિધ પ્રકારની રચના સિવાય બીજું કાંઈ કર્યું નથી ? અર્થાત તમારા રચેલા અંકુર સિવાય બીજી બાબત તમોએ કરેલી નથી. કારણ એ અંકુર એવી ઉંચ કોટીનું છે કે જેમાં અનંત બ્રહ્માંડનો સઘળો પસારો ઠસરસ ભરાયેલો છે.

आपनी ईच्छ विना जेही हवीतव, पण उपजीत आपनसे;
एही चोज विनुचीत चितवंनकी, जपीतन कोउ जापनसे. ॥१५६॥

આપની ઉપજણ ઈચ્છા વગર થએલી છે. છતાં તે ઉપજણ તમારી જ છે. તથા "ચોજ" એટલે વસ્તુ વાળી રકમ ચિંતવન વગરની હોવાથી, જેનો જાપ જપવા કોઈ સમર્થ નથી.

नेती नेती च्यौ नींगम पोकारत, तेही पण आगम जानीतकी;
आतो नेतीन पर परनेती तत, लहीन सकत कोउ जीतकी. ॥१५७॥

તે કારણે આપની અપાર ગતિને જોઈ વેદોએ નેતી પોકારેલી છે. તે પણ અનુમાન પણ કંઈક છે. એમ જાણીને આખરે નેતી બોલેલા છે. પણ આ તો તેનાથી પારની વાત હોવાને લીધે નેતીની પણ પરનેતી અને તેનાથી ન્યારૂ તત એટલે તમામનું કારણ રૂપ રહેલું છે. જેની ગતિ આવી રીતે હોવાથી કોઈ જાણી શકતું નથી. (જેમના રચેલા અંકુરોની ગતિનો પ્રકાશ સોળમાં સિદ્ધાંતની અંદર થઈ ચૂકેલો છે.

अबकी कहत अष्टमी अजणीत, मजणीता महाध मरमकी,
अती अचंत बुधकी बाबज, पुछन क्रता परमकी. ॥१५८॥

બુદ્ધિ આઠમી — જે બુદ્ધિએ કરી હું કરતા કરૂણેશને પુછી શકું છું તે મહાન અજણીત જેને અત્યાર સુધી કોઈ જાણી શકેલું નથી. છતાં મજણીત એટલે તે બુદ્ધિને હું જાણીને કહું છું કે તેના વિષયનો મહાદ અતિ મરમ વાળી અચંત એટલે ન જીતી શકાય તેવી તે બુદ્ધિની બાબજ યાને રકમો છે.

अहो आद्य तुम परम परमेश्वर, समळो समल सृष्टही;
के सरजो तुम सुघ संकल्पसे, के कछुं करीक कष्टही. ॥१४९॥

એવી રીતે એટલે તેજ બુદ્ધિથી પતિ પદનો નિશ્ચયાત્મક થઈ શકે છે. અને અંતર ગતિના મહાન ઝીણા આનંદથી અહો હે પરમેશ્વર, તમો સર્વની આદ્ય છો તથા સર્વ સૃષ્ટીને, સમરો એટલે (સંકેતથી) સરજો છો અને સંભાળ રાખો છો. તથા ફરીથી કહું છું કે સમરો એટલે તમારા સુધ સંકલ્પથી ઉત્પન્ન કરો છો ? કે કોઈ પણ જાતની કષ્ટી ભોગવીને કરો છો ?

फेरी समरीत तुंम फना करत हो, पीछे रहो एकलही,
अहां लगही मोइ प्रश्न करीतके, क्रता समीप होय जनही. ॥१६०॥

બીજી વાર તમારૂ સંકેતથી સમરેલું, સંકેતથી ફના કરી એકલમલ રહો છો. ત્યાં સુધી એટલે સૃષ્ટિના પ્રલય કાળના અંત સુધી મને પ્રશ્ન કરવાની બુદ્ધિ છે. અને તે કરતાના સમિપમાં જે હતું તે હું સઘળું જાણું છું.

फना करन पीछे स्वहाण करनकु, क्यौं नहि रहो बेकलही,
चीत चीतवंनकी पांण जुरीनके, करीतव सुरती समनही.
॥१६१॥

સમસ્ત સૃષ્ટિના પ્રલય કાળના અંત દિવસે "સ્વહાણ" એટલે આપના સહેવાસમાં કોઈને કેમ રાખતા નથી ? હે કરૂણેશ હું આપને જે પુછું છું તે ચીતના ચિંતવન રૂપી હાથ જોડીને તથા સુરત નુરત સમ ઘરમાં સ્થીર કરીને પુછું છું. "સમ" એટલે અદ્વૈતની અધ્યાત્મ દશાનું મૂળ છે. તેજ ઘરમાં રહીને આપને પ્રશ્ન કરૂં છું.

एतने लग मोइ बुधकी बाबज, साबज हवीत सवेती,
पण करतार बक्षकी बरजीत, मोड़ शीर बोज धरेती. ॥१६२॥

અહીંયા સુધી મારી બુદ્ધિની રકમો જણાવી છે. અને તે બુદ્ધિ સર્વ પ્રકારે સાબિત તથા સચેતન હતી. તથા સર્વ વિતના શુધ્ધ વેત્તા છે તો પણ આ બુદ્ધિની રધ કર્તા કરૂણેશે બક્ષીસ કરેલી છે, એ જ કારણે "બરજીત" એટલે કહું છું. આ બુદ્ધિનો પ્રકાશ હું કરું છું, તેમ નહીં પણ હું તો બોજારૂપ થઈ તેમની આપેલી બુદ્ધિના માર્ગે જ ચાલું છું.

जो करतार बक्ष विन हंमकु, हवेन गति अगमकी,
ज्यांहां अजके अनुभव नही लागीत, पुनही पहोच नीगमकी. ॥१६३॥

જો કરુણેશ બક્ષીસ ન કરે તો અમારામાં અગમ નિગમ જાણવાની ગતી ક્યાંથી આવે ? તથા જે પદમાં બ્રહ્માજી જેવાનો અનુભવ પહોંચી શક્યો નથી, તેવી ગુપ્ત ગમ ગત તમોએ બક્ષીસ કરેલી છે.

जीनकी गति चराचर व्यापक, नीगम सेती अज सहीतुं,
एकही बुधकी गंम विस्तारन, उपर छली गत लहीतुं. ॥१६४॥

બ્રહ્માજીની ગતી ચરાચર વ્યાપક છે. તે એક જ બુદ્ધિની અંદર ઉપર છલી ગતિથી વેદે વિસ્તાર કરેલો છે.

जो गत उपर छली नब होय तो, पतकी क्यौं कहे नेती,
कोटी अनन्त लोक तंन कळीतब, नीज पद सके न वेती. ॥१६५॥

જો ઉપરછલી ગતીનું વર્ણન ન હોય તો પતિ પરમાત્માનો નિશ્ચયાત્મક કરવામાં નેતિ શા માટે બોલ્યા છે ? અનંત કોટી લોકોનું વર્ણન કર્યું તથા જાણ્યું તો પણ નીજ પદના વેત્તા નહી થતાં નેતી પોકારી છે.

तेही माटे अल्पज्ञ सकलको, नीजपति पद पेखनके,
नाम रुप गुण द्रष्ट पदारथ, यांहां ल्यौ जेही देखनके. ॥१६६॥

એ જ કારણે નીજ પતિપદ જાણવામાં સર્વ લોકો અલ્પજ્ઞ છે. તથા નામ રૂપ ગુણના પદાર્થો સુધી તેઓ દેખી (જાણી) શકે છે.

एही अष्ट बुधकी जेही बरीया, करीया करीत समेती,
एतने भर बुज न हंमकी, बुध, उत्तर क्रता पखेती. ॥१६७॥

ઉપરની આઠ બુદ્ધિઓ તે "બરીયા" એટલે મહાન બળવાન બુદ્ધિની ક્રિયા જેની જે પ્રમાણે હતી તે કહી છે. તથા નિજ કર્તાના અંતિમ પદ સુધી જે અમારી મૂળ જાણ હતી. તે બુદ્ધી દ્વારા કહી છે હવે તે પ્રશ્નનો ઉત્તર કર્તા પાસે છે. (સિદ્ધાંત ૨૯ થી ૩૦ સુધીમાં કરુણેશના ઉત્તરો જોઈ લેવા)

ओरु मोइ बुजन गत अंतर रही, करीतव क्रता सजानु,
जदीप सकल अनुभव उचरनके, धरीतन हंम अभीमानु. ॥१६८॥

મારી "બુજ" એટલે અંતર ગતીમાં રહીને કરુણેશનું સજાણપણું પ્રેરીત થવાથી મેં સર્વ પ્રકારની વસ્તુનો ઉચ્ચાર કરેલો છે. એ કારણે હું અભિમાન ધારણ કરતો નથી.

क्यौं करी धरू मान हंम इतसे, उचरीत क्रता प्रेरकसे,
अंश सहीत अनुसुत उनहुनसे, उबरीत कुन तरकसे. ॥१६९॥

હું અભિમાન તથા માન આ બાજુ રહીને કેવી રીતે ધારણ કરી શકું ? કારણ મારો ઉચ્ચાર કરતા કરૂણેશની પ્રેરણા દ્વારાથી થયેલો છે વળી મારો અંશ "અનુસુત" એટલે ઓત પ્રોત કરુણેશની સાથે મળેલો છે. એટલે તેના સિવાય ઉગરતી કોઈ વસ્તુ ન હોવાને લીધે તર્ક, વીતર્ક કેમ કરીને કરી શકું ? અર્થાત્ કોઈ પણ તર્ક કરવાને હું બચી શકતો નથી.

अब जेतनी अजणीत हंम चवीतव, हवीतव क्रता सवीतके;
ओर जनीत जुग जाहर सहीतम, लहीतव जेही उत इतके. ॥१७०॥

હવે જે વાત અજાણી હતી તેજ અમોએ કહી છે. તે પણ જે કહ્યું છે. તે કર્તાના વિત્તથી થયેલું છે. તે અર્થાત્ કર્તાના સ્વ અંગથી બનેલી રકમો જ વર્ણવી છે અને તેજ રકમો જગતમાં જાહેર મુકી છે. તેજ આ લોકે અને પરલોકે જાણેલી છે.

बुद्धि सप्स द्वे सहीत सवेतन; प्राक्र त भाष भनेती;
वयाकरण उलजी सुलजावत, जबते अर्थ जनेती. ॥१७१॥

બુદ્ધિ નવમી – નવેય બુદ્ધિના અમો રોઉ રોઉ વેત્તા છીએ, તથા વ્યાકણ પ્રાકત તથા કોઈપણ દેશની ભાષા તેમજ જન, જનાવર, પશુ, પક્ષીએ દરેકની ઉલટી સુલટી વાણીનો અર્થ અમો જાણીએ છીએ, તથા વ્યાકણ "ઉલજી" એટલે ઉલટાનું સુલટુ કરી અર્થ સમજાવવો પડે છે, ત્યારે જ તેની મતલબ સમજાય છે.

अधीक वेर उचरनकी परीतव, हवीतव समज सवेती;
पण प्राक्रत एक बेर वदीतसे, सब विधि कुवेर जनेती. ॥१७२॥

વળી ઉચ્ચાર કરતાં વાર ઘણી જ લાગે છે. તથા મહેનત ભરેલું ઘણી વાર સમજાવવું પડે છે, ત્યારે જ બોલેલા શબ્દોની સમજ પડે છે, પણ પ્રાકૃત તો એક જ વખતમાં ઘણી જ ત્વરાથી સમજી શકે છે એમ જાણીને શ્રી કુવેર સ્વામીજીએ અટપટી વાણી નહીં બોલતાં પાકત ભાષા કથેલી છે, છતાં હું બંને ભાષાનો વેત્તા છું.

ઈતિ શ્રી મહા પરમ વિશે, અંશ નવ બુદ્ધિ નીરણય નામ
૪૭ મો સિધ્ધાંત સંપૂર્ણ

# પંચ મહેલ રમણ ભુમિ નીરુપણ નામ સિદ્ધાંત ૫૦ મો નિર્ણય

કૃપાનિધિ ઉવાચ

प्रथम सृष्टि सरजनने सरजीत, सुघ संकल्पसे जगही;
लख चोरासी जीव जंतके, एकदम सजे बीजगही. ॥४५॥

પ્રથમ સકર્તા કેવલના શુધ્ધ સંકલ્પથી લખ ચોરાસીની સૃષ્ટિનાં બીજગ એકદમ સરજેલાં છે.

जादीन प्रकृति पुरुष नहि हुते, ब्रह्मा विष्णु माहेशु;
तादीन इस अवतारन हुते, ओरु नहि सुर सरेशुं. ॥४६॥

જે દીવસે શુધ્ધ સંકલ્પ સરજાએલો ન હતો ત્યારે શીવ, બ્રહ્મા, વિષ્ણુ તથા પુરૂષ પ્રકૃતી તથા ઈશ અવતારો તેમજ દેવતાઓ વિગેરે કોઈ હતુ જ નહીં,

एतो सृष्टि सकल पसरनमें हवीतव, अवतारादीक ओई;
नीज पति प्रथम संच सरजीत विन, आद्य न उपजीत कोई. ॥४७॥

આ બધો અવતારાદીકનો પસારો સૃષ્ટી ક્રમ ચાલુ થયા પછીથી થએલો છે, તથા નીજ પતિના પ્રથમ સંચમાં રકમો સરજ્યા વગર આદીથી કોઈ ઉત્પન્ન થએલું નથી, અર્થાત આદ્યમાં કોઈ હતું જ નહીં પણ કર્તાના સરજ્યા પછીથી પસારો થએલો છે.

लोक चतुरदश सकल जेहुंनसे, ताई जनीत नहि कोइ;
तेही जनावहु प्रसिद्ध प्रेमसे, अति अग जनीतन सोई. ॥४८॥

એથી જ ચૌદેઈ લોકમાં કર્તાને કોઈએ જાણ્યા નથી, તે તમોને પ્રસિધ્ધ રીતે પ્રેમ યુક્ત જણાવું છું, કારણ અતિ અજ્ઞાનના અંધકાર ને લીધે ઈશ્વરના પરમ તત્ત્વને કોઈ સમજી શકેલું નથી તે કારણ હું તમોને જણાવું છુ.

नाथ सकल तंनके रमणीक नथ, अणुनी आद्य भव भरही;
ओर थावर जंगम सहीतमगम, जेतने भर स्वर धरही. ॥४९॥

અણુથી લેઈ ભવ ભરનાં સ્થાવર જંગમ આદ્યે સુરમ્ય શરીરોને પ્રાણાયમ રૂપી નાથથી નાથેલાં છે. તે તમામ શરીરોને સ્વરે (શ્વાસા) એ ધારણ કરેલાં છે.

स्वर धर कर सरभर तन तंतु, अधीक नुन्य बिनुं जेही;
तेही परम लख देवनके पत, लख लखवावहुं हंमही. ॥५०॥

સ્વરથી ધારણ કરવા બદલ સર્વ શરીરો ભવ ભરનાં સરખાં છે. એક પણ અધિકનૂન્ય નથી. કારણ શ્વાસ વગરનું હોય તો જ અધીકનુન્ય ગણવામાં આવે. પણ શ્વાસ વગરનું ચૌદઈ લોકમાં કોઈ દેખાતું જ નથી. તે માટે તેમાં રહેલો જે પરમ પતિનો લક્ષ છે. તે હું તમોને જણાવું છું.

जीनमे न उबरीत नही कछु कंचीत, इस अवतार समेतु;
अज भव ओरु विष्णव तंनके लग, प्रणवे जनीत सचेतुं. ।।५१।।

જે વસ્તુનો હું ખુલાસો કરૂં છું તેમાં યતકીંચીત કોઈ વસ્તુ ઉગરશે નહીં. ઈશ્વરી અવતાર, શીવ, બ્રહ્મા, વિષ્ણુ વિગેરેનાં શરીરો પ્રણવથી જ સચેતન રહેલાં છે.

लोक चतुरदश नानथकेनथ, प्रसीद्ध प्रणव परमेशुः
नीज गुरु ज्ञाननके गमकी दम, अविगत गत उपदेशुं. ।।५२।।

તેવી જ રીતે ચૌદેઈ લોકના નાથને નાથવાવાળો ધણી જે પ્રણવ છે. તેને જ નીજ ગુરૂ જ્ઞાનની ગમ કહેલી છે. તે ઉપદેશ અવિગત રૂપે હોવા છતાં ગુરૂ ગતિમાં લાવીને આપણા સર્વને સમજાવે છે. નાથ એટલે વસ્તુમાં નથાવવું તે, તથા નથાએલી વસ્તુને કબજે થઈ જવું તે, તેમજ પ્રણવ રૂપી દોરીથી સર્વ શરીર ઓતપ્રોત કરી નાશીકાદ્વારા પ્રણવ ગમન કરે છે, એટલે નાક નાથવું, એ ઉપરથી નાથ નામ પડેલું છે. દાખલા તરીકે બળદને નાથવાથી બળવાન પશુ હોવા છતાં આધીન થાય છે, જો નાથ ન હોય તો ધણીને વશ થઈ શકે નહી, તેવી જ રીતે ચૌદેઈ લોકના સઘળાં શરીરો પ્રણવ રૂપી નાથથી નાથેલાં છે, અને તે નાથ સકર્તાના હાથમાં છે, એ ઉપરથી નાથેસ્વર એટલે નાથને નાથવાવાળો એવું નામ પડેલું છે. આવી રીતે નાથ વગરનો એટલે પ્રણવ વગર કોઈ છે જ નહિ.

इश्वर तेही पण स्वरथकी सब, जीनते जीवत जनाई;
स्वर छुटे कुन रहीत अमर अज, तो जीव इस समदाइ. ।।५३।।

જેને આપણે ઈશ્વરો કહીએ છીએ, તેઓ પણ સ્વરથી (પ્રણવ) જેમનાં જીવન જણાય છે, વળી સ્વર છુટી જાય તો, તેઓ બળવાન હોવા છતાં મરણ પામે છે. ઈશ્વરનાં મોટા શરીરો છે, એમ જાણી રાખી મુકે તો પણ સ્વર વગરનાં ગંધાઈ ઉઠે છે. અર્થાત અમર રહી શકતાં જ નથી, જ્યારે એમ જ હોય તો જગતના અલ્પજ્ઞ જીવો અને મોટા વિશેષ વિભુતીવાનમાં સ્વર ગયા પછી શો ફેર છે ?

समदायनमे कोउ कीनुं लायक, सायक भजन भवेतु;
तीनमे क्यौं विलमाएहु जग, जीव अंध निरंध अचेतु. ।।५४।।

બંને સમદાય ઠરે તો તેમાંથી લાયક કોને ગણવો ? કે જેથી સહાયક થશે, એમ જાણી તેનું ભજન કરવું. અર્થાત એ બધી વાત ખોટી છે. એ તો નાના મોટાં ખરાં પણ શરીરની ગણત્રીએ ગણીશું તો મૃત શરીર છે, તેમાં કોઈ કોઈનો સહાયક નથી, છતાં તેમાં શા માટે વિરામ પામીને ખોટો આનંદ માની રહ્યા છે ? તમો બન્ને અંધ, નીરંધ અને અચેત છો કે જે સત્ય વસ્તુની સુજ પડતી નથી.

जीव ओरु इश्वरके तंन स्वरते, रज तज सकल सराइ;
ओर विप्र विनुं वेतनकी गत, जोयुं न परम पराइ.॥५५॥

જીવનું શરીર અને ઈશ્વરનું શરીર એ બધાં સ્વરથી રહેલાં છે, તથા રજ તજ વિગેરેની સરાયના વિપ્રોએ જોયા વગર અદબદ જેમ ફાવે તેમ સ્વતંત્ર બુદ્ધિથી કરી છે, પણ પરમ પરાની દ્રષ્ટીથી જોયું નથી, જો જોયું હોત તો જુઠું બોલત જ નહિ કે ભવ ભરના સરખા જીવો પૈકી નાના મોટા કોને ઠરાવત ?

परम परायनके लख जनीतन, प्रणव सेती परमेसु;
सो नीज लख तुम वितके विसरीत, भजीतव तंन उपलेसुं. ॥५६॥

પરમ પદનો પરમ લક્ષ જાણ્યા વગર પ્રણવ તેજ પરમગતિ છે. એમ સમજવાનું છોડી દઈ તથા તેનું વિત સમજ્યા વગર વિસરી ગએલા છો, એ કારણે પ્રણવ વગરનાં ખાલી પડેલાં શરીરો (મુરતી) રૂપી નકલોનું ઉપલક ભજન કરાવો છો અને કરો છો.

सो उपले कुल तन जेही वितसे, जीतसे सकल आधारु;
जीनके नाम नाथ नीज नरणीत, धरहीत सकल सकारु. ॥५७॥

જે ઉપલક વીતના કુલ શરીરો છે, તે તમામનો આધાર પ્રણવ છે, તેમના જ નામને નાથ તરીકે વર્ણવી સાહાકાર રૂપ પ્રત્યક્ષ કરી બતાવ્યું છે અર્થાત પ્રણવવાળા શરીરોનું આધારરૂપ સકર્તા દેવથી પોષાયેલું છે. તે પોષાયેલાં શરીરને સાહાકાર રૂપ ભગવાનનું માની લોકો ભજન કરે છે.

खट शास्त्र ओरु वेद वदीतकी, जीतकी गम यांहां लगही;
विना परम गुरु परम पति लग, कोउकी पागन पगही. ॥५८॥

તેમજ છ શાસ્ત્ર તથા ચારવેદની ગતિ પ્રણવના આખર સિદ્ધાંત સુધી છે. અને ડાહ્યા ગણાતા જુના જમાનાનાં વિદ્વાનો પ્રણવના આખર સિદ્ધાંત સુધી પહોંચેલા છે. તેમજ ગાયંત્રીનું મુળ ધ્યેય ત્યાં જ સુધી છે. તે ઉપરાંત સકર્તા પતિનું પરમ પદ પરમ ગુરૂ વગર કોઈનો પગ ત્યાં – પહોંચે તેમ નથી.

पाग पगे क्यौं परम पुरुष लग, नीगम कहीत जीनुं नेती;
तेही जांन जनवुं हंम तुमकु, जबते हवो सवेती. ॥५९॥

પાગ પરમ પુરૂષ સુધી કેમ ન પહોંચી શક્યો ? તેનું કારણ એ જ છે કે નીજ ગમનું વર્ણન કરવામાં વેદે નેતી પોકારેલી છે, તે નેતી પોકારવાનું કારણ તમોને જણાવું છું, જેથી તમો વેતાવાળા થશો.

जेही सकलके नाथ कहीत हीत, सब साधन एही गमही;
ओरु जेतने ज्ञांनी स्वर साधन, जीनके लख सम दमही. ॥६०॥

અમો પ્રથમ કહી ગયા છીએ સર્વ લોકોને નાથવાને જે નાથનું હીત છે. તેમાં જ સર્વ સાધનની ગમ રહેલી છે. કારણ કે પ્રણવ એ શરીરનું સર્વોપરી વીત્ત છે એ વિત્તને સમજનારને પોષણ ક્યાંથી આવે છે ? તે ઘરમાં રહેનાર સમજી શકે છે, શરીરમાં રહેતો પ્રણવ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ચીજ છે અને તે ચીજને સમજવા જગતભરના જેટલા અધ્યાત્મ પુરુષો છે તે તેનું સર્વ વિત્ત સમજે છે તથા તેમનો લક્ષ સમદમ સાધને સર્વોપરી છે.

तेही स्वर नाथन थापनके पत, अविगत गत अकलेदु;
तेही नीज पति पुरातनकी गत, जुगधर जनीत न भेदु. ॥६१॥

ભવ ભરના સઘળાં શરીરોને પ્રણવ રૂપી નાથને નાથનારા નીજપતિ સકર્તા અવિગત છે. જેની ગતીને કોઈ કળી શક્યું નથી. એ કારણે પુરાંના પતિની ગતિને જગત માત્રે ભેદને જાણ્યો નથી.

नीज करतार सकल भवके भर, अज एकलमल अंतु;
जो जीनमे भव आघ जनीत नही, अखील महाध मेहेमंतु. ॥६२॥

નિજ કેવલ કર્તા સર્વ ભવને ભલી રીતે પેદા કરવાવાળા છે. એને પોતે એકલમલ અંત વગરના ગુહ્ય રહેલા છે. એ કારણે ચૌદ લોકરૂપી ભવમાં રહેનારા અખિલ મહાદના મહેમંત પુરૂષને જાણતા નથી. .

एही परकार अकल गत नीजपत, अखील लोक अजणीतके;
देव दनुज ओरु मनुस सहीत इत, उपासक जीनुं वीतके. ॥६३॥

એ પ્રમાણે નિજ પતિની અકળ ગતી છે. જેને અખિલ બ્રહ્માંડના લોકો જાણી શક્યા નથી, એ કારણે દેવ દનુજ અને મનુષ્ય વિગેરે વિત્ત રૂપી પ્રણવના ઉપાસક થયા છે.

तेही वितसे तंन अचर चराचर, प्रोइतव परम पुरेसु;
आ भवमे जीतने तत दरसी, जीनके एही उपदेशु. ॥६४॥

પરમ પુરુષ પરમાત્માએ પ્રણવ રૂપી વિત્ત ચર અને અચરમાં પરોવેલું છે. એથી સર્વ શરીરો સજીવન વૃત્તિવાળા દેખાય છે. તથા આ ભવને વિષે જેટલા તત્ત્વ દર્શી પુરૂષો છે તેમનો લક્ષ પ્રણવ છે અને જગત પરત્વે ઉપદેશ પણ તેનો જ છે.

सबने थपे जो नीज नाथनकु, जीनते सकल चलेहुं;
जीनकु पण कोइ कोई जानीतके, ओर कीनु नहि कलेहुं ॥६५॥

જે પ્રણવ રૂપી વિત્તથી સર્વ લોક હાલતા ચાલતા થયા છે, એ જ વિતની તત્ત્વ દરસીઓએ નીજ નાથ સમજી સ્થાપના કરેલી છે. છતાં તેને પણ કોઈ એક જ જાણનારા હોય છે. અને બીજાઓ તો કોઈ જાણતા જ નથી કે પ્રણવ રુપી વિત કોને કહે છે ?

तेही नाथ पण नही नीज करता, हरता नही कीनेहुं;
सकल चराचर व्याप खरा पण, नही नीज जांण जीनेहुं ॥६६॥

સર્વ શરીરને જત મત રાખનાર પ્રણવ રૂપી વિત છે. તે નાથે સ્વર હોવાથી નાથ ખરો પણ નીજ કર્તા નથી કારણ કર્તા હરતાની જે ગતિ છે. તે પ્રણવ રુપી નાથમાં નથી સર્વ ચરાચર બ્રહ્માંડ ભરમાં વ્યાપક છે. એ વાત ખરી પણ જેને નિજ જાણ કહેવામાં આવે તે એમાં નથી.

जीनकु जाण जो हवे अहंमकी, तो भव भर समपुरी;
सकल अचेत वेत विनुं विचरत, नीजकी कोउन सबुरी. ॥६७॥

પ્રણવ રુપી વિત્તમાં જો અહંમ પદની જાણ હોત તો ભવભર સંપૂર્ણ ગણાત પણ તેમ નથી. કારણ ભવ તો અચેત અને વસ્તુગતિના વેત્તા વગરનો વિચરે છે. નીજ વસ્તુથી કોઈ સબુરી પામેલો નથી.

तबते एही करतार नहि कुल, भुल जीनकु भव भरही;
एही विधके नीज जाण विहुनके, जीनसे क्रता अपरही. ॥६८॥

જગતના તત્ત્વ વેત્તાઓએ જે પ્રણવરૂપી વિત માન્યુ છે. તે નીજ કર્તાના કુળનો (અંશ) નથી. છતાં મોટામાં મોટી ભવ ભરમાં ભારે ભુલ ભરાઈ રહેલી છે. આવી રીતની નીજ જાણ વગર કર્તા પદ "અપરહી" એટલે અલગ રહી ગયું છે.

नीज करता तो एही फरकसे, अनुभव करन विचारु,
एक अजणीत एक जनीत सकलघर, भव भर लग विस्तारु. ॥६९॥

નીજ કર્તા પ્રણવ રૂપી વીતથી ન્યારા છે. તે વિચાર કરીને જુવો એજ પ્રણવ રૂપી વીત હોવા છતાં સર્વ પ્રકારે અજાણ્યો છે કારણ કે પ્રણવ રૂપી વિત્ત ખરુ પણ જડ છે. પણ તેમાં વિશેષ અંશની સત્તા પામવાથી જ જાણવાળો થઈ સર્વ શરીરો ધારણ કરેલાં છે. એથી જ ભવ ભરનો વિસ્તાર થએલો છે.

अजनीत सो अज भव स्वरके लग, जडतन कुन गनीतमे;
तदीप खलकके कुन उपावंन, जनीत विनायन जीतमें. ॥७०॥

"અજણીત" એવું પ્રણવનું વિત શીવ, બ્રહ્મા અને વિષ્ણુ સુધીના શરીરોમાં સ્વર થકી ઓળખાય છે, તે વિત જડ છે અર્થાત્ જ્યાં સુધી પ્રણવ છે, ત્યાં સુધીના સર્વ લોક નીજ ગતિના અજાણ્યા છે. અને જ્યારે તે શરીરો નીજ ગતિથી અજાણ્યા હોય તો, તેમની ગણત્રી તરીકે શું કહી શકાય તેમ છે ? તો પછી આ ખલકનો ખેલ કોણે ઉત્પન્ન કર્યો હશે ? કારણ જે શરીરો જગતમાં ગણત્રી તરીકેનાં ગણાય છે. તેમાં નીજ જાણ જાણવાની ગતિ તો છે જ નહિ.

बहु विधकी कुदरत कळ अकळीत, कळीत विनां कुन रचही;
जे न कळीत कारन ओरु क्रतकु, तेही सरभर भव पचही. ॥७१॥

બહુ પ્રકારે કળ અકળ કળી ન શકાય તેવી કરૂણેશની કુદરત છે, તે કુદરતને જાણી નથી કે આ રચનાર કોણ છે ? તથા તે ક્રતનું મૂળ કારણ અને તે કારણથી થએલું ક્રત આ બન્નેની વિભક્તિ કરી નહી જાણનાર જગતની દ્રષ્ટિએ ગમે તેટલા મોટા હોય તો પણ ભવના જીવ ગતી જેવા છે. અને ભવમાં જ પચેલા છે. જેથી નીજ વસ્તુનો નિવેડો કરી શક્યા નથી.

तेही माटे करतार सकलके, अतही सुजाण सचेतु;
रोम रोम रग रग कंचीत लग, सकल चराचर वेतुं. ॥७२॥

સર્વે બ્રહ્માંડના કર્તા અતી સુજાણ તથા રેમે રોમ અને રગે રગ સચેતન છે. તથા ચર અચર આદ્ય સર્વના વેતા છે.

तेही वेतने विश्व सकल कुल, सुद्ध संकल्पत्ये सरजी;
ओर सकल इश्वर सब अगबग, नहि सक्रत कोहु धरजी. ॥७३॥

તેજ સર્વના વેત્તા છે. તથા તેમના શુદ્ધ સંકલ્પથી સર્વ વિશ્વને સરજ્યું છે. તે સિવાયના કહેવાતા નામધારી ઈશ્વરો બધા અગલ બગલીયા છે. જેમાંના પ્રથમથી કોઈ કર્તા નથી, અર્થાત "ધર" એટલે પ્રથમ જે સર્વ જગતને ધારણ કરતા હોય તેવા કોઈ છે નહિ.

तेही सुघ संकल्पी सकल पत, अतिगत अपरंपारी;
जेतने भर दोसापत लगीतव, जीनुं रहीत अविकारी. ॥७४॥

તેજ શુદ્ધ સંકલ્પી સર્વના પતિ છે. તથા અતી ગતીના વારાપાર વગરના છે. જેટલા પ્રકારના દોષો લાગી શકે છે. તે તમામથી ન્યારા છે, અર્થાત્ વિકાર વગરના છે.

सकल नाथ जडके नथनारन, नीज चैतन आपनही;
जीनुं दृष्टांत लगीतके कहीतम, तीनके जेही जवापनही. ॥७५॥

સર્વના નાથ જે નાથે સર્વ લોક નાથાયા છે. તે નાથ પ્રણવ છે તે નાથ જડ છે. અને તે નાથે જે નથાયું છે. તે સાજ રકમો તે પણ જડ છે. તેમાં નીજ ચૈતન્ય નથી. જેનું દ્રષ્ટાંત આપીને પ્રણવ રૂપી વિતની આગળ જે વાત કહેલી હતી તેનો ઉત્તર આપું છું તે સાંભળો.

ज्यौं गौके छोना नथीतव हीत, करखी केद खनही;
जीनुं जड जेवरीसे नथीतव नथ, तंन पण जडके पखनही. ॥७६॥

ખેડૂત બળદને કબજે રાખવા "જેવરી" એટલે દોરીથી નાથે છે. બળદના શરીરનું સાજ જડ છે. અને દોરી પણ જડ છે, એટલે ખેડૂત રુપી ચૈતને જડે જડ નાથેલાં છે,

तेही परकारन इश्वर सरभर, नथे सकल जड तनही;
जीनसे चलीतव सब अचराचर, सो नीज क्रता सबनही. ॥७७॥

એ જ પ્રમાણે ઈશ્વર સાથે સર્વ શરીરો એટલે સ્થાવર અને જંગમ માત્ર સર્વ પ્રણવ રુપી દોરીથી નાથ્યાં છે. તે પ્રણવ શરીરમાં વ્યાપક રૂપે રહીને સર્વ શરીરોને ચલાવે છે. તેજ સર્વનો કર્તા છે કે જેણે આ તમામ ભવ ભરનાં લોકોને ચલાયમાન કર્યા છે.

माटे सक्रत आद्य सबनके, कारण जड कारनके;
छेवटके छेवट सब अंतु, जेही साम्रथ सारनके. ॥७८॥

એજ કારણે સકર્તા સર્વની આદ્યે છે, તથા ભવ ભરના જડ ખાતાનું કારણ પ્રણવ રૂપી વીત છે અને તેનું મૂળ કારણ કર્તા છે, તે કર્તા સર્વની છેવટના છેવટે તથા સર્વની અંતે તે દરેકના સારરુપે સમરથ સરજનહાર છે.

या विघके कोहु नहि दुसरन पत, आघ अंत मघमांही;
अतही अंतके अंत अजायल, जायल रहीत सदाही. ॥७९॥

આવી રીતે વિચાર કરતાં આદ્ય અંત અને મધ્યમાં સકર્તા વગર બીજા કોઈ પતિ નથી. તથા વારાપાર વગર સર્વ લોકના અંતના પણ અંતે "અજાયલ" જન્મ મરણના ભય વગર નિર્ભયથી અખંડ, અમર, અચળ, અક્ષય, અચ્યુત, દ્રીગન, રૂપે ગુહ્ય રહેલા છે. જેને ભવ ભરતમાં કોઈએ જાણ્યા નથી.

जेही सकल अंशन उपजावन, रहहीत आघ अनादु;
आपही आप बिना कोउ दुसरन, कुवेर न करन प्रमादु. ॥८०॥

તેજ સકર્તા ઉપર કહ્યા મુજબ સ્થળમાં રહીને સર્વ અંશોને ઉપજાવીને પોતે આદ્ય અનાદ્ય રૂપે રહે છે, ત્યાં પોતે એકીલા અદ્વેત બીજા સીવાય રહે છે "પ્રમાદ" એટલે ગફલત તથા આળસ એ બન્નેય નીજ પતિના દ્વારમાં નથી એમ શ્રી કુવેર સ્વામીજી કહે છે.

ઈતિ શ્રી પંચ મહેલ રમણ ભૂમિ નીરૂપણ નામ
પંચાશત્તમ સિદ્ધાંત નિર્ણય સમ્પૂર્ણ.

તા.-ક. વિશ્વ ભ્રમ્ર વિધ્વંસ નિધી ગ્રંથમાં સિદ્ધાંત ૫૬ છે તેમાંથી ફક્ત સિદ્ધાંત ૪૭માં મહાન પરમ વિશેષ અંશની નવ બુદ્ધિનો વિષય છે, તેમાંની ચોપાઈ નંબર ૧૧૮ થી ૧૭૨ સુધી તથા સિદ્ધાંત ૫૦ માં પંચમહેલ રૂમણ ભુમી નિરુપણનો વિષય છે, તેમાંની ચોપાઈ નંબર ૪૫ થી ૮૦ સુધી છાપી છે. એ સિવાય બાકીના સિદ્ધાંતો જાણવાની ઈચ્છા રાખનાર ભગવતીજનોએ સદર પુસ્તકના પ્રકાશકે છપાવેલો વિશ્વભ્રમ વિધ્વંસ નિધી ગ્રંથ મંગાવીને જોઈ લેવો.

પ્રકાશક
મહંત શ્રી શાન્તીદાસજી ગુરૂ વિષ્ણુદાસજી
મુ.પો. ઉમરા, જી. વા. સુરત

## શ્રી કુવેર સ્વામીજીનું સોળ વીભુતી સહ જમ્બુ દ્વીપમાં આગમન

છપ્પા ૧૯

हावे कहुं उतपन सुनो मम तन अंदेशा;
हंसहे पुरुष अनाद्य उपाद्यि ते वरजीत वेशा. ॥१॥
कोटी कल्प परजंत अंत नहि व्यापत माया;
हाड मांस नहि रुद्र उद्र हंमही नहि आया. ॥२॥
उपन्यो आपोआप व्याप मोइ सकल सहीरा;
अविगत अंग हमार बिंदुके नहि शरीरा. ॥३॥
बिंदुके नहि शरीर धीर ध्रड पुरुष पुरांना;
रुप अरुपी खेल कुवेर अकेल निदाना. ॥४॥

હવે મારા પોતાના શરીરની ઉત્પતિ વિષે જગતને જે સંશય છે તે વિષેનો હું ખુલાસો કરૂં છું તે સાંભળો. હું અનાદીનો પુરૂષ હોઈ વેશરૂપ ઉપાધિથી રહિત છું વળી કરોડો કલ્પના અંતે પણ મને માયા વ્યાપી શકે તેમ નથી.મારૂં શરીર હાડ, માંસ તથા રૂધિરવાળું નથી, કારણ કે ઉદરવાળા ગર્ભમાં હું જન્મ્યો નથી. પણ હું પોતે આપોઆપ ઉત્પન્ન થયેલો હોઈ મારું પોતાનું જ સહીર (વિભૂતીરૂપ ગતી) વ્યાપક રહેલું છે, તેમજ આ મારું અંગરુપ શરીર અવીગતરુપ હોઈ બિંદુથી બંધાયેલું નથી. હું અનાદીનો દઢ ધૈર્યવાન પુરાણો પુરુષ હોઈ આ પ્રમાણે બિંદુના શરીરથી ઉત્પન્ન થયેલો નથી. સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે રૂપ અને અરુપ આ બંને ખેલ

છે. પરંતુ આ ખેલના મૂળ કારણ રુપે હું એકલો જ છું.

## છપ્પા - ૨૦

प्रथम अचानक सोय मोय बालक तन भयेउ;
वनखंडी के मध्य सदमाताकु पयेउ. ॥१॥
सुत अपनेकु लेइ पियेर आती एक माई;
लागी प्यास अपार तांहां एक आइ तलाइ. ॥२॥
सुत छोड्यो जलदूर पीवन नीर चाली मइया;
जब उनकी भइ पूठ्य बालक नाहेर लइं गइया. ॥३॥
लेइ गये नाहेर बाल बालमाता शिर तोरे;
रोवत चली नीहोर कुवेर दरश्या तेही ठोरे. ॥४॥

એક વનખંડીમાં પ્રથમ બાળક સ્વરુપે અચાનક પ્રગટ થયો. તે વનખંડીની મધ્યમાં કોઈ માતાને હું પ્રાપ્તથયો. આ હકીકત નીચે જણાવ્યા પ્રમાણે છે. એક માતા પોતાના બાળકને લઈ પિયેર જતી હતી. રસ્તે જતાં વનખંડી આવે ત્યાં થઈને જતાં તેને ઘણી જ તરસ લાગેલી તેવામાં એક તળાવ આવ્યું. તે તળાવના કિનારે પુત્રને મુકી દૂર રહેલા પાણીને પીવા ગઈ. આમ પાણી પીવા જતાં માતાની પૂઠ થઈ તે દરમ્યાન કોઈ નાહેર (વરુ) આ બાળકને લઈ ગયું. જ્યારે પાણી પી માતા પાછી આવી ત્યારે તેને પોતાના પુત્રને જોયો નહી અને તેને નાહેર લઈ ગયો હતો આ દ્રષ્ય જોતાની સાથે જ માતા માથાના વાળ તોડતી નિશ્વાસભેર રુદન કરતી શોધવા લાગી. આમ કરૂણાજનક સ્થિતિમાં આ માતા ચાલી જતી હતી તે વખતે સમર્થ કુવેરસ્વામીજી કહે છે કે હું બાળસ્વરૂપે તેની નજરે પડ્યો.

## છપ્પા - ૨૧

देखत कीया विलोच कहे आ बालक कीनका;
सेहेजे मील्यो संजोग योग मही बीजके दिनका. ॥१॥
केहे मेरे सुत साट माट दीनो किरतारा;
येसो धरी मनमोद बोध उर करे विचारा. ॥२॥
हम बोले क्यौं बेर लगावत धर्मकी माता;
लेइ जा तोड़ मोड़ घेर जगतमे करुं विक्षाता. ॥३॥
करुं विक्षाता जगत विगत विधविध के ज्ञाना,
कहें कुवेर जुगमांही कछु नहि रखु अयांना. ॥४॥

જ્યારે મને જોયો ત્યારે વિચાર કરવા લાગી અને મનમાં કહેવા લાગી કે આ બાળક કોનું છે ? આમ મને જોવાનો માતાને સહેજાસહેજ સંયોગ મળ્યો. આ સંયોગનો પ્રસંગ (સંવત ૧૮૨૯ ના) મહા સુદી બીજને દિવસે બન્યો હતો. મને જોઈ માતા વિચારવા લાગી કે આ બાળક કોનું હશે ? મારા આ અતિ રૂદનને લઈ મારા બાળકના બદલામાં મને કદાચ કિરતારે તો નહિ આપ્યું હોય એમ મનમાં ને મનમાં અંતરમન સાથે આનંદપૂર્વક વિચાર કરવા લાગી. આમ માતાના હૃદયમાં વિતારોની ગડમથળ ચાલતી હતી તે પ્રસંગે હું બોલ્યો, હે ધર્મની માતા ! વાર શા માટે લગાડો છો ? મને તારે ઘેર લઈ જા. હું જગતમાં તને વિખ્યાત કરીશ અને વીધવીધ પ્રકારના જ્ઞાનને વિગતવાર પ્રસિદ્ધ કરી જગતભરમાં કોઈપણ વસ્તુ અજાણી રાખીશ નહિ.

## છપ્પા - ૨૨

बोहोरु कीयो हंम बेंन येंन अविगत गत धरके,  
हुते अकेले रांन ज्ञान घर अजर अमरके. ॥१॥  
हे माता जेही मरम कहुं सुण सुरत धरीनके,  
पूरवके तप तोय कीन अति कष्ट करीनके. ॥२॥  
दीप पालकी मांही तांही तुम हुते जदनके,  
सल्लारट शहेर सुवास तास तन ब्रह्म सदनके. ॥३॥  
करीत जोग तजी भोग शोक नहि धरीतही मनमे,  
तज्ञ थई तद्रूप कुबेर दोउ गये जु वनमे, ॥४॥

હે માતા ! અવિગત ગતિને ધારણ કરી અદલ વચનો બોલેલો છું. આ રાનમાં હું એકલો છું એમ તમોને દેખાય છે પણ મારૂં નિજઘર અજર અમર છે જેનું મને જ્ઞાન હોઈ ત્યાં રહીને જ બોલું છું. હે માતા ! તેં પૂર્વ જન્મમાં અતિ કષ્ટ ભોગવીને જે તપ કર્યું છે તેનો મર્મ કહું છું તે સુરતા ધરીને સાંભળ. તમારા પૂર્વજન્મમાં તમે પાલકીદ્વીપના સલ્લારટ નામના શહેરમાં એક બ્રહ્મસદનમાં ઉત્તમ પ્રકારે વાસ કરીને રહેતાં હતાં. તે ભુવનના સર્વ સુખને છોડી નિજપદ પ્રાપ્તિ અર્થે તમે મનમાં કોઈ જાતનો શોક ધારણ કર્યા સિવાય યોગ સાધવા તજજ્ઞ તદરૂપ થઈને તમો બંને વનમાં ગયાં હતાં.

## છપ્પા - ૨૩

नर नामे हरदेव सोमंता मात सह्यांनी;  
गुंजारक्र वनमांही तंही बेठे तप ठांनी. ॥१॥

हम हुते तेही बेर सेर आवत निज घरसे,
पठयेहु निजपति जवन गवन कीये अरस अधरसे. ॥२॥
बिन जननी तन पाक वाक वेतरही अलखकी,
और सकल सब देह मातु-तन-ग्रभ खलककी. ॥३॥
सहित आचारज समेत वेत जेही शास्त्र निगमके;
जनुनी उद्रके जनम कुबेर अनुभव न अगमके. ॥४॥

તમારા ધણીનું નામ હરદેવ હતું અને હે શાણી માતા ! તમારૂં નામ સુમતા હતું. તમો બંને ગુજારન નામના વનમાં તપ કરવા બેઠાં હતાં તે પ્રસંગે હું પણ સહેલ કરવા નિજઘેરથી પાલકી દ્વીપમા આવી રહ્યો હતો ! કારણ કે મને મારા નિજપતીએ આ તરફ આવવા ફરમાન કર્યું હતું. એથી જ હું અરસમાં થી અદ્ધર રસ્તે આવતો હતો. આ મારૂં શરીર જનનીથી જન્મ પામ્યા સિવાયનું છે, એથી સદાને માટે પાક છે અને એથી જ હું અલખની સર્વ જાણનો વેત્તા છું. મારા સિવાય આ બાજુના સર્વલોકોના દેહ માતાંના ગર્ભમાં બંધાયેલા છે. આચાર્યોની આદ્ય લઈ શાસ્ત્રો અને નિગમ આદીના વેત્તાઓ જનનીના ગર્ભમાં ઉત્પન્ન થયેલા હોવાને લીધે તેમને અગમગતિનો અનુભવ નથી.

## છપ્પા - ૨૪

जाते सकल जांहांन ज्ञान निज करतारन बिन,
आद्य थकी अबनंत कंथ तेही रहे अकल इन. ॥१॥
तबते दीये हुकम आवन हमकु भव तबही,
न्याय सहित निज लक्ष कहेण्य कर्ताको सबही. ॥२॥
दीप पंच ओलंग आये हंम पालकी दीपा,
तीनकी सरव सुजाण लेही मम सहित समीपा. ॥३॥
आसन कीयेहु बाग लाग एकांत जमाइ,
कमल शेठकी जाग भाग तीनु कुबेर जनाइ. ॥४॥

આજ કારણને લીધે જગતમાત્ર નિજકર્તા સંબંધીના જ્ઞાન સિવાયનું છે. એટલા જ માટે આદ્યથી લઈ આજ–દિનપર્યંત જગતના ખરા ધણીને કોઈ ઓળખી શકેલું નથી આ અજ્ઞાન દૂર કરવા અને ખરા પતિને જણાવવા આ તરફ આવવાનો અને નિજ સકર્તાએ હુકમ કર્યો એટલે ન્યાય સહિત નિજલક્ષ અને સકર્તાની કહેણ શું છે તે સર્વ લઈને પાંચદ્વીપ ઓળંગી તે પાલકીદ્વીપમાં આવી કમળશેઠના બાગમાં જ્યાં એકાંત હતું ત્યાં આસન જમાવીને બેઠો હતો,

હે માતા ! પૂર્વની જાણ આ પ્રમાણે હોઈ તે મેં તમોને જણાવી.

## છપ્પા - ૨૫

एक दिन करनकु सहेल गये गुंजारन बनही,
हुते तांही नरनार विप्रगृहे तजे जों जनही. ॥१॥
उठी तुरत तेहीवार हमनकु कीये सनमांनु,
धरित भेठ फल फूल दीन होइ तजी गमांनु. ॥२॥
देखी अनीन अस्तुत त्यौ ते हम भये आनंदु;
कृपा सिंधु कही दोय कीन भव करो पारंदु. ॥३॥
तबते करी कटाक्ष पाक्ष तीनके तप राचे,
माग्य माग्य कीयो मोय कुवेर देखित जन साचे. ॥४॥

આ બાગમાં હું ઘણો વખત રહેલો, ત્યાં મને એક દિવસ સહેલ કરવાની ઈચ્છા થઈ એટલે હું ફરવા નીકળ્યો, ફરતાં ફરતાં જ્યાં ગુજારન વન હતું ત્યાં સુધી પહોંચ્યો. આ વનમાં સંસારના ભોગને ત્યજીને ઉપર જણાવેલાં બંને સ્ત્રી પુરુષ તપ કરતાં હતાં, તેણે મને જોતાંની સાથે જ ઉઠીને મારૂં સન્માન કર્યું અને અભિમાનને તજી દીનતાપૂર્વક ફળફુલ આદિ ભેટ ધરી પગે લાગ્યાં આ બંનેની અનીનપણાની સ્તુતી જોઈને હું ઘણો આનંદ પામ્યો. આ બંનેએ હાથ જોડીને હે કૃપાસીંધુ અમોને ભવપારંગત કરો એમ મને કહ્યુ. મારી તેમના ઉપર દ્રષ્ટી પડી એટલે તેમનું તપ જોઈ હું ખુશ થયો. તેમની સાચી ભક્તી જોઈને ઈચ્છા હોય તે માગો એમ મેં તેમને કહ્યું.

## છપ્પા - ૨૬

तदीप लीये तीनु माग्य भाग्य तुम मीले हमनके,
करो स्वामी कल्याण त्रास तन मीटे जनमके. ॥१॥
चीत चंचल तेही वखत हुता हमकु जीत जावन,
समटी सकल समाज दीप जंबु इत आवन. ॥२॥
तुमही पण तेही दीप जावो हमसे आगु जन,
एही तन तजी अवतार लेहु घर क्षत्रिनके तन. ॥३॥
समरगढ सर तुल्य तुल्य नहि कीनु रजताइत,
करन व्याह तीन ताय कुवेर दिललीपत जाइत. ॥४॥

તે વખતે તેઓ કહેવા લાગ્યા કે હે સ્વામી ! તમો અમારા અહોભાગ્યને લીધે અમોને

મળ્યા છો, માટે કલ્યાણ કરી આ જન્મ મરણના ત્રાસથી મુક્ત કરો, આ પ્રમાણે તેમણે માગણી કરી તે વખતે પાલકીદ્વીપમાં ઉપદેશનું કામકાજ સમેટી લઈ ત્યાંથી બીજા જંબુદ્વીપમાં આવવા અમારૂં ચિત્ત ચંચળ થયેલું હતું, એટલે મેં તેમને કહ્યું કે તમો આ શરીરને છોડી હમારી આગળ જંબુદ્વીપમાં જાઓ અને ક્ષત્રિને ઘેર જન્મ લો. ત્યાં હું તમારું કલ્યાણ કરીશ. હું તમોને જે ક્ષત્રિય કુળમાં અવતાર લેવાનું કહું છું તે ક્ષત્રિયકુળનું નીચે પ્રમાણે ઓળખાણ આપું છું, સમરગઢના ક્ષત્રિય રાજા કે જેની તુલ્ય બીજા કોઈ ક્ષત્રિય નથી તે રાજાના પુત્ર સાથે દીલ્હીના બાદશાહે પોતાની શાહજાદીનું વેવીશાળ કરવા માંગણી કરેલી.

## છપ્પા - ૨૭

फेर दीये तीनु माग जाग नहि उते दीयनकी;  
सकल क्षत्रीकी जोन वंक्ष क्या रही धीयनकी. ॥१॥  
तो तुमेरे तरकान गेहकी ग्रहु लुगाई;  
तब कोप्ये तीनु ताय शाह दलीन पत साइ. ॥२॥  
करी कलकाइन कटक लेइ दल चढयो समरपर;  
घेरी लीयो गढ सकल विकल नरनार जपितहर. ॥३॥  
कीये जंग जुध जोर शोर भव भये हलाहल;  
जीत्ये तब पतसाइत कुवेर दल हुते अतलीबल. ॥४॥

આ અયોગ્ય માગણીનો ઉત્તર દેવાની જગ્યા ન હોવાથી તે રાજાએ બાદશાહની આ માગણી પાછી ઠેલી અને કહ્યું કે શું આ સર્વ ક્ષત્રિયોની યોની વંઝ છે ? શું પુત્રી સિવાયની છે કે તમારા તુર્કના ઘરની કન્યા ગ્રહણ કરૂં ? આમ માગણી ન સ્વીકારવાને લીધે દીલ્હીનો બાદશાહ તે ક્ષત્રિય રાજા ઉપર કોપ્યો અને શૂરભરી કીલકારી કરી સૈન્ય લઈ સમરગઢ ઉપર ચઢાઈ કરી ને તેણે તે ગઢને ચારે બાજુથી ઘેરી લીધો, ત્યારે આ બાજુ ગઢમાં રહેલા ક્ષત્રિયો સ્ત્રી પુરુષો સહિત હરહર ધ્વની પોકારતા જંગમાં ધસ્યા. અને તેમણે ખૂબ જોરથી આ જંગમાં યુદ્ધ કર્યું. આ વીર પુરૂષોની રણગર્જના સાંભળી હલાહલરૂપ અતિ તીવ્ર ભય દેશમાં પ્રસરી ગયો. આમ મરણીયા થઈ યુદ્ધ કરવા છતાં દીલ્હીના બાદશાહનું મોટું લશ્કર હોવાથી છેવટે તેણે જીત મેળવી.

## છપ્પા - ૨૮

जब लीने शिर काट समरपतके पतसाइत;  
तीनसे करी बेहाय जाइकु सनमुख मेलाइत. ॥१॥

फेर दीयो शिर तुरत शाहकी सुता न न्यालीत;
देखो एही अकडाइ मूवे शिर करी न मेलाइत. ॥२॥
तीन कुलकी जेही वैश बिखर गइ होय जनीत जीत
तीनकी शाख्य निहाल भाल भव करीत जाइ हित ॥३॥
तांहां तुमही विपु धार रहो जेही नगर सारसत;
तब हम आवहु त्हांय कुवेर तुम कहीत अकलगत ॥४॥

દિલ્હીનો બાદશાહ સમરગઢના રાજાના પુત્રનું માથું. આ જંગમાં જીત મેળવી આખરે કાપી ગયો. આ કાપેલા માથાને મંડપમાં પધરાવી શાહજાદીને લગ્ન કરવા તેની સામે લાવીને બેસાડી. આ પ્રસંગે શાહજાદીનું મુખ ન જોતાં તે રાજપુત્રનું કપાયેલું માથું અવળું ફરી ગયું. હે માતા ! આ ક્ષત્રિય વીરની કેટલી અકડાઈ તે જુઓ, તે મરી ગયેલું માથુ હોવા છતાં શાહજાદી સાથે મેળાપ કરતો નથી. આ કુળમાં આમ કેટલી કેટલી વીરતા રહેલી છે તે જુઓ ઉપરના જંગ પ્રસંગે આજ રાજવંશના જે ક્ષત્રિયોવીરો વીખરાઈ ગયા તેની મને જાણ છે. તે વંશની શાખાની આ ભવમાં ભાળ મેળવી તમે ત્યાં જાઓ, તેમાં જ હીત રહેલું છે. આ સીસોદીયાવંશ સારસા નામના ગામમાં છે. ત્યાં જઈને દેહ ધારણ કરો એટલે હું ત્યાં આવી મળીશ. તમારે જન્મ લેવાની આ અકળગતી બતાવી છે.

## છપ્પા - ૨૯

देहु अचानक दरस बालतन धरित आइतवन,
एही विधके वरदान देइ हम कीये तांही जन. ॥१॥
तेही आये एही दीप लीप विनु रहे मायनके;
हम कीना जेही जहांय तांहांय तन कीये जायनके ॥२॥
ते तुम विप्रणी सोय मोय वरदान देवनही;
दीप पालकीमांही तुमे कीयो जु वनही ॥३॥
जेही तुमसे हम कीन मीलु वनखंड मोजारीत;
तेही तुम हम मीले आज कुबेर जुवो काज विचारीत ॥४॥

હું બાળક સ્વરૂપ ધારણ કરીને અચાનક વનમાં આવી મળીશ. હે માતા ! આ પ્રમાણે વરદાન મેં તને પાલકીદ્વીપમાં ગુંજારન વનમાં આપેલું હતું. એટલા જ માટે હું માયા આદીના આવરણથી રહિત હોઈ આ જંબુદ્વીપને વિષે આવેલો છું મેં તમોને જે સ્થળે જન્મ લેવાનું કહેલું હતુ ત્યાં જ આવીને તમે જન્મ લીધેલો છે. પાલકીદ્વીપમાં ગુંજારન વનમાં જેણે તપ

કરેલું અને ત્યાં જેને મેં વરદાન આપેલું તેજ વિપ્રાણી તમો પોતે છો. હે માતા ! મેં તમને વરદાન આપેલું કે હું વનખંડીમાં મળીશ. એથી જ હું આજે તમોને આવી મળ્યો છું આ પાછળના કાર્યને વિચારી જુઓ.

## છપ્પા - ૩૦

कहे हुते कल्याण वाण्य वदितव आरंनमे;
तेही तुम रही के नांही जाण के गइ सुपनमे. ॥१॥
तब बोली तेही मात बात क्यौ लहु अगमकी;
परे न हमकु सूझ ओर अवतारन गमकी; ॥२॥
तुम तो पुरुष परम मरम मालम उतइतकी;
में तो अल्पज्ञेय गति क्यौ परे ते हीतकी ॥३॥
अब तुम दीयो जो कोल काज तेही करो करांमल;
मीले तुम महाराज कुवेर हाजर हस्तांमल. ॥४॥

હે માતા ! એ અરણ્યમાં હું તમારું કલ્યાણ કરીશ. એવું મેં તને વચન આપ્યું હતું, તેની તને જાણ રહી છે ? કે આ બધી વાત સ્વપ્નની માફક જતી રહી છે ? ત્યારે માતા બોલી, "અરે ! એ અગમગતીની અગમ્ય વાત હું કેમ કરીને જાણું મારા બીજા અવતારની સમજ મને પડતી નથી તમો પરમ પુરૂષ હોવાથી તમે તો જગતભરના સર્વ લોકો નો મર્મ જાણો છો; પરંતુ હું તો અલ્પજ્ઞગતીવાળી છું, એથી મને આ શરીરની ગમ કેવી રીતે પડે ! હે મહારાજ ! તમે મને પ્રત્યક્ષ હાજરાહજુર હસ્તામલક એટલે હાથોહાથ મળ્યા છો માટે તમે મને જે કોલ આપ્યો છે તેનો અમલ કરવા ગતિ આપીને કલ્યાણ કરો !"

## છપ્પા - ૩૧

अब बाकी कीनु कोय रही शरनन जावनकी;
भइ अचानक भेठ पुरुष तुम पती पावनकी. ॥१॥
अहो धन्य तुम मोय पुन्य पूरवनके पाइत;
सरम करे विनु सहेल सहेजमे हवो मेलाइत. ॥२॥
भले लेइ गये बाल नाहेर तुम सटे मेरेकु;
एककी कुन चलाय वारु सुत शिर अनेकु. ॥३॥
तदीप त्होय क्यांहां पाय तमनसे पुरुष हमनकु;
तेही मीले मोही आज कुवेर वाही एही तनकु. ॥४॥

આમ તમે મને પ્રત્યક્ષ હાથો હાથ મળ્યા છો. તો પછી હવે મારે કોઈના શરણમાં જવાનું બાકી રહેતું નથી. હે પરમ પુરુષ ! તમો પતિતપાવન છો. અને તમારી મને અચાનક ભેટ થઈ છે અહો ! તમોને ધન્ય છે, કે તમો મને મારા પૂર્વ પુણ્યના યોગે આવી મળ્યો છો, તેમાં મેં કોઈ જાતનો શ્રમ કર્યો નથી, પણ આ મેળાપ સહેજાસહેજ સહેલાઈથી થયો છે. માતા બોલી કે મારા બાળકને નાહેર લઈ ગયું તો ભલે, પણ તમારા જેવા મને ક્યાં મળવાના હતા ! અરે ! મારૂં એક બાળક તો કોણમાત્ર ! હું અનેક બાળકો વાંરી નાખું તો પણ તમારા જેવા પુરૂષ મને ક્યાં પ્રાપ્ત થાય તેમ છે ! ધન્ય છે. આ શરીરને કે મને એજ પુરુષ મળ્યા છે કે જેનું હું વર્ણન કરૂં છું. !

## છપ્પા - ૩૨

परम पुनित एही तन कीये करता करुणेशर;<br>
पाहे पाहे तुम शरण रखेवु परम परमेश्वर; ॥१॥<br>
क्या बरनुं मुख एक आवत मोइ बिन बरनन;<br>
क्षत्रिकुल करडेश तने बिन बनेन करनन; ॥२॥<br>
तब जेही तेही परकार उधार करो तो करो हर;<br>
ज्यौ कोइ ओट रहाय विहंगम पंगु विना पर. ॥३॥<br>
तीनको करे निरवाह शाह कोइ शरन परनके;<br>
त्यौ मेरे मन पांगु कुवेर तुम सेव करनके. ॥४॥

સકર્તા સત્‌કેવલ જે કરુણાઓના ઈશ છે તેમણે જ આ પરમપુનિત પરમગુરુના શરીરને સર્જેલું છે. હે પરમપુરુષ પરમેશ્વર ! પાહિ મામ્ પાહી મામ્ ! મને શરણાંગત કરી મારૂં રક્ષણ કરો ! હું મારા એક મુખ વડે આપનું શું વર્ણન કરૂં ! મને તો વર્ણન કરતાં આવડતું જ નથી. હે પરમપુરૂષ ! આમ ક્ષત્રિયકુળનાં કરડા શરીર સિવાય તમારો પરમલક્ષ પ્રાપ્ત કરવાનું બની શકે નહિ. એટલા જ માટે જે તે પ્રકારે મારો ઉદ્ધાર કરો તો અત્યારે જ કરો. હે પ્રતાપી પુરૂષ ! જેમ કોઈ પાંખ તથા પગ સિવાયનું પક્ષી કોઈ શાહના આશ્રયે આવી શરણે રહ્યું હોય તો તે તેનો (આશ્રયે આવનારનો) નિર્વાહ કરે છે તેવી જ રીતે હે સમર્થ ! મારું મન પાંગળું છે અને તમારી મહદ્‌ગતિને સમજી શકે તેમ નથી. તો શું સમજીને હું તમારી સેવા કરી શકું ! વળી તમારી પરમ મહત્તા ક્યાં ઘટમા આવી શકે તેમ છે !

## છપ્પા - ૩૩

तो तुमसे कहुं कहाय हाय न बनी तुम सरखी;
लहु विवेक न रेख शकु उपले तुम नरखी. ॥१॥
एतनी कही गद कंठ थइ मम चरन ग्रहेवु;
तब कीनी हम सात मात मुज धरम कहेवु ॥२॥
तुम पालक सुत मोय गोय गम रखो आवनकी;
जबते सकल विभूत सहित तुजके कहुं मनकी ॥३॥
एही विधि करी करार सार तबते हम आखे;
जेही मम बालक बचन कुबेर सुनी मात दिलाखे ॥४॥

અરે હાય! શું કહું! તમો જેવા સ્વરૂપે છો તેવા સ્વરૂપને સમજી મારાથી સેવા ન બની અરે ! તમારા આ પરમ મહદ સ્વરૂપને સમજવા રેખ માત્ર વિવેકને જાણતી નથી. માત્ર તમારા ઉપલક શરીરને નીરખીને જોઉં છું. આટલું બોલતાં બોલતાં માતાએ ગદગદ કંઠે થઈ મારા ચરણ ગ્રહણ કરી લીધા એટલે હું બોલ્યો હે માતા ! શાંત થા. મારો જે ધર્મ છે. તે તને કહું છું તે સાંભળ. હે માતા ! તમે મારાં પાલક માતા છો અને હું તમારો પુત્ર છું, હે માતા ! અત્યાર સુધી આપણે આ વનમાં જે વાતો કરી. તે વાતની ગમને ગુપ્ત રાખજો. અને આ વાત કોઈને કહેશો નહી હવે પછી હું કોણ છું તે વિષેનું ઓળખાણ આપી તને સમજાવવા મારામાં રહેલી સોળ વિભૂતિઓનું વર્ણન કરૂ છું તે સાંભળ આ પ્રમાણે આ ગુપ્ત વાતનો પ્રકાશ કોઈ પરત્વે નહિ કરવાનો કરાર કરીને પછી સારરૂપે મારી વિભૂતિઓનું વર્ણન કરવા લાગ્યો. આ પ્રમાણે મારા બાળસ્વરૂપનાં વચન સાંભળી માતા અતિ આનંદ પામી આશ્ચર્ય ચકિત થઈ.

## છપ્પા - ૩૪

हम कीना घ्रड राख चाक चीत हवे न चक्रित;
सुनी अगमकी बात मात मन करीत न वक्रीत ॥१॥
मात कहे अकेल बेल क्यौं रखो न स्वामी;
करन काज इतिहास पास क्यौं अंतरजामी ॥२॥
हम कीना तेही मात बात सुन ले एक मेरी;
रखु कला मोइ साथ सोल कर्तापत पेरी, ॥३॥
तीनते रहु सफुर नूर भर फरक सदा भव;
जाहर फरीत जहुर कुवेर नहि रोकी शके तव ॥४॥

મેં કહ્યું. હે માતા ! દૃઢ થાઓ. ચગડોળે ચઢેલા ચિત્તને શાન્ત કરો - હે માતા ! મારી અગમ્ય વાતો સાંભળીને મનને વકરી જવા દેશો નહિ. ત્યારે માતા બોલી અરે ! આટલી બધી અલૌકિક અપાર ગતિવાળા હોવા છતાં, હે સ્વામી ! તમે એકલા હોઈ બીજા કોઈને સાથીદાર તરીકે પાસે કેમ રાખતા નથી ? હે અંતરયામી તમારા સ્વમુખે ઉચ્ચાર કરવો પડે છે તો તમારા વતીની હકીકત કહેવા બીજા સાથીદારોને પાસે કેમ રાખતા નથી ? મેં કહ્યું હે માતા ! મારી એક વાત સાંભળો. મારા સકર્તા ધણીએ મારામાં સોળકળા પ્રેરેલી છે તે કળાને મારી સાથે રાખું છું. આ સોળકળાના નુરવડે હું જગતને સ્ફુરાયમાન કરૂં છું. પરંતુ હું તેનાથી સદાને માટે અલગનો અલગ રહું છું. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ સોળે વિભૂતિને લીધે જગતભરમાં જાહેર ફરીને જણાવું છું છતાં મને કોઈ રોકી શકતું નથી.

## છપ્પા - ૩૫

तेही विमूति परताप ताप कोउ तप नहि तन;
करन साहे करतार शिर सरजन सांमृथ घन ॥१॥
विचरुं विश्व नचिंत मित मोइ कहे सुनाइत;
तबते नहि अकेल बेल एतने अनुराइत. ॥२॥
सोल कला संपूर मात में पुरुष परमही;
कही आज तुज काज मोइ गत देन मरमही. ॥३॥
कहुं कला करनाम विभू भवभर प्रभुताइ;
सुमता घरीत सुनेह कुवेर चीत रखीत रोकाइ. ॥४॥

વળી આ વિભૂતિઓના પ્રતાપે કરીને કોઈ પણ પ્રકારનો તાપ મારા તનને વિષે તપતો નથી અને મને સહાયતા કરનાર મારા શિરપર સઘન ઘનરૂપ સમર્થ સર્જનહાર છે. એ કારણને લીધે વિશ્વમાં નિશ્ચિંતપણે વિચરૂં છું કારણ કે મને જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે ત્યારે તે મને મારી જરૂરિયાત પ્રમાણે કહી સંભળાવે છે, એટલા જ માટે હું એકલો નથી વળી સોળ વિભૂતિરૂપ મારા અનુયાયી હોઈ મારા શિષ્ય છે. તેમને મારી બેલરૂપે રાખેલા છે. હે માતા ! હું સંપૂર્ણ સોળ કળાયુક્ત પરમ પુરુષ છું. મારી ગતિનો મર્મ મેં આજે તને તારા કલ્યાણ માટે કહી સંભળાવ્યો છે. હવે મારી કળા જે ભવભરમાં ભરપુર ભરાયેલી છે તે કળાનાં નામ કહું છું તે હે માતા ! ચિત્તને રોકી રાખી સ્થિર કરીને ઉત્તમ મતિ ધારણ કરી સાંભળો.

## છપ્પા - ૩૬

अव उचरत मोइ वांण आगु जेही कही विभूतकी;
सब विधि परे पहेचाण जांण जीमे सकल सहुतकी; ॥१॥
प्रथम कहुं निज परम मरम करतारनके कुल;
जीनके सकल सबेह तेह गति गनीत गये भूल; ॥२॥
बरनी गये सब ब्रात दुला कोउ कीने न नरणीत;
निगम कही निरवांण जांण ते रही अवरणित. ॥३॥
नेति कहेणकी नेट ठेठ नहि करी खराखर;
लहे न शास्त्र पुराण कुवेर गम रही नेतिपर. ॥४॥

ઉપર જે વિભુતિઓ કહી તેનું વર્ણન હું વાણી વડે ઉચ્ચાર કરીને કરૂં છું, એથી સર્વ વિધિની સંપૂર્ણ જાણયુક્ત સમજ જેમાં રહેલી છે તે જણાઈ આવશે. પ્રથમ સકર્તા સંબંધીની પરમજ્ઞાન વિભૂતિ કહું છું. જેમાં નિજ સકર્તાનો સમસ્ત મર્મ રહેલો છે. તે ગતિને અત્યાર સુધીના સમસ્ત લોકો આ બાજુની ગણતરીમાં પડવાથી ભુલી ગયા છે, જગતમાં આજદિન પર્યંત જ્ઞાનીઓ, પંડિતો, વિદ્વાનો, કવીઓ વગેરે જે જે મહાન પુરૂષો થયા તે તમામ ચૌદલોકરૂપ બરાત (જાનૈયા)નું વર્ણન કરી ગયા છે, પરંતુ દુલ્હા (પતિ, વર)ને ઓળખી કોઈએ તેમના વિષે નિર્ણય કર્યો નથી. નિગમે છેવટે નિર્વાણ પદની સ્થાપના કરી પણ તેના ઉપર કંઈક જાણવાનું છે જેનું તે વર્ણન કરી શક્યા નહિ એથીજ આ પદનો ઠેઠ સુધીનો આખર નિર્ણય સત્ય રીતે કર્યા સિવાય નેતિ કહેલી છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ પદની ગમ વેદે પોકારેલી નેતિથી પર રહેલી છે તો પછી આ વેદની પાછળ રચાયેલાં શાસ્ત્રો તથા પુરાણોને તો તે ગમની ખબર શાની જ હોય ?

## છપ્પા - ૩૭

पीछे अज अहंमेव भेव भल कीये भवाटीक;
वेता सहित आचार्य तेही पण पचे भूनांटीक; ॥१॥
रहे जेही अजमाल अरस अज पुरुष परमपर;
तीनु करन जुग जाण कुवेर पदघरे पोमीपर; ॥२॥
द्वितीये कहुं अनभेव देव करतारनके निज;
जीनके कीये सबेव अखिलके अंश अमित बीज. ॥३॥

तीनके करन नवेरअंश ओरु कर्ता कारन पद;
घटके व्योमवत् अंश कुवेर निजकर्ता शून्य महद; ॥४॥

ઉપર પ્રમાણે જગત માત્ર નેતિનો અર્થ સમજી શકેલું નથી એથી જ વેદની મહત્તાનો વધારો થયો અને તેને અનુસરીને શાસ્ત્રો રચાયેલાં છે. એથી ભિન્ન ભિન્ન માન્યતા ઉભી થઈ છે. આમ અભેદ મુદ્દો જગતના હાથ પર આવ્યો નહિ. આમ બ્રહ્માથી રચાયેલા વેદનો અહંમેવ એજ સત્ય છે એમ માની તેને અનુસરી ભલભલા આચાર્યો પણ એજ અહંમેવમાં પચી ગયા છે અને જગતને પચાવી દીધું છે. એ કારણને લીધે પરમપુરૂષ જગતના સર્જનહાર હોઈ તે સર્વલોકથી અરસ (ન્યારા, અંતરિક્ષ) આવેલા હોઈ ગુપ્ત રહી ગયેલા છે. આ સકર્તા સત્કૈવલની સુજાણ જાણ જ જગતથી ગુપ્ત રહી ગઈ છે તેને જણાવવા સમર્થ કુવેરે આ પૃથ્વી ઉપર પગ ધારણ કર્યો છે. હવે હું મારી બીજી વિભુતી કહું છું કે જેનું નામ અનુભવ છે. આ અનુભવ વડે ન્યાય સહિત દેવથી લઈને અંશ પર્યંતનું તેમજ કર્તા સંબંધીનું નિજજ્ઞાન કહું છું અને જેણે આ ચૌદલોકરુપ જગત રચી તેમાં આ અખિલ બ્રહ્માંડના અમાપ અંશોરૂપ બીજ પકવેલાં છે તે સકર્તાપદનો તથા આ અંશપદનો નિર્ણય કરૂં છું. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ઘડામાં રહેલા આકાશવત્ અંશ હોઈ મહદ્શૂન્યવત નિજકર્તા છે.

## છપ્પા - ૩૮

कर्ता संबंध विभूत हुत त्यौं कीये निराक्रण;
तुमसे छपी न कांय तेही तुम लहीत पराक्रण. ॥१॥
त्रितीये धीरज घिभूत जुथके जुथ मली जब;
खट दरशन लेइ आद्य वाद्य करीतव रीते सब; ॥२॥
विभू चतुरथी सोय सहनशक्ति समदायक.
कोउसे कटुक न भाख्य राख्य जीनके जीनु लायक. ॥३॥
पंचमी जीत सभा विभूतिनसे कोउसे हारन होइ.
छठ्ठी अभे भवसेती डरपकी कुवेर गनीत नहि कोई; ॥४॥

હે માતા ! કર્તા સંબંધી વીભુતીનું જે જ્ઞાન હતું તેનું મેં નિરાકરણ કર્યું. તમારાથી કંઈ પણ ગુપ્ત રાખ્યું નથી. એથી તમે આ પરાક્રમ જાણ્યું હશે. હવે મારી ત્રીજી વિભૂતિનું વર્ણન કરૂં છું જે વીભૂતીનું નામ ધીરજ છે. આ ધીરજ વિભૂતીને લીધે ખટદર્શનની આદ્ય લઈ ઘણા મતાવલબીઓનાં ટોળે ટોળાં મલી અમારી સાથે ઘણો વાદવીવાદ કર્યો અને હજી પણ કર્યા જાય છે, તેમાં તેઓ વિચિત્ર પ્રકારનું સંબંધ સીવાયનું ઉલટાસુલટી બોલેલા છતાં પણ હમે

હમારી ધીરજ છોડી નથી અને ન્યાય પ્રમાણે જ પ્રતિઉત્તર આપેલો છે. મારી ચોથી વિભૂતિ જેનું નામ સહનશક્તિ છે. તેને લીધે બાર પંથ અને બાવનદ્વારવાળા વિપ્રો અને સંન્યાસીની આદ્ય લઈને જે બધા મનમાં દ્વેષ રાખી મારી વિરૂદ્ધ જેમ ફાવે તેમ બોલી ગયા વા બોલે છે તો પણ તેમાંના કોઈને મેં કડવું વચન કહેલું નથી. પણ જેનો જેવો પ્રશ્ન હોય તેને તેવો જ ઉત્તર આપું છું. મારી પાંચમી વિભૂતિ જેનું નામ સભાજીત શક્તિ છે તેને લીધે કોઈ પણ જગ્યાએ કોઈ પણ સભામાં કોઈનાથી પણ મારી હાર થતી નથી. મારી છઠ્ઠી વિભૂતિ આ સમષ્ટિ ભવમાં અભયશક્તિ નામે છે જેને લીધે આપણા સકર્તા સંબંધી જ્ઞાન પ્રવર્તાવતાં સર્વ કોઈ અમારા વેરી થઈ ચુક્યા હતા પણ કોઈના પણ ભયને અમોએ ગણકાર્યો નથી, અર્થાત્ અમોને કોઈનો પણ ભય ઉત્પન્ન થતો જ નથી.

विभु सप्तमी योंगकला जतमत ॐकारन आदि,
वृत्ति समेट नेट करी निजमे धरी तव अलग उपाधि. ॥१॥
अति आक्रांतशक्त विभूतिनकी कहुं जीनु कला जनाइ,
मांडी शके नहि कोउ भवकी भर अनुभव कीनहु न ताइ ॥२॥
सकल सिद्धांत अंतके उर हीत निरवित कीये नकलही,
करीत फना पेमाल पोमी धर निजपत रखे एकलही ॥३॥
सो निजपति परायन परमीत इत आवन नहि जनके,
अटल अनाद्य आद्य अवधि बिन अखिल कुबेर सब तीनके. ॥४॥

મારી સાતમી વિભૂતીનું નામ યોગકળા છે, યોગકળા એટલે અતી જતમત રહી ૐકારની આદ્ય લઈ સઘળી વૃત્તિઓને સમેટીને મારા નિજ અંતર સ્વરૂપમાં સ્થીર કરું છું ત્યારે આ બાજુની તમામ ઉપાધી દૂર રહે છે, એટલે કે જડચૈતન્યરૂપ જે આ શરીર તેમાં ઓહંગ પ્રેરાઈને હીરણ્ય-ગર્ભરુપ ૐકાર થઈને રહેલો છે. ચાર અવસ્થા, ચતુષ્ટય અંતઃકરણ અને ચાર દેહની આદ્ય લઈ એ બધાં આ ૐકાર પ્રણવમાં પ્રણવરૂપ થઈ રહેલાં છે તે દેહ આદી અવસ્થાઓનું પરીવર્તન સકર્તા સતકૈવલથી પોષાયા પ્રમાણે થયું જાય છે. આ અવસ્થાઓ અંતઃકરણ આદીથી થતાં તમામ પરીવર્તનોને બંધ કરી શુદ્ધ ઓમકાર સ્વરુપવત્ ચીદ્રુપે અદ્વૈત થઈને દ્રષ્ટારૂપે સર્વ ઉપાધીથી અલગ રહુ છું વળી આ યોગકળાના યોગે કરી શરીરનાં સાત ચક્રોની આદ્ય લઈ રોમેરોમ અને રગેંરગની કળકુંચીઓનું શોધન કરીને મેં તમો સર્વને સપ્તભુમિકાનો લક્ષ ગ્રંથોને વીષે દેખાડેલો છે. આ અનુભવ અદ્યાપી સુધી કોઈએ મેળવેલો નથી હવે હું આઠમી વીભૂતી કહુ છું જેનું નામ આક્રાંતશકતી છે. ભવભરના બ્રહ્માદીકથી લઈ નીરંજન સુધીના કોઈ આ કળાને અનુભવી શકયા નથી વળી આ આક્રાંત

શક્તીની અતિ શુરાતનવાળી કરડાઈને લીધે અનેક વીઘ્નો આવી પડે તો પણ જરાય નીર્માલ્યતા વા કાયરપણું બતાવ્યું નથી. પણ સદાય-કાળ આકૃતીરૂપ રહેલો છું. મારી નવમી વિભૂતી જેનું નામ સહામશક્તી છે તે શક્તી વડે જગતના વિધવીધ સિદ્ધાંતો તપાસ્યા તથા તેમના ઉરનું હીત શું છે તે પણ જોયું. પણ આ બધા સિદ્ધાંતો તપાસી જોતાં તે નિર્વિત્ત દેખાયા છે, માત્ર જ્યાં ને ત્યાં નકલોની જ સ્થાપના કરેલી છે. ભગવાન કહે છે કે હું આ પૃથ્વી ઉપર પગ ધરી આ બધી નકલો જે પરમેશ્વરના નામ પર સ્થાપેલી છે તે તમામને ફના કરી પાયમાલ કરીશ એટલે કે તેમાં કોઈ જાતનો માલ કે વીત્ત નથી એવું કોઈના પણ સિદ્ધાંતનો આશ્રય લીધા સિવાય સહામ એટલે મારી પોતાની હીંમતે સમજાવી માત્ર એક અદ્વૈત સકર્તા સત્‌કૈવલની સ્થાપના કરી બતાવીસ, તે નિજપતી પરંપરાના હોઈ તે આ બાજુના પરીમિત એટલે માપવાળા, અલ્પ, મર્યાદીત, પૃથ્વી આદીથી લઈ દેવતા સુધીના સર્વ લોક પૈકી કોઈ પણ ઘાટમાં આવતા નથી. કારણ કે તે પરમ સકર્તા અટલ, અનાદિ હોઈ આદીરૂપ અવધી સિવાયના છે. જ્યારે ચૌદલોકરૂપ બધુંયે જગત અવધીવાળું હોઈ તેમનાથી જ સર્જાયેલું છે.

## છપ્પા - ૪૦

षष्ट चतुरथी शक्त विभु नरवेद निराक्रण;
शिव सुनकादिक आद्य परंतहु त्यागत माहरण. ॥१॥
तेही लायेहु हंम धरन करन जीनु परम पसारन.
प्रथम कीये अंगीकार पुरुष भवके जेही कारन. ॥२॥
सप्त चतुरथी सरल विभू परकाश परमवित.
द्वादशमी महा दीरघ विभू विभक्ति करन इत, ॥३॥
त्रियोदशमी प्रारब्ध विभु रध्यसिद्धकी दायक;
चतुरदशी निरलेप कुवेर भव फरक रहायक ॥४॥

હવે દશમી નરવેદ – શક્તિ વિભુતી વડે જે નિરંજન પુરુષે ચૌદલોકના સિંહાસનને છોડી વૈરાગ ધારણ કર્યો હતો તે વૈરાગ્યનું અદ્‌ભુત નિરાકરણ એટલે છેવટનો નીવેડો કર્યો છે. શિવ સનકાદીકોની આદ્ય લઈને અતી ઉગ્ર વૈરાગ્યને ધારણ કરનાર પણ આ નરવેદ વિભુતીરૂપ વૈરાગ્યને ધારણ કરી શક્યા નથી. આ નરવેદ વૈરાગ્ય તમાહરણ એટલે પ્રકૃતિ યુક્ત ચૌદલોકની મહદ્ ગ્રંથીઓથી લઈને ઝીણી ઝીણી ગ્રંથીઓ સુધીનાં દશ્ય-અદશ્ય જે કંઈ માયાનાં રુપ દેખાય છે, તે તમામને ભસ્મીભુત કરે છે. આવા અતી ઉગ્ર નરવેદ વૈરાગ્યને સાથે લઈને હું આ પૃથ્વી ઉપર પરમ સકર્તાનો પ્રસારો કરવા આવ્યો છું. આ વૈરાગ્યને પ્રથમ ભવના આદિ કારણરુપ નિરંજને ધારણ કરેલો છે. આવા વૈરાગ્યને ધારણ કરનારા આ

ભવાટી (ભવાટવિ) રૂપ જગતને છોડીને નિજસકર્તાને ત્યાં જલદી જઈ શકે છે. હવે અગિયારમી પ્રભાવ પ્રકાશ વિભુતિ જે પરમ વિત્તથી ભરેલી છે. તેનાથી અમે જ્યાં જ્યાં ઉચ્ચાર કરીએ છીએ ત્યાં ત્યાં ગંગાના પ્રભાવ જેવી ધારા બાંધીને સરલતા પૂર્વક ન્યાય સહીત અર્થયુક્ત નીજ સકર્તાનો પ્રકાશ કરીએ છીએ. બારમી મહાન દીર્ઘ વીભૂતીયુક્ત સ્મૃતિ વીભુતી હોઈ તે વડે આ બાજુ આવીને જ્યારે અનેક ગ્રંથો રચીએ છીએ ત્યારે તે ગ્રંથોનાં ન્યારાં ન્યારાં અંગોમાં ઘણા પ્રકારે વિભક્તી દ્વારા જે જે વીષયનો નીર્ણય કરીએ છીએ તે તે વીષયની પુનરાવૃત્તી થવા દેતા નથી. તેરમી પ્રારબ્ધવીભુતી સર્વ પ્રકારની રીદ્ધી-સીદ્ધીના ભંડારરૂપ છે. અને તે અમારી સાથે છે, જેથી કોઈના આગળ હાથ લંબાવી યાચના કરવાનો પ્રસંગ આવતો જ નથી. અમારી ચૌદમી વીભુતીનું નામ નીર્લેપ-વીભુતી છે. આ વિભુતી વડે જગતભરના અઢળક વૈભવ મળતાં છતાં તેનાથી લલચાયા સીવાય અમો ભવથી અલગ રહીએ છીએ.

### છપ્પા - ૪૧

पंचदशी विभूवेत सिधांत सबेत सुमारन,
विविधीभात विगतंग अंग जीनके जेही कारन. ॥१॥
करीत करामल खोज प्रोज निज क्रता शरन सिद्ध;
जीनते सरीत हरेक वेख विनु वेख अमित रिद्ध, ॥२॥
विभू अष्ट उभयेव देव सम सेव सरावन,
निर्मित निराजण लक्ष पक्ष परमित जुग पावन. ॥३॥
विभू सोल सेहेव रत करत लेइ धरीत पोमीपद,
निजकी निघा निहोर पोर पतिकेही कुवेर सद, ॥४॥

મારી પંદરમી વીભુતી જેનું નામ દ્રઢ વીભુતી છે, તે વડે વીધવીધ પ્રકારના સર્વ સીદ્ધાંતોનો સુમાર લાવી, જે અંગરૂપ સીદ્ધાંન્તની જે માન્યતા છે. તેની તે માન્યતાનાં વીધવીધ કારણોની વિગત વીધવીધ પ્રકારે જણાવી. આ તત્વયુક્ત જગતરૂપ કરામતની વીધવીધ પ્રકારે ખોજ કરીને તે સર્વના હેતુરૂપ સર્વના પ્રેરક નીજસકર્તા સત્કૈવલ હોઈ તેમનું શરણ જ સીદ્ધ છે.અને તેમનાથી આ જગતના દરેકે દરેક વેશધારી ઘાટોનો પ્રસારો થયેલો હોઈ ગતીવાળા થયેલા છે. અને સકર્તા પોતે ઘાટ સીવાયના અમાપરુપે રહેલા હોઈ આ સઘળી સમૃદ્ધી તેમની જ છે. એમ ન્યાય સહીત નીર્ણય કરી આ દઢ વીભુતી વડે દ્રઢ કરાવેલું છે. મારી સોળમી વીભુતી જે નીરાજણ ઐશ્વર્યવિભુતી છે તેને લઈને તમામ દેવતાઓ અર્ઘ વડે મારા પાદ આદીથી લઈ સર્વાંગ શરીરની સેવા કરે છે આ નીરાજણ વીભુતી વડે જગતના સર્વ મર્યાદીત પક્ષોનો નિર્ણય કરી

સર્વથી શ્રેષ્ઠ નીજ સકર્તાના લક્ષની સ્થાપના કરી જગતને પાવન કર્યું છે, આ સોળ વિભુતિરૂપ સેવકો આરતપૂર્વક સેવા કરનાર હોઈ એ બધાને લઈ આ પૃથ્વી ઉપર મેં પગ મૂક્યો છે. નીજસકર્તાએ મારા ઉપર નીગાહ કરીને પ્રેરેલી આ સઘળી વીભુતીઓ તેમની જ છે.

## છપ્પા - ૪૨

आप्नी सरजीत स्त्रष्ट अंश शाख देन पठये पत;
भूल गये मुज सरज स्त्रष्टकु करन कारन गत. ॥१॥
तदीप आय तन धार लई केहन सकलकु;
असल अजोनी पुरुष परख देई तोरे नकलकु. ॥२॥
निजगम करी नवेर हेर हत फेर देखाइत;
कंकर पारस पोर परम वित वरध वेताइत; ॥३॥
न्याय मुकर करलाय ताय तुम जुवो विलोकित;
देख परे दिव्य द्रष्ट कुवेर निज इष्ट अलोकित. ॥४॥

હે માતા ! સકર્તા સત્કેવલે પોતાના અંશો વડે સરજાયેલી સૃષ્ટિમાં શીખામણ દેવા માટે આ સોળકળારૂપ વિભુતિઓ આપીને મને અહીં મોકલ્યો છે. આ જગતના સર્જનહાર કોણ છે અને તેનું મૂળ કારણ કોણ છે તેમજ તેમની ગતી કેવી છે. તે આ જગત ભુલી ગયું છે. આ ભુલ દૂર કરી સત્ય માર્ગ સમજાવી છેવટ આવેલો મુદો સર્વને જણાવવા, હે માતા ! આ નકલરૂપ શરીરને ધારણ કરી હું અસલ અયોનિ (યોનિદ્વારા ન જન્મેલા, અનાદિ) પુરૂષ છું, છતાં સારસામાં પ્રગટ થયો છું તેની તને પરીક્ષા કરાવી. હે માતા ! તું તારી નિજગમમાં જા અને પછીથી આ આપેલી ગતિ વડે નિવેડો કરી જો એટલે સત્ય રૂપ શું છે તે દેખાશે. વળી હે માતા ! મેં તારા આ કંકરરૂપ શરીરમાં પારસરૂપ પરમવિત્તને અંદર પ્રેર્યું છે એથી તારી ગતિ વૃદ્ધિ પામશે અને તું વેત્તાં થઈશ. હે માતા ! ન્યાયરૂપ મુકુર એટલે આયનો હાથમાંલઈને વિચારપૂર્વક વિલોકન કરીને જોશો તો ભગવાન કરૂણાસાગર કહે છે કે આ દિવ્ય દ્રષ્ટિ વડે મારા નિજ ઈષ્ટના અલૌકિક સ્વરૂપની જાણ થશે.

## છપ્પા - ૪૩

सुनी मम बालक वचन मात अचरज भई जबहो;
डरपत लीयो उठाय सहाय कीनी हम तबही. ॥१॥
अब जन डरपे मात बात सुनले एक मेरी;
आ हकीगत उर राख्य कहो मत कोइकु फेरी. ॥२॥

तब पलटु तन वेश सूरत हम सुत तेरेकी;
देना नहि एह भेद मुरत अविगत मेरेकी. ॥३॥
अविगत मेरी मुरत हुरत कीनी सुत उनसी;
करके कोल करार कुवेर रही गइ मुखमुनसी. ॥४॥

આ પ્રમાણે મારા બાળસ્વરૂપનાં વચનો સાંભલી માતા આશ્ચર્ય પામી ત્યારે મેં તેને સહાય કરી એટલે તેણે મને ડરતાં ડરતાં ઉઠાવી લીધો; તે વખતે મેં કહ્યું, હે માતા ! હવે તું ડરીશ નહિ. મારી એક છેવટની વાત સાંભળી લે, તે એ કે આ હકીકત તું તારા ઉરમાં ગુપ્ત રાખજે અને કોઈને કહીશ નહિ. હવે હું મારા આ શરીરની સૂરત પલટીને તારા મરનાર પુત્રજેવી સૂરત ધારણ કરૂં છું. મારા આ અવિગત શરીરનો ભેદ કોઈને આપીશ નહિ. આમ કહી માતાના મરનાર પુત્રનું સ્વરૂપ જેવા રૂપરંગવાળું હતું. તેવા રૂપરંગવાળું મારા અવિગત શરીરનું સ્વરૂપ બનાવી દીધું. આ પ્રમાણે કોલકરાર કરી મુખ બંધ કરી મૌન ધારણ કર્યું.

છપ્પા - ૪૪

लेइ गइ अपने घेर जबी भई धरमकी जननी;
सुत भावे अति नेह कही नहि कोहुसे मननी. ॥१॥
दिन दिन प्रेम अधिक नेक बीछरत नहि मनमे;
भूल गइ वा ध्यान ज्ञान कीनो जे वनमे. ॥२॥
उर माया लपटाय काय अंतसक्रण अंजी;
भवना जेसो भाव साव थई सुत सुरंजी. ॥३॥
सुत सुरंजी साव चहाव चीतमे नहि ओरु;
येसे भई अचेत कुवेर बोले नहि बोहोरु. ॥४॥

જ્યારથી તે પોતાના ઘેર મને લઈ ગઈ ત્યારથી તે મારી ધર્મની માતા થયેલી છે. તે પુત્રભાવે અતિ સ્નેહથી મારી સાથે વર્તવા લાગી અને અત્યાર સુધી બનેલી વાત તેણે મનમાં રાખી પણ કોઈને કહી નહિ. વળી દીવસે દીવસે અધિકાધિક પ્રેમ રાખતી હોઈ મારા પરત્વેનો તેના મનનો સ્નેહ પળમાત્ર પણ તે વીસરતી નહિ. આ પ્રમાણે માતાનું જીવન મારા પરત્વે પ્રેમમય બની ગયું, એ કારણને લીધે આ વનને વિષે જે જ્ઞાન કર્યું હતું તે ધ્યાનમાં રહ્યું નહિ અને ભુલી ગઈ. એથી મને તે શરીરરૂપ સમજવા લાગી અને તેનું ઉર માયામાં લપટાવાથી તેનાં અંતઃકરણ આદિ અંજાયાં અને ભવના લોકોનો પુત્રો પરત્વે જેવો ભાવ હોય તેવો મારા ઉપર પણ રાખી મને પુત્રવત ગણી સારા રંગરાગથી ઉછેરવા લાગી. આમ પુત્ર વત ભાવથી

રંગરાગમાં પડી મારી ચાહના કરવા લાગી અને તેના ચિત્તમાં બીજી ત્રીજી કોઈ વાત રહી નહિ. આ પ્રમાણેના હાવભાવને લઈ નિજ્જાણ જણાવી હતી તે સર્વ ભૂલી ગઈ અનેઅચેતરૂપ મારી સાથે વર્તવા લાગી. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું પણ તેની સાથે નિજ જાણ સંબંધી કોઈ પણ વાત ફરીથી બોલ્યો નહિ.

## છપ્પા - ૪૫

पण अंतर अविकाश अनुभव अखंड विलोकु;
गुप्त रहु घनघोर ओर नहि चीनत मोकु. ॥१॥
उपर सर्वसे सोय भीतरसे रहुं भरपूरा;
इंड पिंड ब्रह्मांड सूत्र मम हाल हजूरा. ॥२॥
वर्ष पंच द्वे सोय सकल विधि चेतन भयेउ;
हुतां पुरातन ज्ञान जहांनमे प्रगट कहेउ. ॥३॥
प्रगट कहेउ जहांन मान सद्गुरु शिर धारी;
कृष्न स्वामी जीन नाम कुवेर कहे ज्यौं बलिहारी. ॥४॥

આ પ્રમાણે હું માતા સાથે બોલેલો નથી પણ મારા અંતરમાં અવિકાશરૂપે રહી અનુભવનું અખંડ અવલોકન કર્યા કરતો. વાદળમાં વરસાદ જેમ ગુપ્ત રહેલો છે તેમ હું મારા નિજ સુજાણજાણરૂપ સ્વરૂપમાં ગુપ્ત રહું છું. બીજું કંઈ ચિંતવન કરતો નથી અને ઉપલક ભાવે સર્વ લોકો જેવો થઈને રહું છું પણ મારા અભ્યંતર સ્વરૂપમાં સંપૂર્ણ રીતે ભરપૂર રહું છું. વળી ઇંડપિંડથી લઈ બ્રહ્માંડ સુધી સૂત્રવત્ પરોવાયેલો હોઈ સર્વમાં હાજરાહજુર રહું છું. આ પ્રમાણે મારૂં અંતરસ્વરૂપ છે, પણ પ્રગટ થઈ માતા મળ્યા પછીથી સાત વર્ષે સર્વ પ્રકારે ચેતન થઈ મેં મારા પુરાતન અલૌકિક જ્ઞાનને આ જગતમાં પ્રગટ કર્યું છે. (જ્યારે આ વિજ્ઞાન સક્રતમણિદીપ ગ્રંથની મેં રચના કરી ત્યારે મને પ્રગટ થયે સાત વર્ષ થયાં હતાં. આ પ્રસંગે જગતમાં જે ગુરૂધર્મ પરંપરાથી ચાલતો આવે છે તે પ્રમાણે મેં દીક્ષા લઈ ગુરૂધર્મ સ્વીકારેલો નહિ, એટલે મેં વિચાર્યું કે ગુરૂધર્મ એ પરંપરા નો હોઈ અધાપિ સુધીના દરેકે દરેક ગુરૂધર્મમાં રહીને વિચરેલા છે અને જગતને છેવટ સુધી ગુરૂધર્મમાં જ રહેવાનું છે. ફેર એટલો જ કે જગત આ ગુરુધર્મને સમજ્યું નથી. જેને ગુરુધર્મ કહેવામાં આવે છે તે ગુરૂધર્મ અખંડ, અમર, અચળ, ઠસરસ, અકળ અને અનાદિ સિદ્ધ છે. આ પ્રમાણે ગુરૂનું અનાદી સ્વરૂપ અકથ્ય હોઈ વર્ણવી શકાય તેવું નથી. આ ગુરૂના ધર્મ જગતભરમાં ઠસરસ ભરાયેલા છે. તે કેવી રીતે ઓળખાય અને કયા પ્રકારે ઓળખવા અને તેમાં જઈ સ્થિર થઈ ધ્યાનાકાર કેવી રીતે થવું એવું સમજાવનાર નથી એ કારણને લીધે મનુષ્ય ધર્મમાં આ અપાર ગુરુધર્મ ઘટાવી માપક બનાવી વ્યાપક

ગુરૂધર્મનો નાશ કર્યો છે, એથી જ ગુરુઓ વિષે અનેક પ્રકારની ભિન્નતા ઉભી થઈ અને જગત આ ભિન્નતારૂપ ગુરુઓની ડાળીઓએ વળગેલું છે,એથી જ અદ્યાપી સુધી ગુરુનું નીજ હાર્દ કોઈના હૃદયમાં ઠર્યું નથી. અરે ! જ્યાં માનસીક ધર્મગુરુ તરીકે પૂજાતો હોય ત્યાં નીજગતીનો પ્રકાશ કેવી રીતે પડે ! અને કયા પ્રકારે સમજે ! જો કે આમ સમજીને જગત અસ્તવ્યસ્ત થઈ ગયું છે. અને પરમશ્રેષ્ઠ પરમગતીનો લાભ મેળવવાને કોઈ ભાગ્યશાળી બન્યું નથી, તથાપી આમ માનવધર્મને ગુરૂધર્મ સમજી જે પરંપરાથી આ પ્રમાણે ચાલતો આવ્યો છે. તે નીયમને અનુસરી તે વખતે મેં પણ તેવો જ વીચાર કર્યો કે હું પણ ગુરુ કરું ! જો આમ હું ગુરુ ન કરુ તો આ અજ્ઞાની જગતને શંકા ઉત્પન્ન થવાનું કારણ ઉભું થશે તો આ મારા સત્ય માર્ગ પ્રવર્તાવવાના કાર્યમાં હરકત થશે જો કે હું સર્વજ્ઞ છું તથા રોમે રોમની ગતિને જાણું છું તો પણ મારો એક જ હેતુ હતો કે સકર્તા સત્‌કેવલના અદ્વૈત ધર્મને પ્રવર્તાવવો છે, એમસમજી આ ઉપલક ધર્મના નિયમ મુજબ ગુરુ કરવાનો નિશ્ચય કર્યો એટલે કોને ગુરુ કરવા જઈએ એમ વીચારી અંતર સ્વરૂપમાં સ્થીર થઈ વ્યાપક દૃષ્ટી વડે સર્વત્ર જોતાં એક ઓડ નામક ગામ છે તે ગામમાં એક સમર્થત્યાગી જે યોગબળના અતી વીદ્વાન હતા અને સેંકડોથી પણ વધારે વર્ષની ઉંમરના હતા. તેઓ યોગનાં પરમતત્ત્વ મેળવી સમાધીવત્ સ્થિર રહેતા હતા. તેમનું નામ કૃષ્ણ સ્વામી હતું. તેમની પાસે હું ગયો એટલે તેઓ તરત મને ઓળખી ગયા મેં ગુરુદીક્ષાની માંગણી કરી. તેમણે મને ના કહી કહ્યું કે હું તમારા ગુરુ થવાને લાયક નથી અને તમને ઉપદેશ પણ આપી શકું નહી. કારણ કે મારા યોગના તત્વોના પરમ બળે કરીને જોઉં છું તો તમારી ઘટના અલૌકીક દેખાય છે. આજ પર્યંત આટલા સંકટે અને આ યોગશોધનની ખોળે જે પદ હું નથી મેળવી શક્યો તે પદરુપ તમે જ હોય એમ મને ભાસે છે હે અલૌકીક પુરુષ ! તમે એવા છો તો પછી હું ઉપદેશ કેવીરીતે આપી શકું ! આ પ્રસંગે આ બંનેને નીજ સંબંધી જ્ઞાનની વાટાઘાટ ખૂબ ચાલી છેવટે પરમપુરૂષરુપ કુવેર સ્વામીજીએ જગતના ધર્મ મુજબ બરાસની માફક બંધાએલા આ પંચભુતાદિના ઘાટરૂપ શરીરને ગુરૂ કરવાની જરૂર છે એમ કહી ગુરૂ દીક્ષા લીધી.) આ પ્રમાણે આ જહાનરૂપ જગતમાં સદ્‌ગુરૂને શિરપર ધારણ કરેલા છે. તેમનું નામ કૃષ્ણસ્વામી હોઈ સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે તેમને અનેકવાર ધન્યવાદ છે.

તા.ક. વિજ્ઞાન સકત મણી દીપ (છપ્પા) ગ્રંથમાં ૯૬ છપ્પા છે તેમાંથી છપ્પા ૧૯ થી ૪૫ સુધી છાપ્યા છે. છપાયા સિવાય બાકી રહેલા જોવાની ઈચ્છા રાખનાર ભગવતિજનોએ સદર પુસ્તકના પ્રકાશકે છપાવેલો પંચમ શ્વસંવેદનો ગ્રંથ મંગાવી તેમાં જોઈ લેવો.

પ્રકાશક મહંત શાન્તીદાસજી ગુરુવિષ્ણુદાસજી
મુ.પો. ઉમરા,તા. જી. સુરત

# રવેણી પદ

## પદ - ૧

**પુરણ ભાગ્ય મનુષ્યાતનું પાયા, જાકુ ઇચ્છત સુરિનર દેવરાયા.**

**ચારખાણ ચોરાસી ફેરી, ઘટ ઘટ ગર્ભ વાસના ઘેરી...(૧)**

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે, દેવોને દુર્લભ એવો મનુષ્યદેહ દુર્લભ છે. કારણ કે મનુષ્યદેહ દ્વારા જ્ઞાન, ભક્તિ ને વૈરાગ્યને ધારણ કરી, કૈવલ કર્તાના પદને પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ ચાર ખાણના ચોરાસી લાખ ઘાટો ધારણ કરીને તેની વાસનામાં વશ પડી અનેક પ્રકારનાં દુઃખો ભોગવ્યા છે. તેને મહા દુઃખી થતો જોઈને નિજ સકર્તા પતિએ દયા કરીને ફરી મનુષ્યા દેહ આપ્યો છતાં જન્મ મરણનાં મહા દુઃખમાંથી મુક્ત થવા સકર્તા પતિની ઉપાસના કરતો નથી. અને અધોદષ્ટિ એ માયાનાં મિથ્યા ભોગ ભોગવવામાં આશક્તિ રાખીને વિષયોને વશ પડી વરતે છે.

**બહોત જતન એહી અવસર આયા, સોહી મુરખ સારા જનમ ગુમાયા,**

**ભાગ્ય વિના ભગવંત ન જાણ્યા, નિંદ્રા સુપન સુખ સત્ કરી માન્યા. (૨)**

પરંતુ બહુ પ્રકારના જપ, તપ, તિર્થ, વ્રત, હોમ, યજ્ઞ, પુણ્ય દાન આદિ કરવાથી મનુષ્યા દેહનો અવસર પ્રાપ્ત થયો છતાં નિજકર્તાની ભક્તિ કર્યા વિના માયાના મોહમાં વશ પડી મનુષ્યા દેહને વ્રથા ગુમાવી દીધો. ઉત્તમ ભાગ્ય વિના ભગવાન ઓળખાતા નથી. ભગવાન ન ઓળખાય ત્યાં સુધી નિદ્રામાં આવેલા સ્વપ્નાનું સુખ જોઈ તેને સાચું માને છે.

**હરિગુરૂ સંતની સેવા ન ઠાની, સૂત વિત દારસું મન પ્રિતી આની,**

**ગ્રથ ભંડાર ઘોડાને હાથી, તામે નહીં કોઈ સંગને સાથી.. (૩)**

મિથ્યા સુખને સાચું માનવાવાળા મનુષ્યો શુદ્ધ ભાવથી હરિની ભક્તિ કદાપિ કરી શકતા નથી. અને હરિની ભક્તિ નહી કરનારા સંતની સેવા કરીને સત્સંગનો લાભ લઈ શકતા નથી. તેવા મનુષ્યો સ્ત્રી, પુત્ર અને પૈસામાં મોહ પામીને વશ થઈ વર્તે છે. જેના ઘેર પૈસાના ભંડાર ભરેલા છે. તેમ જ ઘોડા, હાથી સહિતની માઇક સંપત્તિ ઘણી હોવા છતાં દેહનાં અંતે તેમાંથી કંઈ પણ તેની સાથે જઈ શકતું નથી.

**અંતકાળે જાવું કરઝારી, સંગ ચલે ન કોઈ તેરી લહારી,**

**તાતે સમજ સમજ મન મેરા, આ જુગમેં હેજુ નહીં કોઈ તેરા. (૪)**

એવા સમૃદ્ધિવાન માણસને મૃત્યુકાળ આવે છે. ત્યારે હાથ ખંખેરીને ખાલી હાથે

જાય છે. પરંતુ કંઈ સાથે લઈ જતો નથી તેથી હે મન સાચું સમજ ને વિચાર કરીને જોઈ લે કે અત્યાર સુધી તારું કોઈ થયું નથી અને થનાર પણ નથી.

**વારંવાર ખોજો ઘટ માંહી, આદ્ય અંત મધ્યે સાચા સાંઈ,**
**કહે કુવેર સતગુરૂ બલિહારી, ઠાડી બાંય સો કહત પોકારી.. (૫)**

એટલા માટે વારંવાર તું તારા હૃદયમાં વિચારીને તપાસ કરીને જો તો તને જણાશે કે આદ્ય મધને અંતમાં સાચા એક સરજનહાર છે. મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે સદ્ગુરૂને વારંવાર ધન્યવાદ છે કે હાથ પકડીને પોકાર કરીને સાચા સરજનહારનું પદ તે પરમ પદ દર્શાવે છે.

**સાખી**

**સતગુરુ દાતા મોક્ષકા, જાહેર જુગમાં જાણ**
**શરણ ગયે જે જે જન, પાયે પદ નિર્વાણ...(૧)**

મહાન સમર્થ સર્વ શિર શ્રેષ્ઠ સદ્ગુરુ અપાર કરૂણામય સોહમ સ્વરૂપે સર્વ વ્યાપક હોય, અલગના અલગ અને સંલંગનાસલંગ છે. તે સદ્ગુરુ સર્વ જીવોનું કલ્યાણ કરવાના હેતુથી સ્વેચ્છાએ દિવ્ય મનુષ્ય દેહ ધારણ કરી જગતમાં જાહેર નિજકર્તાની જાણને જણાવે છે. તેમના અલૌકિક વચનો ઓળખીને જે જે આરતવાન જિજ્ઞાસુજન શરણે ગયા, તેઓને ગુરુગમ આપી વાણી રહિત નિર્વાણ કૈવલ પદે પહોંચાડ્યા છે.

**સાખી**

**બોધ અગાધ ટહંકાર કરી જુગસુ કહે જરૂર,**
**સત કુવેર ઉર જો લહે, તાસુ હરિ હજુર...(૨)**

તે પરમ દયાળુ પરમ કૃપાનીધિ નિજકર્તાને ઓળખવાના હેતુથી જગતમાં પધારી પોતાની દિવ્ય અનુભવ વાણી દ્વારા ટહંકાર કરી સર્વને અગાધ લક્ષ બોધ આગ્રહપૂર્વક જણાવે છે. ભગવાન કરૂણાસાગર કહે છે કે જે કોઈ અધિકારીજન અંતર હંગમા લખી રાખશે તેને સજાણ સકર્તા પતિનો પ્રત્યક્ષ અનુભવ થશે.

##  રવેણી પદ - ૨ 

**સત્ગુરુ ચરણ શરણ લહે લાગી, પાંચ પચીસ પ્રકૃતિને ત્યાગી**
**આશા તૃષ્ણા દો વિકટ વિરોધી, હરખ શોક મોહ કરત ઉપાધી. (૧)**

પરમ વિશેષ, પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે, કે જે યોગ્ય અધિકારી

જિજ્ઞાસુ અધિકારીનાં અંતર હંગમાં સત્ગુરુનાં નિત્ય સત્ય સ્વરૂપનાં શરણે થવાની અંતર આરત ઉત્પન્ન થઈ છે. તેણે શરીર રચનાનાં પાંચ તત્ત્વની પચીસ પ્રકૃતિનો ત્યાગ કર્યો છે. છતાં પ્રકૃતિનાં ભોગોથી હરખ, શોકને મોહ ઉત્પન્ન થઈ દુઃખરૂપ નિવડે છે.

**સોહી સકલ સબગુરુગમ જીત્યા, કરંત રહ્યા તબ કામ અનિત્યા,**

**જ્ઞાન ખડગ ગુરુ કે મત લીના, શત્રુ સકલ એકુ રહેન ન દિના. (૨)**

ઉપરોક્ત જણાવેલા માયા પક્ષના તે શત્રુઓ છે. તે સર્વેને ગુરુગમના શસ્ત્ર વડે જીતી લઈને વશ કરી લીધા, ત્યારે અનીતિના કર્મો અટકી ગયા, અને સત્ગુરુના મત અનુસાર જ્ઞાન ખડગ ધારણ કરીને સર્વે શત્રુઓને સંહારી નાશ કરી દીધા.

**ખોજ ખોજ સબ ઘાયલ કીના, ઊઠી શકે ના એકુ આતમ વિના,**

**દુરમતી દ્વેશ ટેક સબ ખોઈ, અંતર્ગત આતમને જોઈ.. (૩)**

ત્યારે આત્માના ચિંતવન સિવાય વિજાતી તત્ત્વની કોઈપણ આકાંક્ષા ઉઠતી નથી અને દેહભાવની મમતાએ દ્વેષભાવ થતો હતો તે પણ દૂર થઈ ગયો હવે અંતર દૃષ્ટિએ સર્વે ઘાટોમાં સલંગ સુત્રવત એક આત્મા દેખાવા લાગ્યો.

**કામ ક્રોધ મદ દીના ડંડા, અનભેરાજ અમલ નવખંડા,**

**ધાતા ધ્યાન માન સબ લોપ્યા, સત કૈવલ કા ઝંડા રોપ્યા,**

**કહે કુવેર લીયા ગઢવંકા, મીટી કાલ ઝાળકી શંકા (૪)**

મહાન સમર્થ પરમગુરુના તત્ત્વ જ્ઞાન અમલે કરી કામક્રોધ મદ આદિ સર્વે શત્રુઓને અભય જ્ઞાનના ડંડા મારીને ઘાયલ કરીને ભગાડી દીધા, ધ્યાન ધરનાર જીવ અને જેનું ધ્યાન ધરે છે તે ઈશ્વરની માનંદીનો લોપ થયો ત્યારે સગુણ નિર્ગુણથી પર અંશના સજાતી સકર્તા સત્ કૈવલના ધર્મધ્વજનું સ્થાપન કર્યું. મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે સગુણ નિર્ગુણથી પર સકર્તા પતિ સત્ કૈવલનો મહાવિકટ દેશ પ્રાપ્ત થયો, અને કાળજાળનો ભય હતો તે સદાના માટે દૂર થયો.

**સાખી**

**કાળડરપ કાયા લગી, નામરૂપ ગુણગ્રાજ,**

**ઉબરે હમ ચૈતનવત, કુવેર કાળ શિર તાજ (૧)**

કાળનો ભય પંચ તત્ત્વના શરીરો ઉપર રહેલો છે, તે નામરૂપ અને ગુણનો જ્યાં સુધી પસારો થયેલો છે. ત્યાં સુધી સર્વે કાળનો ગ્રાસ હોય કોઈપણ બચી શકતા નથી. મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે મારું ઉગરતું નિજ ચૈતન્ય સ્વરૂપ પંચ

તત્ત્વના શરીરોથી પર આવેલું હોવાથી કાળના શિર ઉપર હું છત્રરૂપે રહેલો છું. ત્યાં કાળની ગમ ગતિ પહોંચતી નથી.

**હમ કાળન કે કાળ હૈ, અવ્યાકૃત શિર ઈશ,**
**કહે કુવેર કૈવલ પદ, સો ગાજત મમશીશ. (૨)**

હું નિરંજન રૂપ કાળનો પણ મહાકાળ હોય અવ્યાકૃત એટલે કોઈ દૃષ્ય આકૃતિ વિનાનું સમરૂપ સોહંગ પ્રણવનું વ્યાપક સ્વરૂપ તેના શિર ઉપર હું સજાણ જાણ ઈષ્ટરૂપ કિરતાર છું. ભગવાન કરૂણાસાગર કહે છે કે સકર્તા પતિનું છેલ્લું કૈવલ સ્વરૂપ મારા શિર ઉપર ગાજી રહેલું હોવાથી, તે અભય પદની મોજની મસ્ત દશામાં એકમેકપણે અખંડ રહું છું.

## રવેણી પદ - ૩

**સત્‌ગુરુ શબ્દ સકલ વિધિ જાણે, કર્તાકી ગતિ સોહી પરમાણે,**
**અનભે જ્ઞાન ધ્યાન લેહે લાગી, સત સંગત સદા મન અનુરાગી. (૧)**

સદ્‌ગુરુ શબ્દ સત્યે નિત્યે કાયમ અખંડ હોવાથી સમસ્ત ઘાટોમાં નિવાસ કરીને રમી રહેલા છે. એ સદ્‌ગુરુ શબ્દને યથાર્થ સમજીને સંત કે સજ્જન અધિકારી થયો છે. એ સકર્તા પતિ સત્ કૈવલની ગતિને જાણી યથાર્થ ઓળખી શકે છે. એવા સંત અભય જ્ઞાનના અધિકારી થઈને તેમનું મન કૈવલનાં ધ્યાનમાં અખંડ અનુરાગ ધારણ કરીને એકમેક થઈ રહે છે.

**આપા રહિત બાણી વિધિ બોલે, પર ઉપકાર જગતમાં ડોલે,**
**દશ ઇંદ્રિ મન સહિત દેખાવે, કામ પરે એકુ અરથ ન આવે. (૨)**

ઉપર જણાવ્યા પ્રમાણે જે સંત સજ્જને કૈવલ કર્તા સાથે એકતા કરી છે. એવા અધિકારી સંત કે ભક્ત કોઈની સાથે વાત કરવાનો યોગ મળે ત્યારે પોતાના દેહનું અભિમાન ત્યાગીને સહેજ સ્વભાવે વાણી ઉચ્ચાર કરે છે. પર ઉપકાર અર્થે જગતમાં આત્મ કલ્યાણનો બોધ કરે છે. એવા ગુરૂમુખી સંત જગતમાં જ્યાં જ્યાં વિચરણ કરતા હોય, ત્યાં પોતાના શરીર ઉપયોગ માટે કોઈપણ વસ્તુની ઈચ્છા કરતા નથી. એવા સંતનું શરીર દશ ઈન્દ્રિયો સહિત મન અંતઃકરણવાળું દેખાય છે. છતાં જગત વહેવાર કરવા સંબંધમાં ઈન્દ્રિયો કે મન અંતઃકરણનો ઉપયોગ કરતા નથી.

**જૈસે રજ્જુ અગનમેં જરાઈ, બટક સહિત પુનિ દૃષ્ટ દેખાઈ,**
**નખશિખ સકલ દિસે બિન જરહી, બંધન બાંધત પરખા પરહી. (૩)**

દૃષ્ટાંતે કાથીની દોરડીને જેમ અગ્નિમાં સળગાવી દીધેલી જ્યારે જોઈએ ત્યારે સળગી જ નથી તેવી સંપૂર્ણ જેવી છે. તેવી દેખાય છે. પરંતુ જ્યારે તેને પકડીને કોઈ વસ્તુ બાંધવાના ઉપયોગમાં લઈએ ત્યારે પકડવા જતાંની સાથે હાથમાં આવતી જ નથી. પરંતુ છૂટી પડી જાય છે.

**જીવન મુક્ત ચૈસે કર દેખો, દગ્ધ જેવરી દૃષ્ટાંતને પેખો,**

**હલણ ચલણ સબ જક્ત સરેખા, અંતર અવિગત રહત અપેખા. (૪)**

જે સંત પુરુષ જીવતા જાગતા હોવા છતાં દેહ રચનાના સર્વો તત્ત્વોથી વૃત્તિને ઉપરાંત કરી સર્વજ્ઞ પ્રભુના સર્વાતિત સ્વરૂપમાં જોડી દીધી છે. એથી તે સંત પુરુષો જીવન મુક્ત દશા ભોગવે છે. તે બળી ગયેલી દોરડીનાં દૃષ્ટાંતે સમજી લેવું. તે સંત પુરુષોનું હાલવું ચાલવું જગતના લોકો જેવું જ દેખાય છે. પરંતુ તેમની અંતર વૃત્તિનો લક્ષ સકર્તા પતિની સાથે લાગેલો હોવાથી જગતના લોકો તેમને જોવા છતાં પારખી શકતા નથી.

**આઠે પહોર આતમ અનુરાગી, સહેજ સ્વરૂપમેં સુરતા લાગી,**

**સત્ કુવેર ડગે નહીં કોઈ, જીવન મુક્ત જોગેશ્વર સોઈ. (૫)**

તે સંત પુરુષો આઠે પહોર આત્મા સ્વરૂપમાં અંતર હંગની આરતપૂર્વક પરમાત્મા સાથે સંબંધ જોડીને સહેજ સ્વભાવે અતિ ઉજાગ્રત દશા અનુભવે છે. મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, એવા સંત પુરુષો સકર્તા પતિની સાથે સ્નેહ જોડીને સમર્પણ થઈ સદા સદોદિત કૈવલ આનંદ ભોગવે છે. તે જ જીવન મુક્ત જોગેશ્વર કહેવાય છે. તેવા મહાન વિદેહી પુરુષોને કૈવલ પદમાંથી કોઈ ડગાવી શકે તેમ નથી.

**સાખી**

**ચિંતવન નિજ ચૈતનતણું, ગુણાતિત ગુલતાન,**

**લક્ષમતે નિશદિન રહી, કરત કુવેર અવિલાન. (૧)**

ગુણ પ્રકૃતિથી પર મારું નિજ શુદ્ધ ચૈતન સ્વરૂપ ન્યારું રહેલું છે. તેનું તમો એકાગ્ર ચિત્તે ચિંતવન કરવામાં દેહનું ભાન ભૂલી ગુલતાન થશો, ત્યારે તમોને રાતને દિવસ ગુરુલક્ષના મતમાં રહેવાની ગતિ પ્રાપ્ત થશે, ત્યારે ભગવાન કરૂણાસાગર કહે છે કે, તે અધિકારી જન મારા નિત્ય સ્વરૂપનું નિરંતર અવલોકન કરી શકશે.

**સ્થૂલ સુક્ષ્મ કારણ કહીએ, મહાકારણ જે દેહ,**

**જીવન મુક્ત તે વરજીત, છતે પંડ વિદેહ. (૨)**

ઉપર કહી બતાવ્યા પ્રમાણે સ્વરૂપાકારે થયેલો અધિકારી અંશ સ્થૂલ સૂક્ષ્મ કારણ

અને મહા કારણ સુધીનાં ચારે દેહોથી અલગ રહી, દેહ છતાં પરમ કારણ દેહમાં સ્થિતિ કરી જીવન મુક્ત દશા ભોગવે છે. તેથી તેને કાળ માયાના કર્મનો કોઈપણ દોષ લાગી શકતો નથી.

## રવેણી પદ - ૪

**સંત વિજોગ જોગ કોઈ ઠાને, તાકી પ્રતિત કરતા નવ માને,**
**દશ ઇંદ્રિ દમિ સમિર સમાવે, વંકનાળ ચઢી શુન્ય બસાવે. (૧)**

કોઈપણ મનુષ્ય સંતને છોડી દઈ જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે તો એવા ઉપાસકોનો વિશ્વાસ કૈવલ કર્તા રાખતા નથી. ભલે તે માણસ અષ્ટાંગ યોગને સાધવા, એવા જાણકાર યોગીને મળીને અભ્યાસ કરતો હોય, છતાં આત્મદર્શી થઈ શકતો નથી. દશ ઈન્દ્રિયોનું સંયમ કરી સમદમના અભ્યાસે સમીર એટલે પ્રણવને સમ કરી વંકનાળ દ્વારા શુન્યમાં જઈને વસે છે.

**કાળ અજીત જીત કર બેઠા, અનભે ઘરમેં જઈને પેઠા,**
**અનહદ નાદ ઝલકે જ્યોતિ, રૂમ ઝુમ રૂમ ઝુમ બરખે મોતી. (૨)**

કાળ પુરુષ અજીત હોવાથી જીતી શકાય તેમ નથી, છતાં એવા કાળને જીતી અભય ઘરમાં જઈને બેસે છે. તે અનભે ઘરમાં દશ પ્રકારનાં અનહદ નાદ ગર્જી રહ્યા છે. અને ત્યાં નિર્મળ જ્યોતનો પ્રકાશ પ્રકાશી રહેલો હોય, ત્યાં રૂમઝુમ રૂમઝુમ મોતીઓનો વરસાદ વરસે છે.

**સ્વે પ્રકાશ ઉદ્યોત ઉજેશા, મૃત્યુ ન વ્યાપે અમર દેશા,**
**એસો સુખ સદાય સરાવે, જોગી જોગ જુગત સબગાવે,**
**ગુરૂ કિરપા વિના કૈવલ ના ભાષે, સત્ કુવેર તાતે ગુરુ અભ્યાસે. (૩)**

જ્યાં ચૈતન્ય આત્માનો સત્ય પ્રકાશ - પ્રકાશી રહેલો હોય, ત્યાં મૃત્યુનો ભય લેશ માત્ર રહી શકતો નથી, એવો એ અજર અમર દેશ છે. એવું સુખ યોગી પુરુષો કાયમ ભોગવતા હોવાથી તે યોગની યુક્તિઓની યોગી પુરુષો પ્રશંસા કરતા હોય છે. ઉપર વર્ણવી બતાવેલા યોગી પુરુષો અષ્ટાંગ યોગનો સંપૂર્ણ અભ્યાસ કરવા છતાં કર્તા કૈવલને ઓળખીને પ્રાપ્ત કરી શકતાં નથી. એટલા જ માટે ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે આત્મ કલ્યાણની આરતવાળા સંત સજ્જનો તમો પરમગુરુની કૃપા મેળવો, તો કૈવલ પદને પામી શકશો.

### સાખી

**ગુરૂમેરા ચૈતન ચિદ્, આપેહુ મનુ તન ધાર,**
**જનમ મરણ ભયે ભવ તણો, સંશે દિયો નિવાર. (૧)**

સર્વ અંશોના શિરછત્ર પરમ શ્રેષ્ઠ મહાન સમર્થ પરમગુરુનું ચૈતન ચિદ્ એટલે સોહંગ સ્વરૂપ સર્વ વ્યાપક હોઈ સમસ્ત લોકનાં કારણ રૂપે રહેલું છે. તે અભય પદના દાતા જીવ માત્ર ઉપર કરૂણા કરીને મનુષ્યનો દિવ્ય દેહ ધરી આપનપુ અને પતિપદનું અલૌકિક જ્ઞાન આપવા જગતમાં પધાર્યા છે. તે પ્રભુનાં શરણમાં જે જે જિજ્ઞાસુજન આવ્યા તેઓનો જન્મ અને મરણનો દુઃખ રૂપી ભવનો મહાન ભય ભાંગી, અંશ ક્યાંથી આવ્યો ? અને ક્યાં જવાનો ? તે સંશય મટાડીને ગુરુગમ આપી નિજઘેર પહોંચાડ્યા છે.

**ભવ તારણ કે કારણે, કર્તા ભયે સકાય,**
**કુવેર અનુભવ જ્ઞાનસે, દિના અલખ લખાય...(૨)**

ભવ તારણ એટલે સંસાર રૂપી સમુદ્રમાં ડુબતા સર્વે જીવોને તારવાના હેતુથી, નિજ સકર્તા પતિએ સ્વજાતીય અંશો ઉપર કરૂણા દૃષ્ટિ પસારીને સ્વેચ્છાએ સકાય એટલે અવ્યક્ત વિભૂતિનો દિવ્ય દેહ ધારણ કરીને, સ્વામી શ્રીમંત કુવેર સાહેબના નામે પ્રગટ થયા છે. તેઓ ભૂલેલા સ્વજાતિય અંશોને અંશી પદની એકતાનું અનુભવ જ્ઞાન આપી બાવન અક્ષરનાં લેખમાં આવી શકતા નથી એવા અલખ સકર્તા પતિને અંતર લક્ષ દ્વારા લખાવી પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરાવે છે.

##  રવેણી પદ - ૫ 

**ગુરૂ પરતાપ આપ સબ ખોજા, એહી તન પાની પવનકા મોજા,**
**ત્રિતિયો તેજ તત્ત્વ ઝલકાઈ, ભોમી ભંડમે લહેર સમાઈ....(૧)**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ દયાળુ મહાન સમર્થ પરમગુરૂના પ્રતાપથી જે અંશને નિજ સ્વરૂપનું જ્ઞાન થયું તે નિશ્ચય કરીને નીચે પ્રમાણે જણાવે છે કે પરમગુરૂના મહાન પ્રતાપે શરીર રચનાનું જે જ્ઞાન થયું છે. તેનું વર્ણન કરીને જણાવું છું. આ દૃશ્ય શરીર મૂર્તિમાન દેખાતું પાણી અને પવનના મોજા સમાન છે. ત્રીજું તત્ત્વ તેજ એટલે અગ્નિ પોતાનાં પ્રકાશે જગ જગી રહ્યું છે. ચોથું પૃથ્વી તત્ત્વનું શરીર તેમાં પવનની લહેર પ્રેરક થઈ સમાઈ રહી છે.

**વ્યોમ પંચમો આદ્ય કહાવે, ચારૂ તત્ત્વ બીચ સહેજ સોહાવે,**
**પંચતત્ત્વ મિલકે મઠ ખાસા, તા મધ્યે આત્માકા ભાસા....(૨)**

પાંચમું તત્ત્વ આકાશ હોય તે ચારે તત્ત્વોની આદ્ય ગણાય છે. અને ચારે તત્ત્વોમાં સહેજા સહેજ વ્યાપક સમાઈને રહેલું છે. મનુષ્ય શરીર રૂપે મઠ બનાવી અંશને વસાવ્યો છે. તે શરીરની મધ્યમાં આત્માનો પ્રકાશ વ્યાપક રહેલો છે.

**જયૌ દિપક મંદિર મધ્ય જ્યોતિ, ઘટ ભિતર યૌ આત્મા ઉધોતિ,**
**રોમ રોમ રરંકાર ઉજેસા, આસપાસ દશ દ્વાર સુરેશા....(૩)**

જેમ દેવળની મધ્યે દિપકની જ્યોત પ્રકાશ વ્યાપક થઈને રહેલો છે. તેવી જ રીતે ઘાટ માત્રમાં ચૈતન્ય આત્માનો પ્રકાશ વ્યાપક પ્રસરી રહ્યો છે. તે રોમે રોમ અને રગેરગમાં રહી રરંકાર ધ્વની શરીરની સઘળી નાડીઓને ચાલુ રાખે છે. ઘાટમાં પાંચ જ્ઞાન ઈન્દ્રિ અને પાંચ કર્મ ઈન્દ્રિય એ દશે દ્વારે દેવોનાં અંશો વસાવેલ છે.

**મૂળ ચક્ર ગણપતિકા વાસા, મળ ઝાડત દ્વાર કરત ખુલાસા,**
**દુજે દ્વાર કમળ સુત ઠાન્યા, વ્રિજ અસુત અપ તજત વિજ્ઞાના...(૪)**

હવે મૂળ ચક્ર પર ગણપતિ આવીને વસેલા છે. તે મૂળ કમળ દ્વારા મળ કાઢીને ગુદા દ્વારને સ્વચ્છ રાખે છે. બીજું સ્વાધિષ્ટાન ચક્રમાં કમળ સૂત એટલે બ્રહ્માજી આવીને વસેલા હોય વિર્ય અને પેશાબનો યુક્તિપૂર્વક ત્યાગ કરે છે.

**ત્રીતિયો દ્વાર બંધ જે નાભિ, સકલ જાપકે વિષ્ણુ જબાપિ,**
**હરદે નિરંજન જ્ઞાન દ્રઢાવે, શ્વાસ સકલ કો ઘાટ ઘડાવે....(૫)**

ત્રીજું મણીપુર ચક્ર તે નાભીબંધ નાભી દ્વારે આવેલું છે. જેમાં વિષ્ણુ દેવ આવીને વસેલા છે. એ સર્વે પ્રકારનાં જાપની જવાબદારીપૂર્વક ક્રિયા કરાવે છે, ચોથું અનાહદ ચક્ર હૃદયસ્થાને આવેલું છે, ત્યાં નિરંજન દેવ આવીને વસેલા છે. જેટલા શબ્દોનો ઉચ્ચાર કરવાનો હોય તેનું જ્ઞાન આપી નક્કી કરાવીને તેટલા જ શબ્દોનો ઘાટ કરાવરાવે છે.

**કંઠ સ્થાન શિવ સુખકારી, બાણી અરૂપકી રૂપ ઉચ્ચારી,**
**વરૂણ અનલ અવિકાસ કે વાસી, શબ્દ ઉચ્ચારે સકલ રસ પ્રાશી....(૬)**

આ પાંચ તત્ત્વનાં દેહી દેવળમાં કંઠ સ્થાન પર શિવજી આવીને વસેલા છે. તે શિવજી જે વાણી અરૂપ રૂપે રહેલી હતી તેને રૂપ વાળી કરીને વાણીનો ઉચ્ચાર કરાવે છે. હવે વરૂણ દેવ અને બીજા અગ્નિ દેવ એ મુખના અવિકાસમાં આવીને વસેલા છે. વરૂણ દેવ રસની પરીક્ષા કરે છે અને અગ્નિ દેવ વાણી ઉચ્ચાર કરાવે છે.

**ગ્રાહક દ્વારે રહે અશ્વિનીકુમારા, સ્વાદ પહોંચાવે સુગંધીકા સારા,**
**ચંદ્ર સુરજ દગ દ્વાર રહાવે, સકલ રૂપકો નિરૂપ લખાવે....(૭)**

નાસીકા દ્વારે અશ્વિનીકુમાર નિવાસ કરીને રહેલા છે. ને સર્વે પ્રકારની સુગંધનો સ્વાદ ચૈતન્ય આત્માને પહોંચાડે છે. તેમ જ ચંદ્ર સુરંજનાં અંશો ચક્ષુ દ્વારે આવીને વસેલા છે. તે સર્વ પ્રકારનાં રૂપ રંગને નિહાળી જેનું જેવું રૂપ હોય તે પ્રમાણે ઓળખાવે છે.

**કરણવાસો દિગપાલહી દેવા, શબ્દ સકલ કો પહોંચાવત ભેવા,**
**એ દશ દેવ સેવકુ ઠાના, મધ્ય આપ આત્મ ભગવાના....(૮)**

કાન દ્વારે દિગપાલ દેવ વાસ કરીને રહેલા છે. તે સર્વ પ્રકારનાં શુભ અશુભ શબ્દો સાંભળીને તેનો ભેદ ચૈતન્ય આત્માને પહોંચાડે છે. ઉપર પ્રમાણે જણાવેલા દશ પ્રકારના દેવો સેવકો બનાવીને, ચૈતન્ય આત્માની સેવા કરવા દેહ રૂપી દેવળમાં અલગ અલગ સ્થાને વસાવેલા છે. તેમાં દશે પ્રકારના દેવોને પોતાની ઈચ્છા અનુસાર સેવા કરાવે છે.

**મન બુધ ચિત અહંકાર હજુરી, તાકે આગે કરત મજુરી,**
**પાચ પચીસ સંગે પટરાની, સોઈ સકલ જાકી કરત ગુલાની....(૯)**

મન બુદ્ધિ ચિત્ત અને અહંકાર તે અહોનીશ આત્માની હજુરમાં રહે છે. તે આત્માની ઈચ્છા પ્રમાણે જેવી આજ્ઞા કરે તે પ્રમાણે કાર્ય કરે છે. પાંચ તત્ત્વો અને એક એક તત્ત્વની પાંચ પાંચ પ્રકૃતિ એટલે પચીસ પ્રકૃતિ મળી એ સર્વે ચૈતન્ય આત્માના સંગમાં રહીને તેની આજ્ઞા અનુસાર કામ કરે છે.

**એ સબ રૈયત રાયકુ છાજે, શુન્ય સિંઘાસન આત્મ બિરાજે,**
**સકલ દેવકે શિર પર સાંઈ, તુરયાતિત અલખ લક્ષ જાંઈ....(૧૦)**

આ જગતની અંદર રહેલા સર્વે મનુષ્ય શરીરોની અંદર ઉપર જણાવેલા સર્વે દેવો આવીને વસેલા છે. તે ચૈતન આત્માની રૈયત હોવાતી આત્માની આજ્ઞા પ્રમાણે સર્વે દેવો કામ કરે છે. એ આત્મા શરીરોમાં રહેલા મસ્તકની અંદર બ્રહ્મરંધ્રના વિશે શુન્ય સિંહાસન ઉપર બિરાજે છે. ઉપર જણાવેલા સર્વ દેવોના શિર ઉપર ધણી એટલે માલિક હોવાથી તુરયા અવસ્થાની પાર બાવન અક્ષરોના લેખમાં આવી શકતો નથી. એવો અક્ષરાતિત ચૈતન્ય અંશ સર્વનો પ્રકાશક અલગનો અલગ હોવા છતાં ગતિ દ્વારા સળંગ રહીને ચૈતન દૃષ્ટિની એકતાયે સર્વ તત્ત્વને સંભાળે છે.

**ઝલમલ જ્યોત ઉધોત અપારા, અનહદ નાદ હોત ઝનકારા,**
**સુરત નિરત સોહાગણ થાકી, નિરખત રૂપ શોભા ઘર વાકી....(૧૧)**

બ્રહ્મરંધ્રની મધ્યે જ્યોત સ્વરૂપે પરમ કારણ દેહ આવેલો છે, તે અખંડ જ્યોત સ્વરૂપે હોવાથી તેનો પ્રકાશ કોઈની સાથે ન સરખાવી શકાય તેવો હોવાથી વાણી દ્વારા વર્ણન થઈ શકતું નથી. અને દશ પ્રકારના નાદ કાયમ ગર્જી રહ્યા છે. સુરતા તે ચૈતન્ય અંશની બાહ્ય દૃષ્ટિને નુરતા તેની અંતર દૃષ્ટિએ આવેલા છે. છતાં ચૈતન્ય અંશના સ્વરૂપનું વર્ણન વાણી દ્વારા સુરતા નુરતા કરી શકતી નથી.

**નીગમ ચાર બરનન કરી હારે, ઓમકાર શક્તિ જાકે દ્વારે,**
**કોટી શશિ સુર તેજ લચે તાહી, આરતિ ઉતારે શ્વસંવેદ જાહી....(૧૨)**

ચાર વેદ પણ જ્યાં ચૈતન્ય અંશ બિરાજે છે. તે ભૂમિકા અને ચૈતન અંશનું વર્ણન કરી શકતા નથી. ઓમકાર અને આધ્ય શક્તિ જ્યાં ચૈતન અંશ નિવાસ કરીને રહે છે. તેનું વર્ણન કરીને વાણી દ્વારા કહી શકતા નથી. કરોડો સૂર્યને કરોડો ચંદ્રનો એક સાથે ઉદય થાય છતાં જે સ્થાન પર ચૈતન અંશ નિવાસ કરીને રહે છે. ત્યાં તેનો પ્રકાશ પહોંચી શકતો નથી. ત્યાં પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ પરમગુરુ અખંડ બિરાજે છે. ત્યાં તે કેવલ ધામમાં સકર્તા પતિ સત કેવલની સાથે કાયમ એકમેકપણે રહેલા છે. એવા પરમપદ દાતા પરમગુરૂની કાયમ શ્વસંમવેદ આરતી ઉતારે છે.

**સત્ કુવેર સોઈ પદ ચિન્યા,**
**આવા ગવન તે ભયા હે નચીના ૧૪**

મહાન સમર્થ સર્વજ્ઞ શ્રીમંત કુવેર સાહેબ કહે છે કે એ પદમેં યથાર્થ ઓળખીને જાણી લીધું છે. જેથી મારે આવા ગમનની લેશ માત્ર ચિંતા રહી નથી.

**સાખી**

**લોક ચૌદ વિવિધિ વિધ, આપ આપને સ્થાન**
**કરત અહોનિશ ખુશામત, ચૈતનસુ અવિલાન...(૧)**

કેવલ કર્તાયે વિશાળ વૈરાટની રચના કરીને ચૌદ લોકના દેવોને અલગ અલગ સ્થાન પર વસાવ્યા છે. તે દેવો કેવલ કર્તાની આજ્ઞા પ્રમાણે જે જે કામ કરવાનો અધિકાર આપેલો છે. તે કામ અત્યાર સુધી કરતા આવેલા છે. તે કર્તા કેવલની આજ્ઞાને અનુસરીને આધીન રહી સર્વજ્ઞ કેવલ કર્તાને વંદન કરે છે.

**સો ચૈતન પરમાત્મા, સકલ ચરાચર વ્યાપ,**
**કહે કુવેર દરશ્યા જબી, ગુરૂમુખ જ્ઞાન પ્રતાપ...(૨)**

કેવલ કર્તાએ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા જ્યાં સુધી જગતની રચના કરી છે. ત્યાં

સુધી સ્થાવર જંગમના સર્વે ઘાટોમાં સોહંગ સ્વરૂપ વ્યાપક થઈને રહેલું છે. જે જિજ્ઞાસુ જન સંત કે ભક્તજન ઉપર સર્વજ્ઞ પરમગુરૂની કૃપા થાય તે યથાર્થ જાણીને પ્રાપ્ત કરી શકે છે.

## રવેણી પદ - ૬

**આદ્ય પુરુષ અગમકી બાની, જાની શકે કોઈ વિરલા જ્ઞાની,**

**ખટ દરશન મત પુરાણ અઢારા. નામ રૂપ લગે કરત વિસ્તારા..(૧)**

જે કેવલ કર્તાએ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા સમસ્ત જગતની રચના કરી છે. એવા સરજનહાર માલિકને કોઈક વિરલા જ્ઞાની સંત જાણી શકે છે. હું કોણ અને મારા સ્વજાતિ કર્તા કોણ એવું યથાર્થ જ્ઞાન જેને નથી એવા બાના ધારી સંતો જગતમાં ઘણા છે. તે નામધારી ઈશ્વરો ગુણોની વિભૂતિવાળા છે. તેમને જ જગત કર્તા સમજીને ભજી રહેલા છે. છ દર્શનના મતવાળાને અઢાર પુરાણનાં મત અનુસાર ઉપાસના નામ રૂપ ગુણની કરી રહ્યા છે.

**નિગમ ચાર પોકારત નેતિ, પચાસ કરોડ દ્દિગનકી રેતિ.**

**સાત સાહેર જાકુ પરસ પરેસા, ચેહેન રટત થકીત ભયે શેષા. (૨)**

પરંતુ ચાર વેદ જે પદની નેતી પોકારે છે. છતાં જેમ છે તેમ યથાર્થ સમજાવીને નિર્ણય કરાવી શકતા નથી. દૃષ્ટાંતે જેમ પૃથ્વીનો વિસ્તાર પચાસ કરોડ જોજન સુધીમાં આવેલો છે. તે પૃથ્વી ઉપર રહેવાવાળા સર્વે મનુષ્ય મળીને આખી પૃથ્વીના રજકણો ગણવા એકત્ર થાય છતાં પૃથ્વીના રજકણો ગણી શકતા નથી. એ દૃષ્ટાંતના ન્યાયે ચાર વેદ રચનારે, સરજનહારની નેતી પોકારી છે. છતાં કયા ? ને કેવા સ્વરૂપે છે ? તેને જેમ છે તેમ સમજાવીને નક્કી કરાવી શકેલા નથી. પચાસ કરોડ જોજન આવેલી પૃથ્વી કે જેમાં મહાન સાત સમુદ્રો તેને સ્પર્શીને રહેલા છે એવી પૃથ્વીને શેષનાગ પોતાના મસ્તક ઉપર ધારણ કરી રહ્યા છે, એવા મહાન વિભૂતિવાન શેષ નારાયણ એક ક્ષણ વિરામ લીધા સિવાય જગત રચનાર કૈવલ કર્તાનો અખંડ જાપ જપે છે. છતાં અવિગત અને અકળ સ્વરૂપે કૈવલ કર્તાને જેમ છે. તેમ જાણીને ઓળખી શકેલા નથી. અને થાકીને હિંમત હારી ગયેલા છે.

**તેત્રિસ ક્રોડ ને નવ લખ તારા, અર્ક અનેક એક રોમ ઉજીયારા,**

**વ્યોમ સકલ અવિકાસમે વાસા, શક્તિ સહિત ઉદરમે ઉપાસા. (૩)**

તેત્રીસ કરોડ દેવો અને નવલખ તારાઓ તેમ જ અનેક સૂર્ય એ સર્વ સાથે મળીને પ્રકાશ પાડે તો પણ કર્તા કૈવલના એક રોમના તેજ સાથે બરાબરી કરી શકતા નથી. વ્યોમ

એટલે આકાશ જ્યાં સુધી જગતની રચના સરજનહારે કરેલી છે ત્યાં સુધીના વિસ્તારને ગત આકાશ કહેવામાં આવે છે. આદ્ય શક્તિ સહિત ગત આકાશમાંથી ઉત્પન્ન થયેલા છે એમ જાણવું.

**બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર દેવા, દેવકી સંગે જગત કી હેવા,**

**અદ્‌ભુત મૂરત સુરત જહાંહારી, શકે નહિ કોઈ બાની ઉચ્ચારી. (૪)**

બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવજીની હદ જ્યાં સુધીની છે ત્યાં સુધી જગતના લોકોનો વિશ્વાસ અને વહેવાર આવેલા છે. પરંતુ સકર્તા સત કૈવલ જ્યાં નિવાસ કરીને અખંડિતપણે બિરાજે છે. ત્યાં સુધી ગતિ કે મતિ કોઈની પહોંચી શકેલી નથી. પરંતુ કૈવલ કર્તાનું અતિ અદ્‌ભુત અને અલૌકિક સ્વરૂપ હોવાથી ચાર વેદ નેતિનો પોકાર કરીને હારી ગયેલા છે. તેથી બ્રહ્માજીની આદ્યથી લઈ વેદ મતના જેટલા સંત મહાપુરુષ થયા. તે કર્તા કૈવલને યથાર્થ જાણીને કોઈ જગતના લોકોને જણાવી શકેલા નથી.

**અકલ અરૂપ રૂપ નહીં રંગા, થાયે નહિ સ્થાપ સ્વરૂપ નિસંગા,**

**પંચતત્ત્વકા નહિ પરવેશા, બીન શશિ સુર તેજ ઉજેશા...(૫)**

તે સર્જનહાર અતિ અકળ અને અરૂપિ હોવાથી એમને કળીને કે જાણીને એમનું સ્વરૂપ કોઈ રૂપની સાથે સરખાવી શકાય તેવું નથી. તો પછી જગતના વિદ્વાનો જાણ્યા કે જોયા વિના એમનું નામ કેવી રીતે પાડી શકે, જ્યાં સકર્તા પતિ બિરાજે છે. ત્યાં પાંચ તત્ત્વો પરવેશ કરી અને પહોંચી શકતા નથી. જ્યાં ચંદ્ર કે સૂર્ય નહિ હોવા છતાં અતિ નિર્મળ પરમ પ્રકાશ પ્રકાશી રહ્યો છે.

**બીન તન ચેહેન નેન બીન દેખ્યા, અપરંપાર અવિગત પેખ્યા,**

**કહે કુવેર એહી પદ હે અઘાદા, વેદ ભેદ એક શબ્દ કે આદા. (૬)**

જે જગત રચના કરનાર આદ્ય સકર્તા પતિને શરીર નહીં હોવા છતાં અલૌકિક ચિન્હ ધારણ કરેલા છે. જે સંત કે ભક્ત ઉપર સર્વજ્ઞ પરમગુરૂની કૃપા દૃષ્ટિ પડી છે. તે ચર્મ દૃષ્ટિ નહિ હોવાથી સકર્તા પતિને દિવ્ય દૃષ્ટિએ જોઈને દર્શન કરી શકે છે. મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે કૈવલ પદ અગાધ એટલે અથાહને અપરંપાર હોવાથી પાર લાવી શકાય તેમ નથી. વેદનો ભેદ એક શબ્દ એટલે ઓમકારની પાર આવેલો હોય વાણી દ્વારા એનો પાર પામી શકાય નહિ.

### સાખી

**વેદ કતેબ ન જાણહી, વા ઘરકો અભિપ્રાય,**

**ગુણ તિનું સુરલોક લ્યો, મુનિજન મરમ ન પાય...(૧)**

ચાર વેદ અને કિતાબો સાર નહિ જાણવાથી પરમપદનું વર્ણન કરી શકતા નથી. ત્રણ ગુણ ને ચૌદ લોકના દેવતાને મોટા મુનિજનો એ પદને જાણીને પાર પામી શકતા નથી.

**મહામત જ્ઞાન અઘાદ હે જાકો આદ્ય ન અંત,**

**કહે કુવેર ગતિ લહત હે, કોઈ કોઈ વિરલા સંત...(૨)**

તે સ્વસંવેદના જ્ઞાનનો મત મહાન અને અગાધ હોવાથી જેનો આદ્યને અંત લાવી શકાતો નથી પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે એ જ્ઞાન કોઈ કોઈ વિરલા સંત જ જાણી શકે છે.

##  રવેણી - પદ ૭ 

**પંડિત પુરાણી તમો સબ કછુ જાનો, તો સત શબ્દકુ સ્થિર કરી ઠાનો,**

**જીવ શિવ વેદ કથા પરમાનો, કર્મ ધર્મકુ સત કરી માનો...(૧)**

પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂ પૂછે છે કે હે પંડિતો ને પુરાણીઓ જે કંઈ જાણવા જેવું છે તે સર્વે તમે જાણી શકો છો. તો સત્ શબ્દ કોને કહેવામાં આવે છે, તે તમારા મન સાથે નિશ્ચય કરીને કોઈ પ્રકારનો સંશય કે શંકા રહે નહીં, એવી રીતે યથાર્થ ઉત્તર આપીને શંકાનું સમાધાન થાય એવો ખુલાસો કરી બતાવશો ? હે પંડિતો ! વેદોમાં વર્ણન કરીને જે સમજાવવામાં આવ્યું છે તેની કથાઓ કરીને જગતમાં જિજ્ઞાસુજનોને બોધ કરીને, જીવ શિવના બે પ્રકાર બતાવીને કર્મને ધર્મના સંબંધમાં વિશ્વાસ આવે તેવી રીતે ભ્રમ જાળમાં નાખી દીધા છે. તે કારણને લઈ જડ કે ચૈતનને કોઈ જેમ છે તેમ સમજી શક્યા નથી.

**ઉત્તમ કર્મ સરસ કરી સેખા, મધ્યમ કર્મ કા કરત ઉવેખા,**

**તાકા ભેદ બતાવું મોઈ, ઉત્તમ મધ્યમ કરમકા દોઈ...(૨)**

હે પંડિતો તમે જગતમાં ધર્મ જિજ્ઞાસુ મનુષ્યને સારા ઉત્તમ કર્મ કરવાનો ઉપદેશ આપો છો. અને મધ્યમ એટલે અશુભ કર્મ નહિ કરવા જેવા કર્મો ભૂલથી પણ કરશો નહિ. સર્વજ્ઞ પરમગુરૂ કહે છે કે તેનો ભેદ તમને સારી રીતે સમજાવું છું જેને ઉત્તમ કર્મ અને મધ્યમ કર્મ કહેવામાં આવે છે. તે બંને કર્મનો ખુલાસો કરી બતાવું છું.

**સુવર્ણ શલ્યા ઉત્તમ કર્મ જાણો, પાષાણ શલ્યા મધ્યમ પરમાણો,**
**તાકુ કંઠે બાંધો મત કોઈ, જળ ન તારત ડુબાવત દોઈ...(૩)**

જેને ઉત્તમ કર્મ કહેવામાં આવે છે એ સોનાની શલ્યા સમાન છે. અને મધ્યમ કર્મ તે પથ્થરની શલ્યા જેવા જાણવા. એક માણસે સોનાની શલ્યા બનાવી છે. ત્યારે બીજા માણસે પથ્થરની શલ્યા માની લીધેલી છે. આ સંસાર રૂપી સાગરને પાર ઉતરવા પુણ્ય દાન જપ તપ કરવાથી આત્મા કલ્યાણને પ્રભુ પદની પ્રાપ્તિ થાય છે. એવું માનવાવાળા મનુષ્યે સોનાની શલ્યા કંઠે બાંધી છે. એમ જાણો અને મધ્યમ કર્મ એટલે અશુભ કર્મ કરવાવાળા એ પથ્થરની શલ્યા સમજવી ઉપર બતાવેલા દૃષ્ટાંતના ન્યાયે આ સંસાર સાગર તરીને પ્રભુ પદની પ્રાપ્તિ કરવી હોય તો ઉપર જણાવેલા શુભ કર્મરૂપી સૂર્વણ શલ્યા અને મધ્યમ એટલે અશુભ કર્મરૂપી પાષાણ શલ્યા એ બંને સંસાર સાગરમાં ડૂબાડનારા છે જેથી તેનો ત્યાગ કરવો.

**કરમધરમ તે પરમ પદ ન્યારા, સોઈ જાણત કોઈ જાણનહારા,**
**પૃથ્વી પાવક પવન જળ ન હતા, તા દિન કર્મ ધર્મ કયાંહાં હતા...(૪)**

ઉપર કહી બતાવેલા દૃષ્ટાંતના ન્યાયે કર્મ ને ધર્મ તે બંનેથી પરમ પદ ન્યારું આવેલું હોય. તેને કોઈ વિરલા સંત જાણીને પ્રાપ્ત કરી શકે છે. પૃથ્વી પાણી અગ્નિ અને પવન ન હતા તે સમયે કર્મ ધર્મ હતા જ નહિ.

**ચંદ્ર સુર પ્રકાશ ન જાહિ, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર નાંહિ,**
**તા દિન જીવ શિવકા કાંહા વાસા, નિશ્ચયે બતાવો મોહિ કરી પ્રકાશા...(૫)**

જ્યારે ચંદ્ર સુરજ અને તેનો પ્રકાશ હતો જ નહિ, ત્યારે બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર પણ હતા નહિ, તે સમયે હે પંડિતો જીવ અને શિવ ક્યાં નિવાસ કરીને રહેતા હતા તેનો નિશ્ચય કરી ખુલાસો કરી જણાવો.

**રૂપ રંગ રેખા કછુ નાંહિ, જીવ શિવ લીન ભયે કિન માંહિ,**
**તા દિનકી મોહી કહો સમજાઈ, કોણ સ્વરૂપ રહે રઘુરાઈ...(૬)**

રૂપ રંગ અને કોઈપણ પ્રકારનો આકાર હતો નહિ તો તે સમયે જીવ અને શિવ કોણ અને કઈ વસ્તુમાં સમાઈને રહેલા હતા. તે સમય પર રઘુરાય કોણ અને કયા સ્વરૂપે રહેતા હતા.

**સોઇ સ્વરૂપ ચેહેનચિત્ત લાવો, કર્મ ધર્મકા ભરમ નસાવો,**
**તબ જાણું પંડિત પરમાના, જા ઘટ પ્રગટે એસા નિજ જ્ઞાના..(૭)**

તે સ્વરૂપ કોનું અને કેવું ક્યાં રહેલું છે. તે યથાર્થ સમજાવશો તો કર્મ ધર્મની શંકા દૂર થાય ત્યારે જ હું જાણું કે તમો યોગ્ય પંડિત છો, તેથી આત્મા જ્ઞાન જે યથાર્થ જાણીને પ્રાપ્ત કર્યું છે.

**પંડિત સો જો પુરાણી બતાવે, જુગમે ભયે સો તો સબ કોઈ ગાયે,**
**કરમ ધરમ કા દિપક બુઝાવે, આત્મા અરક ઉજેશકુ પાવે..(૮)**

યોગ્ય પંડિત તેને કહું છું કે પિંડ અને બ્રહ્માંડની પારનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરાવે, જગત રચના થયા પછીનું જ્ઞાન સર્વે કોઈ કહી બતાવે છે. પરંતુ તેનાથી હું કોણ અને મારા સજાતી કર્તા કોણ તે યથાર્થ જાણીને એકતા થઈ શકતી નથી, એટલા જ માટે કર્મ ધર્મનું જ્ઞાન દીવા જેવું હોવાથી આત્મા રૂપી સૂર્યને જોઈ શકાતો નથી.

**સો પંડિત જે પદસે નવ ડોલે, તત્ત્વ સાંખ્ય વિના અન્ય ન બોલે,**
**કહે કુવેર અગમ લેહે લાયા, ગુરૂ પરતાપ પરમપદ પાયા..(૯)**

સાચો પંડિત તેને કહું છું કે પોતાનું જે નિજ સ્વરૂપ જેને ચૈતન અંશ કહેવામાં આવે છે. તે ચૈતન્ય અંશની દષ્ટિ પડવાથી પ્રણવ અને પાંચ દેહો ચૈતન અને સક્રિય ગતિવાળા થયા છે. ચૈતન્ય અંશ પાંચ દેહને પ્રણવની પાર બ્રહ્મ ભૂમિકા પર બેઠેલો છે. ત્યાં બેસીને પોતાની ચૈતન દષ્ટિ દ્વારા ચૈતન્ય સક્રિય ગતિવાળા અને સજીવન કર્યા છે. એવા ચૈતન્ય અંશને જાણનાર તેમ જ ઓળખનારને સાચા પંડિત કહેવામાં આવે છે. મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે જે પંડિતોને અગમ્ય પદ પ્રાપ્ત કરવાની લગની લાગી છે. તેને જ ગુરૂના પ્રતાપે પરમ પદની પ્રાપ્તિ થાય છે.

**સાખી**

**પંચ તત્ત્વ ઓર ગુણ નહિ, અવ્યાકૃત નહિ જ્યોત,**
**વા દિન કર્તા જો હતા, સો નહિ લખીયા દોત...(૧)**

જે સમય પર પાંચ તત્ત્વને ત્રણ ગુણ હતા જ નહિ, અવ્યાકૃત મહામાયા આદ્ય શક્તિને જ્યોતિનારાયણ નિરંજન પણ હતા નહિ તે સમયે કર્તા કૈવલ પોતે એકલા જ હતા. તે કર્તાને શાહિના બાવન અક્ષર દ્વારા કોઈ જાણીને લખી શકે નહિ, એવા હોવાથી કોઈપણ જાણી શકેલા નથી.

**તેહી કર્તા પહેચાન હો, તો નિજ જ્ઞાન પ્રમાણ,**
**નહિ તો પંડીત પચી મરો, પઢી પઢી વેદ પુરાણ. (૨)**

એવા કર્તાને યથાર્થ ઓળખીને જાણી શકો તો તમારું જ્ઞાન યોગ્ય પ્રમાણવાળું કહી શકાય, ને તમને જ્ઞાનીની ગણતરીમાં લેવામાં આવે, નહિ તો હે પંડિતો વેદ અને પુરાણ ભણી ભણીને મરી જશો તો પણ પરમપદની પ્રાપ્તિ થશે નહીં.

## રવેણી પદ - ૮

**જકત સકલ જુઠે પ્રતિ આયા, કર્તા કી ગતિ કોઈ નવ પાયા,**

**ભૈરવ ભૂત પ્રેતકુ પુજે, આત્મ તત્ત્વકુ કોઈ નવ બુઝે....(૧)**

જગતના સર્વે મનુષ્યો હું કોણ અને મારા સ્વજાતિ કર્તા કોણ તે નહિ જાણી શકવાથી જ્યારથી અંશની અધો દૃષ્ટિ થઈ, ત્યારથી તત્ત્વના સંગદોષે માયાના વિલાસમાં વશ પડીને વિજાતી દેવોની અત્યાર સુધી ઉપાસના કરી રહ્યા છે. તેથી કર્તા કેવલની ગતિને કોઈ પ્રાપ્ત કરી શક્યા નથી. તે સત્ય જ્ઞાનના અભાવે કોઈ ભૈરવ ભૂત અને પ્રેત સહિત ઘણા પ્રકારના દેવ દેવીઓ અને અવતારી ઈશ્વરોની ઉપાસના કરવા લાગ્યા, તેથી અત્યાર સુધી કોઈ આત્મા સ્વરૂપને જાણીને ઓળખી શક્યા નથી.

**પાષાણકી એક પુતળી બનાઈ, પંચ મિલકે શક્તિ ઠરાઈ,**

**ધૂપ દીપ નૈવેદ્ય ધરાવે, બિન ચૈતન કહો કેસેહી પાવે...(૨)**

એવા આત્મા જ્ઞાન વિના જડ દૃષ્ટિએ જડ બુદ્ધિ થઈ જવાથી જે દેવ કે દેવીઓ ઉપર વિશ્વાસ આવ્યો, ત્યારથી તેમની પથ્થરની મૂર્તિઓ બનાવીને, માણસોનો સમુદાય મળીને શક્તિના નામે સ્થાપના કરીને, શ્રદ્ધાવાન ઘણા માણસો ધૂપદીપ નૈવેદ્ય એટલે થાળ ધરાવે છે. પરંતુ તે મૂર્તિમાં ચૈતન્ય આત્મા નહિ હોવાથી ગ્રહણ કરીને જમી શકતી નથી.

**વારંવાર આરતી ઉતારે, ફલ ઇચ્છા અંતર ઉર ધારે,**

**શલ્યા શક્તિ બોલે નહિ કોઈ, અંધ નિરંધકી ફૂટી દોઈ...(૩)**

એ ઉપાસક જન પૂજારી પ્રસાદ ધરાવીને વારંવાર આરતી ઉતારે છે. અને જે ફળની ઈચ્છા હોય તે વારંવાર માગણી કરે છે. છતાં શલ્યા એટલે પથ્થરની મૂર્તિ બોલીને એક પણ ઉત્તર આપી શકતી નથી. તો પણ અંતર દૃષ્ટિનાં અંધ હતા, છતાં બાહ્ય દૃષ્ટિએ જોઈને જાણવા છતાં જડ એટલે પથ્થરની મૂર્તિ આગળ વારંવાર ફળની માગણી કરે છે.

**ચૈતન આપ અચેતકુ ધાવે, વેદ વિધિમાં સબ જુગ ભરમાવે,**

**દેવી દેવલકો કર્તા પોતે, જ્ઞાન ન બૂઝે બીન આત્મા ઉધોતે....(૪)**

મનુષ્ય શરીરમાં વસેલા ચૈતન અંશને સાર અસાર અને નિત્ય અનિત્યનું જ્ઞાન હોવા છતાં જડ મૂર્તિ સામે પ્રાર્થના કરીને ફળની માગણી કરે છે. તેનું કારણ વિદ્વાનોએ લોકો વેદના પુસ્તકોમાં લખી જણાવ્યું છે કે મૂર્તિને પ્રસાદ ધરાવવાથી તે ગ્રહણ કરી શકે છે. વેદમાં લખેલા લેખને જોઈને જગતના લોકો કરતા આવ્યા છે. છતાં મનુષ્યને પોતાના

આત્મા સ્વરૂપનું જ્ઞાન નહિ હોવાથી એક બીજાનું જોઈને અંધ શ્રદ્ધાથી દેવ દેવીઓને માની તેમના નામથી દેવળો બંધાવીને દેવ દેવીઓની મૂર્તિઓ બનાવી, એનું સ્થાપન કરનારા પોતે સત્ય સમજના (જ્ઞાન)ના અભાવે જડ મૂર્તિઓમાં ભાવ રાખી સેવા પૂજા કરવા લાગ્યા.

**શક્તિ સે મુક્તિ કહો કીન પાઈ, પિપા સાંખ્ય દેખો તુમ જાઈ,**
**ખાન પાન સુખ દેહી ડેહકાવે, અંતકાળકુ નરક લેઈ જાવે...(૫)**

શક્તિની સેવા પૂજા કે ઉપાસના કરવાથી અત્યાર સુધીમાં કોની મુક્તિ થઈ છે, એ વાતને કદાચ ન માનતા હોય તો ભૂતકાળમાં પિપા રાજા થઈ ગયા તેનું જીવન ચરિત્ર તપાસી જોવું. શક્તિની સેવા પૂજા કરવાથી તે દેવીની ઉપાસના કરનાર માણસને ખાન પાન વસ્ત્ર આદિ ધન સંપત્તિ અને ભૌતિક વૈભવ આપીને છકાવી દે છે. તેથી છકી ગયેલા માણસો અનર્થને અનીતિનું આચરણ કરી નર્કમાં જઈ પડે છે.

**જેસે કસાઈ પશુકુ પાળે, હરિયા ચારા આન્ય ચરાલે,**
**પશુ જાણત એહી પતિ મેરા, શિર કાટત નવ લાગત બેરા...(૬)**

જેવી રીતે કસાઈ ઘેટા બકરા પાળીને રાખી એનું પાલન પોષણ કરે છે. ને લીલો ચારો ખવરાવે છે. જેથી તે પશુ, પાલન પોષણ કરનાર કસાઈને પોતાનો ધણી માને છે. પરંતુ જ્યારે એ કસાઈનો સમય આવે ત્યારે એ પાળેલા પશુનું મસ્તક કાપી નાખતા વાર લગાડતો નથી.

**શક્તિ સેવાકો એહી ફલ જાણો, અજા દ્દષ્ટાંતને સત્ કરી માનો,**
**તાતે તું સેવા છાંડ અનીતિ, નિરગુણ સંતસુ કરી લેને પ્રીતિ...(૭)**

ઉપર જણાવેલ દ્દષ્ટાંતના ન્યાયે જે કોઈ મનુષ્ય શક્તિની સેવા પૂજા કરે છે. તેનું પરિણામ જેવી રીતે કસાઈ ઘેટા બકરાનું મોત કરી નાખે છે. તે જ પ્રમાણે શક્તિની સેવા કરનારની હાલત થાય છે. એટલા માટે હે મનુષ્ય તું શક્તિની સેવા કરતો હોય તો, તે અનીતિવાળી હોવાથી તેનો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કર અને નિર્ગુણ સ્વરૂપે સંત છે. તેમની કૃપા દ્દષ્ટિ સામાન્ય વિશેષ સર્વ અંશો ઉપર પડેલી છે. તે પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર પોતે જ છે. તેમના શરણમાં સંત કે સજ્જન કૈવલધામને પ્રાપ્ત કરવાની અંતર આરતવાળા જે કોઇ આવે છે તેને કૈવલ લક્ષ જ્ઞાનનો યથાર્થ ઉપદેશ આપીને સર્જનહાર સાથે અખંડ એકતા કરાવે છે. તે અખંડ એકતાવાળા સંત કે સજ્જન કૈવલ ધામમાં નિવાસ કરીને પરમ આનંદનું સુખ કાયમ ભોગવે છે.

**ભક્તિ વિના ભગવંત નવ રીઝે, સાચ વિના સાહેબ ન ધીજે.**
**ધન્ય ભાગ્યે જો સતગુરુ પાવે, તારક મંત્ર કહાનમાં સુનાવે. (૮)**

એવી અનીન ભક્તિ તન મન સમર્પણ કરીને અંતરની આરતપૂર્વક ભગવાન કરૂણાસાગરની કરવામાં આવે તો કૃપાવાન થઈને ભગવાન કરૂણાસાગર પોતાના શરણમાં લે છે ત્યારે સકર્તા પતિ અતિ પ્રસન્ન થઈને કૈવલ ધામમાં વસાવી પોતાની હજુરમાં કાયમ રાખે છે. જે કોઈ મનુષ્ય એક હજાર જન્મથી ભક્તિ કરતો કરતો આવ્યો હોય તેને જ સાચા સતગુરુ મળે છે. સતગુરુ ઉપદેશ લેવા આવેલા જિજ્ઞાસુ મનુષ્યને અધિકારી જોઈ જાણીને તારક મંત્ર તેના કાન દ્વારે સંભળાવીને આત્મા કલ્યાણની રહેણી કરણીના નીતિ નિયમો સમજાવે છે.

**તબ અંતર હોવે ઉજીયારા, ખોલે જ્ઞાન કપાટકા તારા,**
**કર્તા અંશ તનુ સબ ઘટ દરશે, નિરમલ દૃષ્ટ રહિત ભવ ભરસે..(૯)**

સતગુરુએ સમજાવેલ રહેણીમાં રહીને લક્ષ ભજનની કરણી કરી શકે એવા ઉપાસકના અંતરમાં જ્ઞાન કપાટ રહેલું છે. તેને અજ્ઞાનનું લાગેલું તાળુંખુલ્લી જાય છે. ત્યારે એવા ઉપાસક જનસંત કે ભક્તજનના અંતર હંગમાં અનુભવનું અખંડ અજવાળું થાય છે. ત્યારે કૈવલ કર્તાના સ્વજાતિ અંશો સમસ્ત વિશ્વના ઘાટોમાં વસેલા છે તે સર્વે અંશોને દિવ્ય દૃષ્ટિએ જોઈને મહા અનુભવનો આનંદ પ્રાપ્ત થવાથી પરમ સંતોષ પામીને સર્વજ્ઞ પરમગુરૂનો શરણાંગત થઈને રહે છે. ત્યારે ભવભરમાથી નિર્મળ એટલે પરમ પવિત્ર દૃષ્ટિ થવાથી સ્થાવર જંગમની આદ્યે સમસ્ત જગતમાં જેટલા ઘાટો છે તે સર્વેની અંદર કર્તા કૈવલના સ્વજાતિ અંશો વસીને રહેલા છે.

**સ્થાવર જંગમ જળ થળ જાંહી, અંશ અજાત અખિલ ભિન્ન માંહી,**
**તબ શલ્યા સબ સહીત અકામા, બીન ચૈતન જડ જગ અભીરામા.(૧૦)**

કર્તા કૈવલની રચેલી સ્થાવર અને જંગમ તથા જળને થળ પર જેટલા ઘાટો ઉત્પન્ન કરેલા છે. તે વિવિધ જાતના ઘાટમાં એક જ અંશ મૂકીને દરેક ઘાટને ચૈતન કરેલા છે. છતાં પણ તે ચૈતન અંશ ઘાટની જાતિનો નથી, તેવી રીતે ચૈતન અંશ સિવાય જગતમાં જેટલા ઘાટ (મૂર્તિઓ) છે. તેમાં વિશ્વના મનુષ્યો જ્ઞાનના અભાવે અંધ શ્રદ્ધા રાખીને તેમના મન વિરામ પામેલા છે.

**ચૈતન સહીત અચરચર જેતા, વિશ્વ વિલાસ સકલ ભવ ખેતા,**
**જેહી ભવ ખેત રહીત બીનઅંશુ, પરલેકાળ હવિત નિરવંશુ...(૧૧)**

ચૈતન અંશો જેમાં આવીને વસેલા છે. એવા અચર ચર એટલે સ્થાવર જંગમના સર્વે ઘાટો વિશ્વ કહેતા જગતનો વિલાસ, જ્યાં સુધી વિસ્તાર છે ત્યાં સુધી જગત કહેવામાં આવે છે. ભવ એટલે જગતરૂપી ક્ષેત્રમાં જ્યાં સુધી વિસ્તાર પામેલું છે. તે ચૈતન અંશ વિના અંત આવી જતો હોવાથી પરલેકાળમાં નાશ પામે છે.

**નિજ ચૈતન હરિ અંશ અનાદી, આદ્ય અંત મધ્ય સચલ સનાદી,**
**તેહી આપનું નિજ આપ અખરહી, યાહી તે સકલ ભીન તંત વિખરહી, (૧૨)**

જેમને નિજ ચૈતન કહેવામાં આવે છે તેજ પોતે હરી સ્વરૂપે હોય આદ્ય અંતને મધ્યમાં આવતાં જતાં નથી. પરંતુ પોતાના નિજ સ્વરૂપે જ્યાં છે ત્યાંના ત્યાં અખંડ રહે છે. પરમ વિશેષ સર્વજ્ઞ કહે છે કે, તેજ મારું આપનું આપ નિજ સ્વરૂપ હોય અખરહી એટલે કોઈ કાળે ખરી જઈને નાશ પામતું નથી. જ્યાં હું અખંડ સ્વરૂપે કાયમ રહેલો છું. તેથી મારા જ વડે સર્વે પ્રકારના વિજાતી તત્ત્વો ઉત્પન્ન થઈને વિસ્તાર પામેલા છે.

**એહી ક્ષર અક્ષર પર નિજ કરતા, અલગ થકા ઉપજાવન હરતા,**
**તેહી કરતા ઓરૂ આપનું સોઈ, અરસ પરસ એકતાજીનું હોઈ. (૧૩)**

ક્ષર એટલે તેજ શરીર. અક્ષર એટલે ઓમકાર એ બંનેની પાર નિજ કૈવલ કર્તા આવેલા છે, સમસ્ત જગતની રચનાથી અલગ રહેલા હોવા છતાં પોતાના સંકલ્પ દ્વારા જગતને ઉત્પન્ન કરે છે. અને સંકલ્પના અંતે સમેટીને નાશ પણ કરે છે. ઉપર જણાવેલા તેજ નિજકર્તા અને આપનું આપ નિજ અંશ સ્વરૂપ એ બંને સ્વજાતિ હોવાથી એકતા જ્યારે થાય છે. ત્યારે અંશ કૈવલથી અલગ રહી શકતા નથી.

**તેહી કરવાવન હમ નિજ હંસા, પરમ વિશેષ પતિન કે અંશા,**
**અંશ ઉબાર કરન ભવ આયે, સત્ કુવેર ધરી તન દરશાયે. (૧૪)**

ઉપર પ્રમાણે જે આપનું આપ અંશનું નિજ સ્વરૂપ છે. તેની પરમપતિ સાથે અખંડ એકતા હું જ કરાવી શકું છું. એમ પરમ વિશેષ પરમ શ્રેષ્ઠ સર્વજ્ઞ પરમગુરૂ કહે છે. કૈવલ કર્તાના અંશો જગતમાં આવ્યા પછી માયાના વિલાસમાં વશ પડીને પોતાના સ્વરૂપને ભૂલી ગયા, ત્યારે શુભા-શુભ કર્મ કરીને કર્મના બંધનમાં બંધાઈ ગયા, તેથી

વિધ-વિધ પ્રકારના દુઃખો ભોગવવા લાગ્યા, ત્યારે અંશોને દુઃખી થતા જોઈ માયાના બંધનમાંથી અંશોને છોડાવી કેવલ ધામમાં પહોંચાડવા, દિવ્ય વિભૂતિઓનું શરીર ધારણ કરીને હું આ જગતમાં આવ્યો છું.

### સાખી

**ભિન્ન ભિન્ન સકલ ભવ, અંશ સુજાત સુવસ્ત,**
**કહે કુવેર પુરણ પદે, ઉદે નહીં જહાં અસ્ત. (૧)**

આ ભવ રૂપ સંસારને જ્ઞાન દૃષ્ટિએ તપાસીને જોઈએ તો રૂપ, રંગ, સ્વભાવ અને પ્રકૃતિ વર્તન કોઈ કોઈની સાથે મળતું આવતું નથી, પરંતુ અંશ સ્વરૂપનો વિચાર કરીને જ્ઞાન દૃષ્ટિએ જોઈએ તો ભગવાન કરૂણાસાગર કહે છે કે કેવલનું જે પુરણ પદ છે. ત્યાં ઉદય કે અસ્ત થતા નથી, તે કારણને લઈને તે પરમ-પદ જેમ છે તેમનું તેમ કાયમ રહે છે.

**ઉદે અસ્ત જ્યાંહા લ્યૌ લગે, માપ થાપ ગુણ ગાન,**
**કહે કુવેર કારણ નિધે, જોતાં નહિ પદ આન. (૨)**

જ્યારે જે જે સમયે જે જે પદાર્થ ઉત્પન્ન થાય છે. તેના ગુણ ગાન માપક હોવાથી સ્થાપના પણ થઈ શકે છે. મહાન સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે, જેમાંથી ઉત્પન્ન થતું હોય તે કારણ મહાન સાગર સમાન હોવાથી તેની સાથે સરખાવીને જોતાં, એક પણ પદાર્થ ઉગરી શકતું નથી.

## રવેણી પદ - ૯

**સંત સકલ કે ધરી ચિત ચરણું, બ્રહ્મવિલાસ ઉપાસકુ બરણું,**
**અદ્વૈત બ્રહ્મ અખંડ અલેખા, અરૂપ તે રૂપ નિરંજન લેખા. (૧)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, જ્યારથી આ જગતની રચના કરવામાં આવી, ત્યારથી અત્યાર સુધીમાં જે જે સંતોને સાધુઓ, યોગીને, વૈરાગીઓની આદ્ય લઈને જે જે કંઈ મહાપુરુષો થયા તે સર્વેનું ચિત્ત એક અદ્વૈત બ્રહ્મમાં લગાવેલું છે. તે અધિકારી જિજ્ઞાસુ જનોને વર્ણન કરીને જણાવું છું, જેને અદ્વૈત બ્રહ્મ કહેવામાં આવે છે. તે કાયમ સદા સદોદિત અખંડ હોવાથી કોઈ પણ અક્ષરના લેખથી લખવામાં આવતું નથી, એવા અરૂપી બ્રહ્મમાંથી રૂપવાળા નિરંજન પુરુષ લેખથી લખી શકાય એવા ઉત્પન્ન થયેલા છે.

**પુરુષ નિરંજન આધ કહાયા, તાતે અંજન પ્રગટી માયા,**
**મહંમાયા બલ અકલ અનેરા, પંચ તત્ત્વ તાતે ભયે ચેરા...(૨)**

તે નિરંજન પુરુષ જગતની રચના પહેલાં ઉત્પન્ન થયેલા છે. તેથી આદ્ય નિરંજન પુરુષ કહેવામાં આવે છે. તે નિરંજન પુરુષની ઈચ્છાવૃત્તિમાંથી મહામાયા ઉત્પન્ન થયેલી છે. એ મહામાયાનું બળ અકળ અને અનેરું હોવાથી પાંચે તત્ત્વ તેની અંદરથી ઉત્પન્ન થઈને વિસ્તાર પામ્યા છે.

**આગે શુન્ય મુન્ય તે પવનાં, પવન તે પ્રગટી અગન તેજ રવના,**
**તેજ તે તોય અપતે અવની, જા પર કરવા સ્થિતિ વિશ્વ સર્વની (૩)**

પાંચ તત્ત્વમાં પ્રથમ આકાશ તત્ત્વ ઉત્પન્ન થયેલું છે. તે આકાશ તત્ત્વમાંથી પવન પ્રગટ થયેલો હોય, તે પવનમાંથી અગ્નિ તત્ત્વ ઉત્પન્ન થયું. અને અગ્નિમાંથી જળ તત્ત્વની ઉત્પત્તિ થઈ છે. જળ તત્ત્વમાંથી પૃથ્વી તત્ત્વની રચના થયેલી હોવાથી, તે પૃથ્વી ઉપર ચોરાસી લાખ પ્રકારનાં ઘાટોની ભિન્ન ભિન્ન રચના કરીને સમસ્ત વિશ્વનો વિસ્તાર કરેલો છે.

**એહી વિધિ પંચુતત્ત્વ પસારી, ત્રિગુણ રૂપ લીયો તબ નારી,**
**તમ પદ સાત્ત્વિક રાજસ બ્રહ્મા, નિગમ ચાર બંધે કર્મ ધર્મા. (૪)**

ઉપર જણાવ્યા પ્રમાણે, વિશ્વનો વિસ્તાર કરીને પંચ મહાભૂત અને ત્રણે ગુણની વિભૂતી સહિત આદ્ય શક્તિએ, અદ્‌ભુત રૂપ ધારણ કરીને સામાન્ય, વિશેષ, સર્વે અંશોને પોતાના તાબામાં રાખેલા છે. તે આદ્ય શક્તિએ અગમ ગતિનો વિચાર કરીને સમષ્ટિ તમોગુણમાંથી મહેશ્વર અને સમષ્ટિ સત્ત્વગુણમાંથી વિષ્ણુદેવ અને સમષ્ટિ રાજસ ગુણમાંથી બ્રહ્માજીને ઉત્પન્ન કરેલા છે. તે ત્રણે મહાદેવોએ પરસ્પર મળીને ત્રણે લોકની રચના કરી છે. ત્રણે ગુણના તત્ત્વોને આધીન થઈ સામાન્ય, વિશેષ અંશો જેવું જેવું વર્તન કરે છે. તે ચારે વેદોમાં વર્ણન કરીને, જેમ છે તેમ જણાવેલું છે. ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ એ ત્રણ પ્રકારનાં કર્મનું વર્ણન કરીને ચાર વેદમાં જણાવેલું છે. કનિષ્ટ કર્મનો ત્યાગ કરવો, વર્ણાશ્રમ પ્રમાણે લૌકિક સુખ અર્થે મધ્યમ કર્મ કરવા, આત્મા કલ્યાણ કરવા સદ્‌ગુરુના શરણે જઈ આત્મા જ્ઞાનનો ઉપદેશ ગ્રહણ કરીને ગુરૂના વચન અનુસાર રહેણીમાં રહીને જીવન દાતા સર્વજ્ઞ પ્રભુનું સ્મરણ ધ્યાન ધરવું.

**અબ વરણું મે સૃષ્ટ સુરેસા, આગે સ્થાપન મૂળ ગણેશા,**
**તા પર શેષ સહસ્ત્ર મુખ રાજે, તાકે ઈશ વિષ્ણુ શિર છાજે..(૫)**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે હું સૃષ્ટિના સર્વ દેવોનું વર્ણન કરીને જણાવું છું, તે સંત અને ભક્તજનો તમે સાવધ થઈને સાંભળો, આ જગતમાં કોઈ પણ મનુષ્ય શુભ કાર્યનો પ્રારંભ કરે ત્યારે પ્રથમ ગણપતિ દેવનું સ્થાપન કરે છે. તે ગણપતિના મસ્તક ઉપર હજાર મુખવાળાં શેષ નારાયણ બિરાજે છે. એવા જે શેષનારાયણના ઈષ્ટદેવ તેમના મસ્તક ઉપર વિષ્ણુદેવ બિરાજમાન થઈને રહેલાં છે.

**ચોથા દેવ વિરંચી વિચારો, ઘાટ સકલકો બાંધે ધારો,**
**પંચમા શિવ ધ્યાન કે ધાતા, દ્દઢ આસન સદા મદમાતા...(૬)**

ઉપર જણાવ્યા પ્રમાણે, વિષ્ણુ દેવના શિર ઉપર વિરંચી એટલે ચોથા દેવ બ્રહ્માજી બિરાજમાન થઈને રહેલા છે. તે જગતમાં આવેલા સ્થાવર જંગમની આદ્ય લઈને સર્વે પ્રકારના ઘાટો બનાવવાનું કામ બ્રહ્માજી કરે છે એમ જાણવું. પાંચમા દેવ શિવજી એટલે મહેશ્વર જગતના જીવન દાતા સર્વજ્ઞ, સર્વ અંશોના સરજનહાર સકર્તા પતિના અખંડ ધ્યાનમાં જ રહે છે. તે અખંડ ધ્યાનનું ગૌરવ ધારણ કરીને નિજાનંદનાં આનંદમાં મસ્ત રહે છે.

**કાળ જાળ વ્યાપે નહીં જાહી, મહા વિષ્ણુ તાકે શિર સાંઈ,**
**શુન્ય સિંઘાસન આસન ઠાના, રહત સદા જહાં બાસ વિજ્ઞાના.. (૭)**

તેથી તેમને ત્યાં કાળનો ભય લેશમાત્ર વ્યાપી શકતો નથી. કારણ કે મહા વિષ્ણુ તેમના શિર પર ઈષ્ટ રૂપે બિરાજમાન થઈને રહેલા છે. જેને મહાશુન્ય કહેવામાં આવે છે. તેજ તેમનું અખંડ સિંઘાસન હોવાથી તેના ઉપર બિરાજમાન થઈને રહેલા છે. ત્યાં જેને વિજ્ઞાન કહેવામાં આવે છે. એવું વ્યાપક બ્રહ્મ પરમ પ્રકાશ રૂપે અખંડ પ્રકાશી રહ્યું છે.

**મહાનિધિ તાપર પરમાણો, તાકે કરતા નિરંજન જાણો,**
**એ અષ્ટદેવ સૃષ્ટિકા કહાવે, જહાં જાકી પ્રતિત ત્હાં તાકુ ગાવે. (૮)**

ઉપરની ચોપાઈમાં જણાવ્યા પ્રમાણે અવ્યક્ત ગતિના વિષ્ણુદેવની ઉપર મહાસાગર સમાન અદ્‌ભુત ગતિ રહેલી છે. તેના કરતા નિરંજન પુરુષ છે એમ જાણવું. ઉપર વર્ણન કરીને જણાવેલા આઠ પ્રકારનાં ઈષ્ટો તે જગતના મહાન દેવો કહેવાય છે. જગતના લોકોને

જે દેવ ઉપર વિશ્વાસ હોય તેનું જ સ્મરણ ધ્યાન કરે છે, અને તેની ઉપાસના કરી ગુણ પણ તેના જ ગાય છે.

**તેત્રીસ ક્રોડ ઇષ્ટકે અંશા, બ્રાહ્મણ શુદ્ર ક્ષત્રિ વંશા,**
**કીટ પતંગ વિહંગ વિલાસા, તરૂવર ભાર અઢાર ઉપાસા...(૯)**

ઉપર ચોપાઈમાં કહી બતાવેલા આઠ પ્રકારના જે ઈષ્ટો તેમના જ વંશના તેત્રીસ કરોડ દેવો થયેલા છે. તે દેવોનો વંશ બ્રાહ્મણ, શુદ્ર, ક્ષત્રિ વંશની આદ્યે કીટ, પતંગ, વિહંગ તથા જલચર સ્થાવર જંગમ સહિત સમસ્ત સૃષ્ટિનો વિસ્તાર થયેલો છે. તરૂવર એટલે વૃક્ષ જાતીના બીજ અઢાર ભાર છે.

**એ સર્વ સૃષ્ટિ સકલ કે ચિંન, જીવ ચોરાસી ભિન્ના ભિન્ન,**
**સહુનો સાક્ષી સદા આતમ, આદ્ય, અંત મધ્ય જેમનો જેમ...(૧૦)**

ભગવાન કરૂણાસાગર કહે છે કે જેવી રીતે કેવલ કર્તાએ સમસ્ત જગતની રચના કરી છે. તેમાં ચોરાસી લાખ પ્રકારનાં ઘાટો બનાવીને સામાન્ય વિશેષ સર્વ અંશોને વસાવ્યા છે. તે ચૈતન્ય આત્મા જેને જેવો ઘાટ પ્રાપ્ત થયો હોય તે ઘાટનો સાક્ષી થઈને આદ્ય, મધ્ય અને અંત સુધી, પોતાની ઈચ્છા પ્રમાણે, વર્તન અને વહેવાર કરે છે. છતાં આત્મા જેવો છે તેવો ને તેવો જ કાયમ રહી શકે છે.

**ગુરૂ પ્રતાપ પુરાતન પેખ્યા, અંતર રહીત સતંતર દેખ્યા,**
**કહે કુવેર અગમ અવિધારા, બ્રહ્મ વિલાસ ઉપાસ ઉચ્ચારા...(૧૧)**

જે કોઈ મનુષ્ય એક હજાર જન્મોથી ગુરૂ સંતની સેવાને ભક્તિ કરતો કરતો આવ્યો હોય, તે જ યથાર્થ બ્રહ્મને ઓળખીને બ્રહ્મ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. એવા અધિકારી જન બ્રહ્મ સાથે એકતા કરીને બ્રહ્માનંદ ભોગવી શકે છે. ભગવાન કરૂણાસાગર કહે છે કે તે ઈન્દ્રિયો અને અંતઃકરણ દ્વારા, ઓળખી શકાય તેવું નથી. એવું અગમ ગતિનું બ્રહ્મ તેની અવિરલ ધારા કોઈ કોઈ વિરલા ગુરૂ, સંતની કૃપાથી યથાર્થ ઓળખીને પ્રાપ્ત કરી શકે છે. એવા અદ્વૈત બ્રહ્મને ગુરૂ ગમ દષ્ટિએ જેમ છે તેમ ઓળખીને અખંડ ઉપાસના કરી બ્રહ્માનંદને પ્રાપ્ત કરવા સત્ય વર્ણન કરી જણાવેલું છે.

## સાખી

**બ્રહ્મ ભવાટવી બરણ હી, પસરણ દ્વૈત વિનોધ,**
**કહે કુવેર તિનકી પરે, હે કૈવલ નિજ બોધ. (૧)**

વ્યાપક બ્રહ્મરૂપી મહાન મોટું એક વન છે. તેનું વર્ણન કરીને જણાવું છું, કે જેના વિષે અનેક પ્રકારનાં આનંદ અને મોજ કરાવનાર વિશ્વરૂપી વિલાસ ઉત્પન્ન થયેલો છે. મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, સર્વ પ્રકારના વિશ્વ વિલાસોની પાર કૈવલ કર્તાને પ્રાપ્ત કરવાનો લક્ષ બોધ રહેલો છે.

**ઉપજ ખપજ જુગ બ્રહ્મ લ્યૌ, લોક ચતુર્દશ ભાત,**
**કહે કુવેર સો પદ વટી, કોઈ કોઈ હંસા જાત...(૨)**

જગતની ઉત્પત્તિ અને નાશ બ્રહ્મ ભૂમિકામાંથી થાય છે. ચૌદ લોકની તમામ તત્ત્વ સામગ્રી અને દેખાતી વિધ વિધ પ્રકારની ભાતો પણ બ્રહ્મમાં જ લીન થાય છે. મહાન સમર્થ શ્રી કુવેર સ્વામીજી કહે છે કે આ અવાચ્ય અક્રિય, અને સંકલ્પ રહિત, બ્રહ્મ ભૂમિકાને વટાવીને સકર્તા સત્ કૈવલના ધામમાં કોઈ કોઈ વિરલા હંસ ગતિના નિજ ચૈતન્યદર્શી મહાન પુરુષો જ જઈ શકે છે. તેમ જ આવા અતિ ઉત્તમ પરમપદને પ્રાપ્ત કરી શકે છે.

## રવેણી પદ - ૧૦

**ગાવું શુન્ય સકલકા ભેવા, આદ્ય પુરુષ રસના રસ લેવા,**
**શ્યામ શુન્ય અનેક અપારા, વિવિધી ઘાટ વિરંચી વિસ્તારા. (૧)**

**અગણિત બરનુમેં શુન્ય સપેતા, જામે ઈશ વિષ્ણુકા હેતા,**
**રક્ત શુન્ય અપાર અલેખા, જામે વાસ શિવકા ભેખા...(૨)**

**સંખ્યા રહીત શુન્ય પ્રકાશા, હરિયા રંગ જાંહાં શક્તિકા વાસા,**
**સુવર્ણ શુન્ય અનન્ય અભેવા, જામે કરતા નિરંજન દેવા...(૩)**

**બરનુ શુન્ય સકલ કે સોહાગી, રરંકાર રટણ ધુન્ય લાગી,**
**તાપર અદ્વૈત શુન્ય અનુપા, રરંકાર તારના જહાં કુપા...(૪)**

તામે વાસ અવાચહી બ્રહ્મ, અગમ અગોચર ગોચર મર્મ,
તાપર અધર અબુબ મહેબુબા, જામે વાસ સસ્વપતિ સુબા...(૫)

પુરુષ પુરાતન વાપર આગી, જાની શકે કોઈ સંત સોહાગી,
તાપર પરમ ધામ પરકાશા, શુન્ય સકલ પતિ અંત નિવાસા..(૬)

અવિગત આસન બેઠે બહુનામી, કરૂણામયે કૈવલ નિજ ધામી,
નૈન અનંત અનંતહી બાહુ, ઉપમા યોગ દુજો નહી કાહુ...(૭)

સો પદકી મોઈ ભઈ પ્રતીતિ, તત્ત્વ વિચાર પાર પર પ્રીતિ,
સહેજ સમાસ બાસ તાંહી ઠાના, અડંગ મતા મન તાંહી પિયાના..(૮)

ચિન્યા મરમ મતા મલતાના, ગુરૂગમ ગ્યાન ધ્યાન ગલતાના,
સત્ કુવેર ગગન ગત્ય પાયા, જીવત હંસ વંશમેં મેલાયા...(૯)

સાખી

હમ હંસા ઉસ ધામકે, બસે જહાં કૈવલ,
અરૂઢ મતા ગત પાવહી, કોઈ વિરલા જન ભલ...(૧)

જો ભેદુ ઉસ ધામ કે, અટકણ નહીં આદેશ,
વાર પાર પ્રકાશીત, દુતિયો કુવેર સુરેશ....(૨)

## રવેણી પદ - ૧૧

હંસા અગમ સુગમગત ગાવું, સત-ગુરુ શબ્દસે ભેદ બતાવું,
પંચતત્ત્વ મિલકે ભઈ ઓરી, મહંમાયા મધ્ય કાજલ ઘોરી...(૧)

તામે અંશ હંસકા પેઠા, ચતુર નિમસ ભર ટક કર બેઠા,
પેઠત ઉજવલ બેઠત કારો, એહી વિધિ શિવકા જીવ વિચારો...(૨)

કાજળ ભીંજે પંખી નવ ચિંન, ચાંચ પાંખ ચરણે ખટ ભિન,
જીવ પંખી ચહે ન વાસના અત્વ, માયા કાજળ ભીંજે નવ તત્ત્વ..(૩)

તાંતે નિકસ આન્ય ઘટહી બેઠાવે, બિન ખર પાંખ કાલચ નવ જાવે,
ગુરૂ ગમ જ્ઞાન વરધ વિધિ જાગે, તો ચાંચ, પાંખ, પર અવધિ લાગે. (૪)

તબ કાલચ જાવે સબ જેતી, પર પટલે હંસ હોય સપેતી,
હંસા હંસ ગતિ સંગ ડોલે, મન મુગ્તા બિના ચાંચ ન ખોલે...(૫)

સંસાર છીલર મીંડક પાવે, સો હંસા કો અરથ ન આવે,
ઉડ ઉડ હંસા જાંહા કરી લેને વાસા, માન સરોવર મુગ્તા ખાસા..(૬)

મન માન્યા મુગતા ફલ ચરહી, હંસા હંસ સંગ હલમલ ફરહી,
સંત સરોવર મુગ્તા બાની, સત્ કુવેર એહી પ્રતિ આની...(૭)

સાખી

તારણ તરણ ઉજાગરન, અભય કરન ધન્ય સંત,
કહેં કુવેર ભવજળ માંહી, સત્ગુરુ નાવ મહંત...(૧)

હે કૈવલ છેલ્લું પદ, અખે અમર પદ થાપ,
કહેં કુવેર સોઈ પાઇએ, સત્ગુરુ સંત પ્રતાપ...(૨)

નોંધ : સંજોગવશાત બે અંગની ટીકા બાકી રહી છે.



# ખટ દરશન મત દેખાવન પદ

## પદ - ૧



**(રાગ : ટોડીની દેશી)**

**લાવનાજી લાવનાજી લાવનાવે,**
**ગુરૂ ચરણ કમળ ચિત્ત લાવનાવે...ટેક.**

પરમ શ્રેષ્ઠ પરમ વિશેષ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે, આત્મ કલ્યાણની જીજ્ઞાસા રાખનાર જગતના મનુષ્યો તમે અંતરની આરત પૂર્વક શુદ્ધ ઉજાગ્રત રહીને, સદ્‌ગુરુના ચરણ કમળમાં તમારા ચિત્તને લાવીને સ્થિર કરો.

**તન મન દેહી સમરપન કરનાવે,**
**રાત-દિવસ ગુણ ગાવનાવે...ગુરુ...૧**

હે ગુરુ ઉપાસક જન ભવબંધનમાંથી મુક્ત થવા તારા તન-મન પરમગુરૂના શરણમાં સમર્પણ કરી દેવા જોઈએ. નામ-રૂપ ગુણ પરથી દૃષ્ટિને ઉપરામ કરી પરમગુરૂએ આપેલા ચૈતન લક્ષમાં, પરમગુરૂના શરણનો શુદ્ધ ભાવ ભરીને ઉજાગ્રતપણે રાતને દિવસ, પરમગુરૂની સાથે અખંડ પ્રીતિ રાખીને નિરંતરપણે યશોગુણ ગાવા.

**આ સંસાર સકલ જુગ ફંદાવે,**
**તામે તે નહિ લપટાવનાવે...ગુરુ...૨**

ચૌદેય લોક સુધીનો સંસાર નર-નારીના સંબંધવાળો હોય જ્ઞાન દૃષ્ટિથી જોતા એ સર્વે માયાનો જ પ્રપંચ છે એમ સિદ્ધ થાય છે, કારણ કે જ્યારથી અંશોની અધોદૃષ્ટિ થઈ ત્યારથી અત્યાર સુધીમાં અનેક જન્મો થવા છતાં, માયાના ભોગ ભોગવનાર જીવ હું કોણ અને મારા કર્તા કોણ એ જાણી શકેલા નથી. તેટલા જ માટે પરમગુરૂ કહે છે કે, તમારા નિજ સ્વરૂપને ઓળખી કૈવલધામને પ્રાપ્ત કરવું હોય તો માયાના મિથ્યા ભોગોમાં પ્રીતિ રાખશો નહીં.

**સરધા સહિત રહો મન નિશદિનવે,**
**કીલમીસ કબહું ન આવનાવે...ગુરુ...૩**

ભગવાન કરૂણાસાગરની શુદ્ધ અને સાચી ઉપાસના કરનાર અધિકારીજન પુર્ણ શ્રદ્ધા રાખીને, શુદ્ધ પ્રેમથી તન-મન સમર્પણ કરીને સચેતનપણે ઉપાસના કરે છે. સુરત-નુરતની એકતાયે પરમગુરૂના ચરણ કમળનો અનુરાગી થઈ રાતને દિવસ પરમગુરૂના નિત્ય સત્ય સ્વરૂપના યશોગુણ ગાય છે. જેથી તેની અતિ નિર્મળ દૃષ્ટિ થયેલી હોવાથી વિશ્વમાં કોઈની સાથે દ્વેષ કે ખેદ લેશમાત્ર આવતો નથી.

**કામ ક્રોધ મોહ શત્રુ શરીર નાવે,**

**બ્રહ્મ અગ્નિમે દહાવનાવે...ગુરુ...૪**

કામ ક્રોધ અને મોહ આદી પ્રકૃતિ પક્ષના શત્રુઓ આ શરીરમાં રહેલા છે. તેનો નાશ કરવા ગુરૂના જ્ઞાને ધ્યાન ધરીને બ્રહ્મ અગ્નિને પ્રગટ કરવાથી બળીને તેમનો નાશ થઈ જાય છે.

**અગમ-અગોચર ગોચર આ ઘટવે,**

**સતગુરુ લક્ષ લખાવનાવે....ગુરુ...૫**

ચૈતન્ય આત્માનું સ્વરૂપ અગોચર એટલે ઈન્દ્રિયો અને અંતઃકરણથી ઓળખી ન શકાય તેવું અગમ્ય રહેલું છે. છતાં મહાન સમર્થ સત્ગુરુ કૃપાવંત થઈને અધિકારી જિજ્ઞાસુજનને અલખ લક્ષ આપી આત્મા સ્વરૂપને ઓળખાવે છે. માટે આત્મ જ્ઞાનના જીજ્ઞાસુજનોએ ગુરૂ ચરણમાં ચિત્ત લાવવું જોઈએ.

**ચતુરધા મુક્તિ-જુક્તિ જુગ વાંછિતવે,**

**શ્રેષ્ઠ સાયોજ્યપદ પાવનાવે...ગુરુ...૬**

આ જગતમાં ઘણા મનુષ્યો અને સંત-સાધુઓ ભક્તિ કરે છે, તે મુક્તિની આશાએ જ કરતા હોય છે. પરંતુ વેદમાં મુક્તિના ચાર પ્રકાર બતાવવામાં આવ્યા છે. તેમાં સાયોજ્ય મુક્તિને શ્રેષ્ઠ ગણવામાં આવેલી છે. તે શ્રેષ્ઠ સાયોજયં મુક્તિને પ્રાપ્ત કરવાની અંતરઈચ્છા સર્વ ઉપાસકજનોને હોવાથી તેની જ ચાહના જુક્તિપૂર્વક કરે છે. વળી ધારણાપૂર્વક માને છે કે મને સાયોજ્ય મુક્તિ મળશે અને મારું આત્મ કલ્યાણ થશે.

**સત્ કુવેર સંતોષ ગુરુ તનવે,**

**સકલ તીરથ ઘેર આવનાવે...ગુરુ...૭**

આ જગતમાં ઘણાં મનુષ્યો સિર્ગુણ કે નિર્ગુણની અનેક પ્રકારે ઉપાસનાઓ કરે છે.

છતાં આત્મકલ્યાણનો હેતુ સફળ થતો નથી. પરંતુ કોઈ નિત્ય-અનિત્યનો નિર્ણય કરનાર સાચો જિજ્ઞાસુજન સત્‌ગુરુના શરણમાં આવે છે. ત્યારે સત્‌ગુરુ તેને યોગ્ય અધિકારીજન જાણીને આત્મ લક્ષનો બોધ આપે છે. એ લક્ષ ગ્રહણ કરીને આત્માને ઓળખી જીવન મુક્ત થવાથી સર્વ તિર્થો કર્યાના ફળનો સંતોષ થવાથી, ગુરૂનો શરણાંગત બનીને હંમેશા ગુરૂને નિજકર્તા સમાન માને છે.

## પદ - ૨

**દેખો - દેખો વા દેશ ફકીરંદા,**
**દેખો દેખો....ટેક**

જેમણે માલિકને મળવાની ફકીરી ધારણ કરી છે, એવા ધર્મચુસ્ત ફકીરો જે સ્થાન પર ખુદ માલિક રહે છે તે દેશમાં નિવાસ કરીને, સર્વજ્ઞ પ્રભુને સમર્પણ થઈ રહ્યા છે.

**તન તકીયા મધ્ય હે મન મુલ્લાવે,**
**શુદ્ધ ચૈતન ચેતન બંદા...દેખો દેખો...૧**

તન રૂપી સ્થાનમાં મન અંતઃકરણરૂપી મૌલવી રહે છે. તે શુદ્ધ ચૈતન પરમાત્માની પ્રાર્થના અતિ સાવધતા પૂર્વક શુદ્ધ ચૈતન થઈને કરે છે.

**દમ કી દોર શબ્દ સત દાનાવે,**
**અજંપા તસમી જપે જાલમ જંદા...દેખો દેખો...૨**

દમ રૂપી દોરીમાં સત્‌ગુરુના સત શબ્દરૂપી મણકો પરોવીને ઉર્ધ્વગતિના માર્ગે ગમન કરવાના સમયે, અવરોધ કરવાવાળા શત્રુઓનો નાશ કરીને અજંપા જાપની માળા જપવામાં ચિત્તને જોડી સ્થિર કરે છે.

**ઝકરકા ઝુંબા રહેસ મત કુંડીવે,**
**સહેજ સંસાર ચેતાવંદા...દેખો દેખો...૩**

આ તન-મન ને જતમત કરી જગત કર્તાને પ્રાપ્ત કરવાની શુદ્ધ રહેણીની કુંડીમાં સ્નાન કરી, અતિ પવિત્ર બનીને વેદ વચન પ્રમાણે સંસાર ભરના જિજ્ઞાસુજનોને સહેજ સ્વભાવે લક્ષ જ્ઞાનનો બોધ આપી ચેતાવીને જાગ્રત કરે છે.

**તજ્ઞકા ટોપ કથન લીયા કુદકાવે,**

**સંશે સ્વાન ભગાવંદા...દેખો દેખો...૪**

પ્રકૃતિ પક્ષના રજોગુણી વિષયોનો ત્યાગ કરવા રૂપી ટોપીને માથે ધારણ કરી છે. આત્મ જ્ઞાન બોધના શબ્દોના ઉચ્ચાર રૂપી ડંડા વડે જિજ્ઞાસુજનોના સંશયરૂપી સ્વાનને ભગાડી દે છે.

**દોજખ ભસ્ત અસ્ત ગત ઉદયેવે,**

**ફના કીયા ફારગત ફંદા...દેખો દેખો...૫**

આત્મજ્ઞાન થયું ન હતું ત્યાં સુધી સ્વર્ગ અને નર્કનો ભય હતો. પરંતુ સત્‌ગુરુની કૃપા દૃષ્ટિએ આત્મજ્ઞાન પ્રાપ્ત થવાથી ઉદય અને અસ્ત થનારા સ્વર્ગ અને નર્કનો ભય સદાના માટે દૂર થઈ ગયો છે.

**ઓહંગ આપ સોહંગ શિર સાંઈયાવે,**

**નિરભે નિવાજ ગુજારંદા...દેખો દેખો....૬**

ઓહંગ પ્રણવ ઉપર અંશની ચૈતન દૃષ્ટિનો ભાસ પડેલો હોવાથી ઓહંગ ચૈતન અને સક્રિય ગતિવાળો થયેલો છે. તે પ્રમાણે સોહંગના શિર ઉપર સકર્તા પતિની સર્વજ્ઞ દૃષ્ટિનો ભાસ પડેલો છે. તેને પરમગુરૂના શરણોનો અધિકારીજન નિજ લક્ષ દ્વારા સોહંગ સાથે એકતા કરી અતિ ઉજાગ્રત પણે નિર્ભય થઈને સકર્તા સ્વામીની પ્રાર્થના કરે છે.

**સત્ કુવેર સાહેબ પરાપરવે,**

**જાનત નહીં ગાફલ ગંદા....દેખો દેખો...૭**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, સર્વ અંશોના સજાતિ સકર્તા સત્ કૈવલ પરાની પાર રહેલા હોવાથી, અધો દૃષ્ટિવાળા ગાફલ મનુષ્યો અજાણ રહેલા હોય સકર્તા પતિને ઓળખી શકતા નથી.

## પદ - ૩

**અટપટા ખેલ અવધુંતાંકા,**

**અટપટા....ટેક**

જેને અબધુત પુરુષો કહેવામાં આવે છે. એવા સંતોનો ખેલ બહુ અટપટો એટલે

મહા કઠણ હોય, તે માર્ગે ગમન કરવાવાળા સંત પુરુષો જ જાણી શકે છે.

**તાકત ભોમ્ય વ્યોમ સર લાગતવે,**

**સુરતી સંધાણ સંજુતાકા...અટપટા...૧**

તે અગમ ગતિને જાણવાવાળા સંત, નાભિ કમળની ભૂમિ પર નિશાન તાકીને આત્મા રૂપી આકાશમાં તીર લગાવે છે. તે સુરતા રૂપી તીર આત્મા સ્વરૂપમાં લાગવાથી મળીને તે આત્મા રૂપ બની જાય છે.

**ચૈતન રૂપ લક્ષ તન વરજીતવે,**

**અટકણ નહીં પંચભુતાકા...અટપટા...૨**

જે ચૈતન સ્વરૂપનો અલખ લક્ષ દેહની રચનાથી પર આવેલો હોવાથી, પાંચ તત્ત્વો પૈકી એક પણ તત્ત્વનો આધાર લઈને તે ચૈતન્ય પ્રદેશમાં પ્રવેશ થઈ શકતો નથી.

**પાંચ પચ્ચીસ પકર પરકરતીવે,**

**કાંટે એ મુલ કપુતાંકા...અટપટા...૩**

પાંચ તત્ત્વો અને પાંચેય તત્ત્વોની પચ્ચીસ પ્રકૃતિ તેની સાથે સંબંધ રાખવાથી અધર્મનું આચરણ કરાવે છે. એટલા જ માટે એ કપુતોના મુળ કાપી નાખવાથી શુદ્ધ ચૈતન સ્વરૂપે થવાય છે.

**સહેજ સમાધ આરાધ અલખ લક્ષવે,**

**ડરપ નહીં જમ દુતાંકા...અટપટા...૪**

જે જે સંત પુરુષો સદ્‌ગુરુની સેવા કરીને ચૈતન્ય લક્ષના અધિકારી થયેલા છે. એવા સંતોને સદ્‌ગુરુની કૃપાએ ચૈતન્ય સ્વરૂપની પ્રાપ્તિ થઈ છે. દેહની કસોટી કર્યા સિવાય જાગ્રતમાં અતિ ઉજાગ્રત રહીને સોહંગ સ્વરૂપમાં નિજ સુરતાને સ્થિર કરી અલખ લક્ષને અહોનિશ આરાધે છે. એવા સંત પુરુષોને કદાપિ જમદુતોનો ભય રહેતો નથી.

**આસન માર સમેર કીયા સમવે,**

**પાચે ઇલમ અમરૂતાંકા...અટપટા...૫**

એવા જે સંતપુરુષ આસન લગાવીને શરીરને અતિ શાંત સ્થિર કરી દે છે. ત્યારે મેરુદંડ દ્વારા સહસ્ત્રદળ કમળમાં પ્રવેશ કરી યુક્તિ વડે અમૃતપાન કરે છે.

**મઢી મેદાન ધ્યાન મત ધુનીવે,**

**જરાયે કાષ્ટ કરમુતાંકા...અટપટા...૬**

અગમ ગતિના અનુભવી સંત ગગન મઢીના મેદાનમાં જઈને બેઠા છે. તેમની દિવ્ય દૃષ્ટિ નિર્ગુણ બ્રહ્મનું નિરીક્ષણ કરવા લાગી, ત્યારે અનેક જન્મના કર્મો રૂપીકાષ્ટ બળીને ભસ્મીભુત થઈ ગયા.

**ઉજાગર મત આગર અદ્‌ભુતવે,**

**અસક નહીં અનહુતાકા...અટપટા...૭**

જે તત્વાતિત થયેલા સંતોનો અનુભવ મત અતિ અગમ્ય ગતિનો હોવાથી, જગત રચનાના માયિક પદાર્થોની ઈચ્છા લેશ માત્ર થતી નથી.

**સત્ કુવેર સોહી સિદ્ધ પુરાવે,**

**ઢાયે કોટ કરતુંતાંકા...અટપટા...૮**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, જે સંતનું વર્ણન કરી જણાવ્યું તે સંતે અગાધ જ્ઞાનની વિભૂતિ પ્રાપ્ત કરેલી હોવાથી પ્રકૃતિ પસારાના કોટને તોડી, પર થઈ ગયેલા સંત પુરુષો સદાના માટે નિર્ભય પદમાં નિવાસ કરે છે તેથી તેમને પૂરા સિદ્ધ કહેવાય છે.

**પદ - ૪**

**ગમ જ્ઞાની અકલ અદ્વૈત મતા,**

**ગમ જ્ઞાની....ટેક**

જે જે બ્રહ્મજ્ઞાની સંતો થયા, તેઓ યથાર્થ બ્રહ્મને જાણીને ઓળખી શક્યા છે. તેથી તેમને માયાના દ્વૈત પદાર્થોનો સંકલ્પ કે ઈચ્છા થતી નથી. એવો બ્રહ્મ જ્ઞાનીઓનો અકળ, અકર્તા, અદ્વૈત મત હોય એક બ્રહ્મ સિવાય તેમને બીજું કાંઈ ભાસતું નથી.

**ખાવત પિવત બોલત ચાલતવે,**

**વરતત હે જુગ દેહ છતાં...ગમજ્ઞાની...૧**

એવા બ્રહ્મજ્ઞાની સંત ખાતા-પિતા બોલતા-ચાલતા જગતમાં હરે-ફરે છે. અને દેહના વહેવારનું વર્તન પણ કરે છે. છતાં અદ્વૈત બ્રહ્મમાં તલ્લીન રહે છે.

**જેસે મિન ઇંદુ ગનત આપ સમવે,**

**ચંદ્ર રહત જ્યમ વ્યોમ વતા...ગમજ્ઞાની...૨**

જેમ નદીનું માછલું સદાને માટે નદીમાં રહે છે. તે નદીમાં ચંદ્રનું પ્રતિબિંબ પડે ત્યારે માછલા પ્રતિબિંબને પોતાના સમાન ગણે છે. પંરતુ ચંદ્ર તો ગગન ગામી હોય કાયમ આકાશમાં જ રહે છે.

**તેસે જગતમેં દીસત જન ભુગતાવે,**

**નિજ સમજણ નિધ્ય લક્ષ રતા....ગમજ્ઞાની...૩**

તેવી જ રીતે બ્રહ્મજ્ઞાની સંત જગતમાં રહે છે. છતાં તેમનો લક્ષ અદ્વૈત બ્રહ્મની પ્રીતિવાળો હોય બ્રહ્મ સિવાય બીજું કાંઈ પણ તેમને દેખાતું નથી.

**ચૈતન રૂપ ચરાચર વ્યાપકવે,**

**અહં બ્રહ્મેતી ક્રત કેલલતા...ગમજ્ઞાની...૪**

જે ચૈતન્ય બ્રહ્મ સ્થાવર જંગમમાં વ્યાપક રહેલ હોવાથી બ્રહ્મજ્ઞાની સંતોએ જેમ છે તેમ જાણીને પ્રાપ્ત કરેલું છે. તેથી તે બ્રહ્મ જ્ઞાનીઓ હું પણ બ્રહ્મ જ છું, એવું સમજીને બ્રહ્માનંદમાં મગ્ન રહે છે.

**જનક સુક કૃષ્ણ વશિષ્ટ દુર્વાસાવે,**

**ચિન્ન ભિન્ન સાંન એક રતા...ગમજ્ઞાની....૫**

ભૂતકાળમાં થઈ ગયેલા બ્રહ્મજ્ઞાની પુરુષો તેમના દેહવહેવારના વર્તન જુદી જુદી પ્રકારના હોવા છતાં બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરી બ્રહ્મનો આનંદ ભોગવતા હતા. તે જનક, સુકદેવ, કૃષ્ણચંદ્ર, વશિષ્ટ મુનિ અને દુર્વાસા હોય તે જક્ત પ્રસિદ્ધ થઈ ગયેલા હોવાથી સંત-સાધુ અને ભક્તજનો સર્વ કોઈ તેમને વખાણે છે.

**ત્યાગ ન દીસત ગ્રેહે ન ગ્રાહકવે,**

**રેણી કર્મ ધર્મ ગતિ ન ગતા...ગમજ્ઞાંની...૬**

જે માયિક પદાર્થો કયા ગ્રહણ કરે છે અને કયા પદાર્થનો ત્યાગ કરે છે તે પણ જોતા જણાતું નથી. તે કેવા પ્રકારની રહેણીમાં રહે છે અને ધર્મ આચરવામાં કેવા કર્મ કરે છે. તે પણ જણાતું નથી.

**વેદ કતેબ કુરાન પુરાનાવે,**

**ઓરલા વહેવાર મત કરત કતા...ગમજ્ઞાની...૭**

વેદમાં, કિતાબોમાં, કુરાન અને પુરાણોમાં જેના જે વહેવાર છે તે વર્ણવી બતાવ્યા છે. તે વહેવારો આ બાજુના હોય બ્રહ્મજ્ઞાનીઓ તેમાંથી કાંઈ પણ કરતા નથી.

**પિંડ બ્રહ્માંડ છાંડ સમ સુરતીવે,**

**ગજ્ઞ તજ્ઞ ગુલતાન ગતા....ગમજ્ઞાની...૮**

તે બ્રહ્મજ્ઞાની સંતોની સુરતા પિંડ-બ્રહ્માંડને છોડી આકાશને પણ ત્યાગી દઈ, અવિગત શુન્યમાં બ્રહ્મના વિશે ગુલતાન તદ્રૂપ થઈ ગઈ છે.

**કોહુ ન જાનત મરમ જ્ઞાની ગતવે,**

**અટક રહે સબ ઘે ને ઘાતા....ગમજ્ઞાની...૯**

એવા જ્ઞાની પુરુષોના મર્મની ગતિ જગતના કોઈપણ મનુષ્યો જાણી શકતા નથી. એવા જગત પક્ષના મનુષ્યો જીવ-શિવની માનંદીમાં અટકી રહ્યા છે.

**સત્ કુવેર નવેર કીયા નિજવે,**

**એહી સમ કે બ્રહ્મ જ્ઞાન મતા...ગમજ્ઞાની...૧૦**

મહાન સમર્થ શ્રીમંત કુવેર સાહેબ કહે છે કે, નિજ બ્રહ્મનો નિર્ણય કરીને મેં જણાવ્યો તે જ પ્રમાણે બ્રહ્મનો અદ્વૈત મત છે તેમ જાણવું.

## પદ - ૫

**સો સંન્યાસી સકલ ભ્રમ ત્યાગ ફરે,**

**સો સંન્યાસી....ટેક.**

જેને સંન્યાસી કહેવામાં આવે છે, તે સંન્યાસી સર્વે પ્રકારની ભ્રમણાનો ત્યાગ કરી મુક્તપણે જગતમાં વિચરણ કરે છે.

**દેહન ગેહન વેહ વિલોકીતવે,**

**નારાયણ રણ ઉર ધરે....સો સંન્યાસી...૧**

જે યથાર્થ સમજીને સંન્યાસી થયા હોય તે પોતાનો દેહ તેમ જ રહેવાનું ભોવન અને

ધારણ કરેલો સંન્યાસીનો વેશ તેનું પણ લેશમાત્ર અભિમાન રાખતા નથી. પરંતુ આત્મ કલ્યાણ અર્થે નારાયણ નામનો મંત્ર ગ્રહણ કરેલો તેમાં પ્રીતિ રાખીને અહોનિશ જાપ કરે છે.

**આસ ન પાસ નિરાસ નિરાલંબવે,**
**આન્ય મેલાપ કોહુસે ન કરે...સો સંન્યાસી...૨**

તે સંન્યાસી પુરુષો માયિક પદાર્થની કોઈની પાસે આશા રાખતા નથી. પરંતુ આશા રહિત થઈને નિરાલંબ એટલે કોઈનો આધાર કે સંબંધ રાખ્યા સિવાય બીજા ભવના લોકો સાથે મેળાપ કરતા નથી.

**દંડ કમંડલ પિંડ પાહાદુ પાણ્યવે,**
**સહેજ આઇ મિલે ઉદ્દ ભરે....સો સંન્યાસી...૩**

એવા સંન્યાસી પુરુષોને પોતાના પિંડમાં એટલે શરીરમાં પ્રભુએ આપેલા હાથ અને ચાલવા માટે પગ તેમ જ ડંડ અને કમંડલની જગ્યાએ હાથોનો ઉપયોગ કરવાનો હોય છે. જ્યારે ભિક્ષા વૃત્તિ કરતા સહેજ સ્વભાવે મળે તે ગ્રહણ કરીને ઉદર નિરવાહ કરવો.

**સત્ કુવેર સંન્યાસી સોઈ સતવે,**
**ભવજલ સહેજ પાર પરે...સો સંન્યાસી...૪**

ભગવાન કરૂણાસાગર કહે છે કે, તે સંન્યાસી સતનું આચરણ કરવાવાળા હોય, સહેજે સંસાર સાગર તરીને પાર થઈ જાય છે.

## પદ - ૬

**ધર્મ અતિ દયાપાલ જીન જતી,**
**ધર્મ અતિ....ટેક.**

જૈન ધર્મના સાધુ પુરુષોને જતી કહે છે, તે વિશેષ દયાને ધારણ કરવાવાળા હોવાથી નાનામાં નાના જીવ માત્ર ઉપર દયા રાખે છે.

**ઇન્દ્રિજીત જતમત સત્ રાખતવે,**
**જડ ત્યાગીને ચૈતન મતિ...ધર્મ અતિ...૧**

જૈન ધર્મના સાધુઓ ઈન્દ્રિયોને જીતેલા હોવાથી ઈન્દ્રિયોના વિષયમાં મનને જવા

દેતા નથી. પરંતુ જેમ છે તેમ સમજીને ઈન્દ્રિયોને સંયમમાં રાખે છે. જેટલા માયાના પદાર્થો છે તેને ત્યજી દઈ સર્વેને ચૈતન દૃષ્ટિએ આત્મ સ્વરૂપે જુએ છે.

**સ્થાવર જંગમ વિશ્વ વિલાસીતવે,**

**સકલ જીવોનું જીવન લહે ગતિ....ધર્મ અતિ...૨**

સ્થાવર જંગમની આદ્યે જેટલો વિશ્વનો વિલાસ નિજ કિરતારે નિર્માણ કરેલો છે. તે વિલાસને નહીં જોતાં સર્વ જીવોનું જે જીવન (પ્રણવ) છે તેને જ જ્ઞાન દૃષ્ટિએ જુએ છે.

**તજે મલિન દીન દલ ભિતરવે,**

**અક્ત કરત ન એક રતિ...ધર્મ અતિ...૩**

પોતાના તન-મન અને વચનથી અશુદ્ધ કર્મનો ત્યાગ કરે છે. અને સત્ય ધર્મને યથાર્થ સમજી પોતાના હૃદયમાં રાખે છે. જે નહીં કરવા જેવા અશુભ કર્મો એક રતિ ભાર પણ કરતા નથી.

**કહેં કુવેર સેવડા સોઈ સત્વે,**

**ખોજ કરે પિંડ આપ પતિ....ધર્મ અતિ...૪**

મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે, આત્માના પતિની યથાર્થ ખોજ કરી યથાર્થ જાણી લીધા છે. તે જ સેવડા સાચા હોય આત્મ કલ્યાણ કરી શકે છે.

## પદ - ૭

**સો વૈરાગી સકલ સુખ છાંડ સજે,**

**સો વૈરાગી...ટેક.**

સંસાર ભરના જેટલા ભૌતિક પદાર્થોના સુખ મનથી માનવામાં આવ્યા છે તે સર્વેને ત્યાગી દઈને નિર્મળ વેરાગને ધારણ કરી શકે તેને જ સાચા વૈરાગી કહેવાય છે.

**ઘાત ન છીવત હાથ હથોહથવે,**

**અષ્ટ પ્રકાર ત્રિયા નેહ તજે...સો વૈરાગી...૧**

જેણે શુદ્ધ વૈરાગ્ય ધારણ કર્યો છે. એવા વૈરાગી પુરુષ બીજા કોઈ પણ મનુષ્ય પાસેથી રૂપિયા-પૈસા સોનું-ચાંદી હીરા-માણેક મોતી કોઈ પણ પદાર્થ હાથોહાથ ગ્રહણ કરતા નથી. એવા વૈરાગવાન પુરુષોએ સ્ત્રી સાથેનો આઠ પ્રકારનો પ્રેમ ત્યજી દીધો છે.

**નૈનોનૈન તાલી હસન આલીંગનવે,**
**સુપન શ્રવણ મિથુન મન ન ભજે...સો વૈરાગી...૨**

સ્ત્રીઓ સાથે આંખથી આંખ મેળવવી, હાથેથી તાલી લેવી, હસવું, સ્પર્શ કરવો, સ્વપ્નમાં વિહાર કરવો, સ્ત્રીઓના સૌંદર્યનું વર્ણન સાંભળવું, સ્ત્રી સાથે સંસારીક કર્મ કરવું તેમ જ મનમાં સંકલ્પ કરવો, એ આઠ પ્રકારનો સ્ત્રી સાથેનો પ્રેમ, શુદ્ધ વૈરાગીઓ ત્યજી દે છે.

**શાહ સુલતાન ગોપીચંદ ભરથરીવે,**
**રાજ રજોગુણ રહ્યો ન રજે...સો વૈરાગી...૩**

બાદશાહ સુલતાન, મહારાજ ગોપીચંદ અને મહારાજ ભરથરી મોટા ભાગ્યના યોગે અઢળક સંપત્તિવાળા હોવા છતાં પોતાના આત્માનું કલ્યાણ કરવા અને પ્રભુ પદને પામવા સર્વને ત્યાગી દઈ રાજપાટ છોડીને મહા વૈરાગ્યને ધારણ કર્યો. ત્યારે રજ માત્ર રજોગુણ તેમના મનમાં રાખ્યો નથી. એવા ઉત્તમ વૈરાગીઓને લાખોવાર ધન્યવાદ ઘટે છે.

**પંચ પ્રકાર વૈરાગ કહત વેદવે,**
**તિવ્ર શ્રેષ્ઠ પાવે ભાગ્યગવજે...સો વૈરાગી...૪**

પાંચ પ્રકારે વૈરાગ્યનું વર્ણન કરી વેદમાં જણાવેલું છે. છતાં આવા ઉત્તમ પ્રકારના તિવ્ર વૈરાગ્યને અનેકવાર ધન્યવાદ ઘટે છે કે મહાન મોટા ભાગ્યના યોગે શ્રેષ્ઠ વૈરાગ ધારણ કરી પ્રભુપદને પ્રાપ્ત કર્યું છે.

**કહેં કુવેર વૈરાગ વિના નરવે,**
**ભવદુઃખ ભુગતે અમર અજે...સો વૈરાગી...૫**

મહાન સમર્થ પરમદયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે, વૈરાગ્ય વિનાના જે જે મનુષ્યો આ જગતમાં છે. તેઓ જુગોજુગ કલ્પના અંત સુધી જન્મ-મરણનું મહાદુઃખ ભોગવે છે.

## મહંતશ્રી મોહનદાસજી ગુરૂશ્રી લક્ષ્મણદાસજી



સંધી મેળવી સ્વરૂપકી, અરૂપ હતી જેહી વાત;<br>
ગુરૂ ગમ વાળા સમઝશે, પ્રત્યક્ષ પ્રમાણ સાક્ષાત

સુક્ષ્મ દ્રષ્ટિ પસારતા, જ્ઞાની સમઝે ભેદ;<br>
અણ સમજુને અજાણ છે, કરે શબ્દ ઉછેદ

મોહન મરમ સમજી ગયો, લહ્યો ગુરૂ ગમ સાર;<br>
ગુરૂ લક્ષ્મણ લક્ષે કરી, ઉતરવા ભવ પાર